ॐ प्रेमधर्म

# દીવાને સાગર

કર્તા અને પ્રકાશક

सागर - જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી,

ચિત્રાલ, તા. પાદરા. (વડોદરા રાજ્ય.)

" A Church, a Temple or a Kâbâ stone,
" Korân or Bible or a Martyr's bone;
" All these and more my heart can tolerate,
" Since my Religion is *Love* alone."



સોલ એજન્ટ :-

જીવનલાલ અમરશી મહેતા,

અમદાવાદ.

કિંમત રૂ. ૧-૮-૦



॥ तत्सत् ब्रह्मार्पणमस्तु ॥



પ્રેમ પોતે પોતાનાં પ્રેમી સ્વરૂપોને

પરમ ઉલ્લાસથી

અર્પણ

થાય

છે.

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥

श्री भ. गी.



***Love !*** ***Bliss !*** ***Peace !***

*' I was a gem concealed –*
*' Me my burning ray revealed .'*

*Qurân .*

*' Beneath the curtain of each atom lies concealed*
*' The life - increasing Beauty of the Beloved .'*

*Gulshan-i-Râz .*

*' Would'st thou enclasp the Beauty of the True '*
*'Let pass the word, the thought, the Thought pursue.'*

*Maulânâ Jalaluddin Rumi .*

ૐધનુષ્ તીર આત્માનૂં, લક્ષ્ય બ્રહ્મ બનાવવૂં:
ત્વરાથી વીંધવાને, હાં! તીરવત્ તન્મય થવૂં.

મુણ્ડકોપનિષત્.

ॐ



અનલહક્કની ઓ અનાદ્યનન્ત શહેનશાહત ! ઓ અનિર્વચનીય પ્રેમબ્રહ્મ ! વાણીમાં ત્હારૂં પૂરૂં નિરૂપણ કોણ કરી શક્યૂં છે ? બધાં બ્રહ્માંડોનૂં સર્વકાલ સર્વતોભદ્ર શાસન ચલાવતી ઓ સર્વોપરિ સરકાર ! આફ્રીન છે – આફ્રીન ત્હારૂં અદ્દભુત નિયંત્રણ ! બલિહારી છે – બલિહારી ત્હારા અનામી નામની ! પોતે નિર્ગુણ–સગુણ ઉભયથી પર છો : છતાં રામ, કૃષ્ણ, બુદ્ધ, ખ્રિસ્ત, ઝરથોસ્ત, મહાવીર, મહમ્મદ અને એવાં તો કંઇ કંઇ મહદ્રૂપો ખુદ પોતાનાં જ ફેલાવીને શો વિલક્ષણ ખેલ નિરંતર ખેલ્યાં કરો છો ! જાતે અનામી છતાં આ દીવાને સાગરનૂં નામરૂપ ધારણ કરીને પોતે પોતાને પ્રસિદ્ધ કરો છો, ઓ પ્રાણના પ્રાણ ! ॥ ॐ ॥

અને, ઓ પ્રેમના પ્રેમ ! ખેલવૂં તો પોતાને, અને આરોપ ત્યારે આશકના નામ ઉપર ! વાહ ! દિલ્જાન ! વાહ ! સેવક સાગરનૂં નામ કર્ત્તા તરીકે રુજૂ થયૂં છે ! જો કે – આપણે તો જાણીએ જ છીએ કે આ આખો દીવાન્ કંઇ એની એકલાની કૃતિ નથી ! એમાંનૂં ઘણૂં વસ્તુ તો ત્હેં લખાવેલૂં તે પ્રમાણે સેવકે માત્ર નકલ જ કરી છે અને કોઇ કોઇ પ્રસંગે તો લાડમાં ને લાડમાં ખુદ ત્હેં લખી આપ્યૂં છે ! ત્હારૂં મુબારક નામ ત્હારી હરેક કૃતિમાં મ્હોટામાં મ્હોટે અક્ષરે પણ છાનૂંમાનૂં કોતરેલૂં છે ; પરન્તુ ઓ વિરાટસ્વરૂપ ! શરાબી રંગનાં સૂક્ષ્મદર્શક ચશ્માંથી કોઇ ઉકેલનારૂં મળશે તો સેવકને માથે મૂકાયલૂં આળ ક્યાં સુધી ચાલશે ? અને ખરા કર્ત્તાનૂં નામ ક્યાં સુધી છાનૂં રહી શકશે ? ॥ ॐ ॥

ગ્રન્થમાંનું વસ્તુ જેમ જેમ ઉકેલાતું જશે તેમ તેમ અન્દરનું વસ્તુ પણ પોતાની મેળે જ ખુલ્લું થશે : લાંબી પ્રસ્તાવનાની શી જરૂર છે? સનમ, સાકી, શરાબ, ઈશાની અને અંગ્રેજી દારૂ વગેરે સૂફીની પરિભાષાના શબ્દો ગૂજરાતને હવે બિલ્કુલ નવા નથી. ગૂજરાતી ગઝલિસ્તાનના દીબાચામાં એ વિશે સવિસ્તર કહેલૂં છે; તે ઉપરાન્ત આ ગ્રન્થને અન્તે આપેલા શબ્દકોષમાં પણ બનતી સરળતા કરી આપી છે અને વસ્તુનાં નિદિધ્યાસી હૃદયોને તો એ ઉપયોગી થશે.

આખો ગ્રન્થ ત્રણ તબક્કામાં વહેંચાયલો છે અને જે વસ્તુ છપાયૂં છે તે ક્રમશઃ છે. ધારણા કરતાં કદ ઘણૂં મ્હોટૂં થયૂં છે – જો કે વચમાંનાં એંશીએક કાવ્યો તો છોડી દીધેલાં છે. કાગળો મળવાનૂં બહુ મુશ્કેલ થવાથી કિમ્મતમાં પણ કંઇક વધારો કરવો પડ્યો છે. સેવકને હિમાલયનાં જંગલોમાં રખડવાનૂં વ્યસન પડેલૂં હોવાથી છાપવામાં ત્વરા કરવી પડી છે અને તેથી કોઇ કોઇ ભૂલો રહી ગઇ છે. આવી કેટલીક બાબતો તરફ પ્રેમસ્વરૂપ વાંચનાર ક્ષમાની દૃષ્ટિથી જોશે એવો ભરૂંસો છે.

ફારસીના વિદ્વાન્ રા. રા. કૃષ્ણલાલ ઝવેરીએ એ ભાષાના શબ્દોની જોડણી માટે તથા પ્રતિષ્ઠિત સાક્ષર પ્રૉફેસર આનન્દશંકર ધ્રુવે નારદભક્તિસૂત્રના અનુવાદ માટે ઉપયોગી સલાહ પ્રેમપૂર્વક આપી છે; ભાઇ જીવનલાલ અમરશી મહેતાએ આ ગ્રન્થની પ્રથમાવૃત્તિની પ્રસિદ્ધિનૂં આર્થિક જોખમ માથે લઇને 'જ્ઞાનવર્ધક પુસ્તકમાળા'ના ગ્રાહકોને એ અડધી કિમ્મતે આપવાનૂં ધોરણ ઠરાવ્યૂં છે; એમનો ઉત્સાહ જ આ ગ્રન્થની આટલી વહેલી પ્રસિદ્ધિમાં મુખ્ય નિમિત્તરૂપ છે: જે પ્રેસમાં આ ગ્રન્થ છપાયો છે તે પ્રેસના સ્ટાફે પણ ઉલ્લાસથી શ્રમ લીધો છે. એ પ્રેમસ્વરૂપોનૂં સ્મરણ આપણે આનન્દપૂર્વક અહીં નોંધીએ, અને, આવો!– આવો! ઓ આત્મસ્વરૂપો! આપણે શ્રી હરિને ગાવા માંડીએ, બાહ્ય અને આન્તરમાં શ્રી હરિને જ જોઇયે અને હરદમ શ્રી હરિમાં જ હરીએ ફરીએ! ૐ જય સચ્ચિદાનન્દ! જય સચ્ચિદાનન્દ!

# ફેહરિસ્ત



# અગત્યનું શુદ્ધિપત્ર



| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧ | વિનતિ | વિનતી |
| ૨ | ૧૪ | જગત | જગત આ, |
| ૫ | ૭ | અરેરે | અરેરે ! |
| ૨૫ | ૯ | શિશુમય | શિશુવય |
| ૨૬ | ૧૬ | લહરિઓ | લહરીઓ |
| ૩૧ | ૧૨ | તૂ | તૂં |
| ૪૨ | ૯ | ન | ના |
| ૭૬ | ૭ | શિરીનૂ | શીરીનૂ |
| ૯૬ | ૧૪ | બીજૂં | બીજૂં |
| ૧૦૮ | ૧૧ | વ્હાલાને | વ્હાલાંને |
| ૧૧૪ | ૧૭ | નરો | નવો |
| ૧૨૪ | ૩ | મૃત્તિકોદ્ભુત | મૃત્તિકોદ્ભૂત |
| ૧૩૧ | છેલ્લેથી પ્હેલી | ફેલી નથી : | ફાલી નથી : |
| ૧૩૨ | ૫ | અને | અનેરા |
| ૧૩૩ | ૨૬ | આંસુડાના | આંસુડાંનાં |
| ૧૪૩ | ૩ | એક જ છેવટનો | એક જ છે છેવટનો |
| ૧૫૬ | છેલ્લી | સાચો નથી ! | સાચો નથી નથી ! |
| ૧૬૦ | ૧૨ | શૂ | શૂં |
| ૧૭૭ | ૧૫ | અનિર્વયનીય | અનિર્વચનીય |
| ૨૦૦ | ૧૫ | વિદહદર્દ | વિરહદર્દ |
| ૨૦૨ | ૧૭ | છૂટૂ | છૂટૂં |

| | | | |
|---|---|---|---|
| ૨૨૨ | ૧૪ | દીવનાની | દીવાનાની |
| ૨૨૬ | ૧૧ | હે : | હો : |
| ૨૪૮ | છેલ્લી | આ આ | આ |
| ૨૪૯ | ૯ | ધોવા | ધોવા |
| ૨૫૨ | ૧૬ | બધીરકો | બધિરકો |
| ૨૬૬ | ૧૫ | બજાવું છું આ | બજાવું છું હું આ |
| ૨૭૪ | ૧૬ | પિશન | પિશુન |
| ૩૦૩ | ૧૨ | સભારીએ | સંભારીએ |
| ૩૦૮ | ૨૩ | અદ્વૈમૂર્ત્તિ | અદ્વૈતમૂર્ત્તિ |
| ૩૨૯ | ૧૮ | બયાં | બધાં |
| ૩૩૧ | ૯ | જોગી , | જોગી |
| ૩૩૨ | ૧૧ | રગેરગે | રગરગે |
| ૩૪૦ | છેલ્લી | વથા | વૃથા |
| ૩૪૬ | ૨ | क्षयम् | क्षयः |
| ૩૪૬ | ૮ | तामप्यन्त : | तामप्यन्तः |
| ૩૬૪ | ૫ | આતમારામ | આતમરામ |
| ૩૭૨ | હેડિંગમાં | એ ગકમ્મત | એક ગમ્મત |
| ૩૭૫ | ૭ | એકાન્તે ? | એકાન્તે – |
| ૩૭૮ | ૧૦ | ગુડ્મૅર્નિગ | ગુડ્મૉર્નિંગ |
| ૪૦૧ | ૯ | રોના | રો ના |
| ૪૪૭ | ૨ | યોદ્ધા દ્દઢ ! | યોદ્ધા ! દ્દઢ |
| ૪૫૧ | ૩ | ન કપડું | ન હો કપડું |
| ૪૮૮ | સૂત્ર ૬૮ માં | क्रुर्वन्ति | कुर्वन्ति |
| ૪૮૯ | સૂત્ર ૭૩ | | ७३ ॥ |
| ૪૮૯ | સૂત્ર ૭૫ | ७६ ॥ | ७५ ॥ |
| ૪૯૨ | ૧૨ મી કડી | જીવમુન્ક્ત | જીવન્મુક્ત |

ॐ प्रेमधर्म

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत्।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः॥

श्री. भ. गी. ६ : ५.



મચ્યું છે યુદ્ધ બ્રહ્માંડે દેવદાનવનું સદા ;
હણે છે કોઇ તો કોઈ રક્ષાનું કરનાર છે.

कलापी.



In the world's broad field of battle,
In the bivouac of Life,
Be not like dumb, driven cattle! –
Be a hero in the Strife.

*Longfellow.*



"પ્રેમમાં દૃઢ શ્રદ્ધા અને પોતાના સ્વાર્થ પર વિરાગ કે બેદરકારી હોય છે, તો જ સ્નેહ નભી શકે છે. મ્હને તો હજારો રાજ્ય કરવા કરતાં સ્નેહમાં વધારે દૃઢતાની જરૂર લાગે છે અને તે એમ જ હોય, કેમકે, પ્રભુને મેળવવાના માર્ગ સુલભ નથી; બહુ યત્ન અને મહેનતની જરૂર છે: છતાં વાત ટુંકી છે. પોતાને ભૂલી જવાય એટલામાં જ સર્વ ધર્મનો સાર છે. સર્વ સ્નેહનો સાર પણ એટલામાં જ છે."

कलापीनी पत्ररेषामांथी.

ॐ प्रेमधर्म

# દીવાને સાગર

## ઉદ્ગાર



હવે હૈયે ન રહેવાયે, કરૂં વિનતિ અનિચ્છાએ :
અનિચ્છા ! હા ! હતી ઇચ્છા : વિફલ વાગ્-છા બધી થાયે !

ચ્હડયૂં આ ચિત્ત ચકડોળે ! ખરો કૈં માર્ગ ખોળે છે :
અને, ઉરવૃત્તિઓ મ્હારી, બધી યે 'ત્યાગ' બોલે છે !

ન જોડાયો – ન જોડાવૂં, ન સંસારે ડગો માપૂં :
ન રૂઢિને નમ્યૂં આપૂં : ભલે ગૃહ જંગલે સ્થાપૂં !

રડૂં છૂં તો ય ના રોશો : હૂં છૂં એ ભ્રાન્તિ દૂર કરશો :
ભરૂંસો છે પ્રભુ પર તો, જગત્-વ્યવહારનો ડર શો ?

થયા સંબન્ધ સંસ્કારે ! મૂકો–હૂં મૂકૂં વિસારે !
પ્રભુ સાચો જગત્ જૂઠૂં : શ્રુતિ ને શાસ્ત્ર પોકારે !

સગાં, સંબન્ધીઓ વ્હાલાં : બધાં બ્હાનાં જૂઠાં ઠાલાં !
પિતા, માતા, પતિ, પત્ની : અરેરે ! માત્ર કૂહેવાનાં !

અનુસરૂં તો ગમૂં સૌને! હૂં દુઃખી તો ન કોઈને!
જગત્‌માં જોઉં એ નીતિ! ફસાવૂં ત્યાં શૂં મોહીને?

જૂઠો આ દમ્ભ સૌ ભાસે! નથી વિશ્વાસ વ્યવહારે!
ભ્રમણ વમળે ચ્હડૂં શાને? પ્રભુ વિણ કોણ છે મ્હારે?

ક્ષમા માગૂં: દયા માગૂં: બધૂં ત્યાગૂં: રઝા માગૂં!
અને, બસ! એ જ અજમાવૂં, લલાટે જે લખાવેલૂં!



# પિતૃવિરહ



જેને ઘેર ધર્યો ભૂળે જનમ મ્હેં, આનન્દ પામ્યો અતિ,
વિદ્યાભ્યાસ ઉમંગ અંગ ધરીને, જેણે કરાવ્યો અહીં,
જેણે આત્મબળે નિવાર્યૂં દુઃખ ને માણી મઝા જે થકી,
એવા સદ્‌ગુણયુક્ત પિતૃવિરહે, સંસાર સૂનો નકી.

યુવામાં ગુરુસંગરંગ ગ્રહીને, સન્માર્ગમાં ચાલીઆ,
વાંચી ગ્રન્થ વિશિષ્ઠ સાર સમજી, ઉચ્ચાશયો રાખીઆ;
ખેડયો આ વ્યવહાર નેકી ધરીને, પ્રખ્યાત પોતે થયા,
હા! હા! શૂન્ય દિસે મ્હને જગત, ચાલી પિતાજી ગયા!

ગામોગામ કર્યા પરિચય ઘણા, કીધી રૂડી નામના,
આરમ્ભ્યો પરિપૂર્ણ યજ્ઞ કરવા, રાખી ઊંચી ભાવના;
પ્રવૃત્તિ મહીં વૃત્તિઓ નિશદિને, પ્રેરી તજી કામના,
રે! રે! આ સઘળૂં છવાયૂં તિમિરે, જાવાથી એ ભાણના!

જેની રીતિ સદા વિવેકમય ને શ્રદ્ધા સ્વધર્મે અતિ,
રે ! રે ! પૂજ્ય પવિત્ર પિતૃવિરહે છે સ્તબ્ધ મ્હારી ગતિ !
કીધાં કાર્ય અનેક લોકહિતનાં, કીર્તિ અતિ ગાજતી,
શાણે, તાત ! રખાય હામ હૃદયે ! નામે ન શાન્તિ થતી !

વિદ્યોપાસનકાર્યે મન્દિર વિશે, પોતે ધરી પ્રીતિને,
હોમ્યાં ચિત્ત, સુવિત્ત, દેહ અણીએ ! છે ધન્ય એ ભક્તિને !
નિઃસ્વાર્થે સહ્યૂં કષ્ટ ધર્મપથમાં, પ્રેમાશિષો પામીઆ :
હા ! હા ! હા ! હતભાગ્ય બાળક અમે, આજે નબાપાં થયાં !

મૂકી વૃદ્ધ પિતા અપંગ શરીરે, સ્વર્ગે, પિતાજી ! વસ્યા,
ત્યાગી પત્ની, સ્વપુત્ર, મિત્ર સઘળાં, ચાલ્યા અકાળે, અહા !
મ્હેં ત્યાગી વિધિ બ્હારની બહુ કરી ! હૈયું ન માને કહ્યૂં !
રે ! રે ! તાત ! પ્રયાણ આપ કરતાં સર્વત્ર સૂનૂં થયૂં !

આવે યાદ પ્રફુલ્લ આપ મુખડૂં, ના ના ભૂલાતૂં કદા,
વાણી નિર્મળ ભાવથી ઉચરતા, તે સાંભરે સર્વદા;
પ્રીતિ ગાઢ ઉદારતા, સુજનતા, સૌ યાદ આવે યદા,
રે ! રે ! તાત ! પ્રયાણ આપ સ્મરતાં ના ના કશી સ્વસ્થતા !

છે ચક્ષુ પરિપૂર્ણ અશ્રુ ભરીઆં, સાલે સ્થિતિ દુઃખદા,
શી રીતે વરણાય આ કલમથી ! હા ! હા ! અનિર્વાચ્યતા !
વારંવાર કરૂં વિનન્તિ હરિને શાન્તિ સદા આપજે !
યાચૂં છૂં, જગનાથ ! તાત મમને તૂંમાં, પ્રભો ! સ્થાપજે !



# ભક્તિ કરૂં, ભગવાન!



ભક્તિ કરૂં, ભગવાન! ભાવે ભક્તિ કરૂં, ભગવાન!
નીતિ વિના નહીં મુક્તિ કદાપિ : નીતિએ મ્હારૂં નિશાન!
ભાવે ભક્તિ કરૂં, ભગવાન!

માતા, પિતા, ત્રાતા તૂં દયાળુ! તાતે કીધૂં પ્રયાણ!
બાળક જાણી પાર ઉતારો, પૂર્ણ કૃપાના નિધાન!
ભાવે ભક્તિ કરૂં, ભગવાન!

તૂં વિણ વિશ્વ વિશે નહીં મ્હારૂં કોઈ, પ્રભો! નિર્વાણ :
ભાળી ભવાટવી ભડકી મરૂં છૂં! બાળક બહુ નાદાન!
ભાવે ભક્તિ કરૂં, ભગવાન!

નૌકા હતી નરરત્નની પાસે, નાવિક ચતુરસુજાણ :
ભાવિ હવે તુજ શરણ રહ્યૂં છે, ગુમ થતાં ગુણવાન!
ભાવે ભક્તિ કરૂં, ભગવાન!

હોડકૂં આવ્યૂં અજાણને હાથે, થાય પ્રવાસી હેરાન :
ડોલે દશે દિશ નાવડૂં! આ શૂં? ભરદરિયે રોકાણ!
ભાવે ભક્તિ કરૂં, ભગવાન!

પ્રેરો, પ્રભો! શુભ વૃત્તિ હૃદયમાં, અર્ભક અતિ અજ્ઞાન :
આ ભવસાગરમાં ચલવો, વિભુ! મ્હારૂં ગરીબનૂં વહાણ!
ભાવે ભક્તિ કરૂં, ભગવાન!

---

# શાશ્વતી શાન્તિ આપો!



હે સ્વામી! મ્હેં પિશુન મતિથી કાર્ય કીધાં નૃશંસ,
ને મ્હારામાં પ્રચુર જડતા, ક્રૂરતા છે ભરેલી;
હૂં સ્વૈરીની ચિકુર મતિને, નાથ! વેગે વિદારો,
આપો સ્નેહે, કરુણ વિભુ હે! સન્મતિ શ્રેયકારી.

મ્હેં આશામાં ભટકી ભટકી ચિત્તનૂં સ્વાસ્થ્ય ખોયૂં,
ને મ્હારી સૌ શરીરમનની પ્રકૃતિ યે બગાડી;
ભક્તિ ત્હારી કદિ નવ કરી શાન્ત ચિત્તે, અરેરે!
પ્રવૃત્તિ શી અનુચિત કરી કાળ મિથ્યા ગુમાવ્યો!

ધાતા! નેતા! મધુરિપુ! વિભો! ઈશ! કલ્યાણકર્ત્તા!
ત્હારે પાયે નમૂં નમૂં, પ્રભો! પૂર્ણ કારુણ્યદાતા!
થાકેલો હૂં શરણ ગ્રહીને માગૂં પાપક્ષમાઓ!
યાચૂં છૂં હૂં સરળ હૃદયે શાશ્વતી શાન્તિ આપો!



# નમૂં માતૃભૂમિ, ગૂજરાત!



નમૂં માતૃભૂમિ, ગૂજરાત રે!
મ્હારી માનવતી ઓ માત!
'જય! જય! ગરવી ગૂજરાત' રે!
નમૂં માતૃભૂમિ ગૂજરાત!

મનહર તરુવરધારી ભૂમિ તૂં,
પાવન ક્ષેત્ર તૂં **આર્યભૂમિનૂં**,
રસકસમયતાથી બહુ વખણાતૂં :
કાંચનભૂમિ સાક્ષાત રે !
નમૂં માતૃભૂમિ, **ગૂજરાત** !

સરવર, સાગર, પૂર્ણ સરિતા,
પિતૃભૂમિ મુજ તૂં જ જનેતા,
વત્સલભાવ તૂં રાખતી, માતા !
કરતી બહુવિધિ લાડ રે !
નમૂં માતૃભૂમિ **ગૂજરાત** !

અનેક થયા તુજ પુત્ર, કદાપિ–
કોઇએ ત્હને પરસ્વાધીન સોંપી,
શાપ ન આપ્યો ત્હેં ય તથાપિ !
ધન્ય ! વત્સલભાવ, ઓ માત રે !
નમૂં માતૃભૂમિ, **ગૂજરાત** !

મ્હોટા મ્હોટા મહીપતિ મકલાયા,
તૂં પર સુન્દર મન્દિર સ્થાપ્યાં,
યશદુન્દુભિ બહુ વગડાવ્યાં !
પણ હાલ ન નામ નિશાન રે !
નમૂં માતૃભૂમિ ગૂજરાત !

તૂં પર ચાલી ગયા **વનરાજા** !
તૂં પર મ્હાલી ગયા **સિદ્ધરાજા** !
**માધવ**, **કરણ** સમા નર ઝાઝા !
તોય, **દેવિ** ! તૂં કેવી કૃપાળ રે !
નમૂં માતૃભૂમિ, **ગૂજરાત** !

રંક અને વળી રાય સહજ પણ,
ત્હેં નીપજાવ્યાં રત્ન વિલક્ષણ,
કોડે ઉછેર્યા કવિકુલભૂષણ,
ભક્ત, કવિની તું ખાણ રે!
નમૂં માતૃભૂમિ, ગૂજરાત!

પ્રીતમ, પ્રેમ, અખા ઉપજાવ્યા,
નરસિંહ, ધીરા, દયા, પ્રકટાવ્યા,
નર્મદ, નવલ ત્હેં બાળ રમાડ્યા,
શું લેખિની લખશે વખાણ રે?
નમૂં માતૃભૂમિ, ગૂજરાત!

મહીપત, દલપત સંતતિ ત્હારી,
એ સહુએ તુજ કૂખ દીપાવી,
હેવી પ્રજા તુજ હો સહુ ભાવિ!
એવી વિનતિ નિષ્કામ રે!
નમૂં માતૃભૂમિ, ગૂજરાત!

ધન્ય! મ્હને બહુ ધન્ય હૂં માનૂં!
તું સમી માવડીથી અતિ રાચૂં!
ત્હારી કૃપા બહુ પ્રેમથી યાચૂં!
તુંને શતધા પ્રેમે પ્રણામ રે!
નમૂં માતૃભૂમિ, ગૂજરાત!



# ખરેખર ભૂલ એ મ્હારી



ગયો ઉત્સુક હીનભાગી, ચમનમાં ઢૂંઢવાને ગુલ :
હશે ત્યાં ખાર ના જાણ્યૂં ! ખરેખર ભૂલ એ મ્હારી !

હૃદય આ યોગ્ય કીધૂં ને પ્રણય શૂં તે મ્હડાવ્યૂં એ :
ઉથામ્યાં પ્રેમનાં પોથાં ! ખરેખર ભૂલ એ મ્હારી !

હસીને હોંસમાં હરદમ, મીઠાં કૈં ગીત ગાઈશૂં :
નિરાશા એ ગણી આશા ! ખરેખર ભૂલ એ મ્હારી !

ઝમીં પર ચાલવા તાકાત નહીં તોયે હૂં ફેંકૂં છૂં—
દડા અસ્માનમાં મ્હારા ! ખરેખર ભૂલ એ મ્હારી !

જીવનમાં ઝેર ભેળાયૂં ! અભાગી તોય જીવૂં છૂં !
તજાતૂં ના ! મરાતૂં ના ! ખરેખર ભૂલ એ મ્હારી !

ભૂલો હૂં આ પિછાનૂં છૂં ! છતાં આ આલમે રહૂં છૂં !
જતો નથી જંગલે ચાલ્યો ! ખરેખર ભૂલ એ મ્હારી !

અજાણી લાઈલાઝી ના ! છતાં નિ:શ્વાસ આ મ્હારા,
હવામાં હૂં ગુમાવૂં છૂં ! ખરેખર ભૂલ એ મ્હારી !



# હમારી પરેશાની



પરેશાની હમારી આ, ઇલમનૂં કૈં મલમ માગે :
તમે કૈં જાદુ કરવાના ? નહીં તો વાત કૂહેશો ના !

હકીમ જહાંમાં નથી કોઇ, મિટાવે દર્દ આ એવો !
તમે ઉસ્તાદ ના એવા ! પછી આ બોલ શા લખવા !

જવાંમર્દી હમારી સૌ ! ખતમ થઇ ગઇ જુવાનીમાં !
ગમીમાં ઝિન્દગી જાશે ! છતાં એ વાત કૂહેશો ના !

હમારી લહેર કૈં જુદી ! મગઝમાં કૈં ભર્યૂં ભારે !
કરીને કલ્પના કૈં કૈં ! ઘડીને ભાગતા કૈં કૈં !

હમે દિલમાં ઘડયૂં કૈં કૈં ! ફના કરવા તમે આવ્યા !
છતાં કૈં ફાવવાના ના ! રહેજો દૂર કૈં આઘા !

ન આંસુ આ હવે લ્હોશો ! હમારા તર્ફ ના જોશો !
હમે તમને સદા જોશૂં ! દૂરંદેશી હમારી છે !

અરે ! કિસ્મત ! શિતાબીથી, ઝબેહ કર ઝિન્દગી મ્હારી !
હયાતી ! તૂં ખતમ થઇ જા ! મઝા છે ના અહીં તુજને !

હમારી સલ્તનત જુદી ! હમે સુલ્તાન કૈં જુદા !
હમારૂં તખ્ત અદ્ધર છે, હવામાં હીંચકા ખાતૂં !

થયા ઝમીદોસ્ત એ કિલ્લા ! ભલે એ પાયમાલીથી,
હમે રોતા રહ્યા હરદમ ! છતાં એ વાત કૂહેતા ના !

ઘડી પૂતળી અમે દિલમાં ! ફના થઇ ! હા ! હવે મોલા !
હમે હિઝરાઈ મરવાના ! છતાં એ વાત કૂહેતા ના !

હવે આ ઝિન્દગી જહન્નમ ! અરે હમને ય હો લ્યાનત !
હમે બેઝાર રોવાના ! હમે બેઝાર રોવાના !



# હૂં શૂં લખૂં?



હૂં શૂં લખૂં? શાને લખૂં? કોને લખૂં? લાચાર છૂં!
દરિયાવ આંસુના સીના પર રાખીને ફરતો ફરૂં!

એવૂં છતાં, ભગવૂં જિગર આ રંગવા મથતો ફરૂં!
પર્વા વિનાનો એકરંગી! આખિરે મસ્તાન છૂં!

ખિસ્સાં હમારાં બે ભરેલાં! બે નહીં બે ચાર છે!
જ્યાં જ્યાં ઘટે, જે જે ઘટે, તે આપવા તૈયાર છૂં!

મસ્તી હમોને વ્હાલી છે! મસ્તી તમે સમજો નહીં!
તમને તલબ છે કે નહીં, તેનૂં હમારે કૈં નહીં!

કૈં નાચતા! કૈં કૂદતા! ફરતા કૈં રમતા હમે!
હૈયે હમારે હોળીઓ સળગે છતાં ગણુતા નહીં!

ગણુતા છતાં ડરતા નહીં! ડરતા છતાં મરતા નહીં!
મરતા છતાં જીવતા જુવો! જીવતા છતાં જુદા હમે!

એવા હમારા ઢંગ છે! કૈં અવનવા એ રંગ છે!
આલમ મહીં આદમ કંઈ જુદા ઝમાનાના હમે!

દિલ્બર પરેશાની હમારી! ને હમે એના થયા!
માનીએ રાહત હમેશાં! એ નવી તાસીર છે!

સંસાર ને વ્યવહારને, દોઝખ મહીં ફેંકી દીધા!
વ્હાલા બહુ જો હોય તો, જાતે તમે સંભાળજો!

ઇમાનત હમારી સાફ છે! નીતિ હમારી પાક છે!
મૌલા હમારો નેક છે! તો બ્હીક શી વ્યવહારની!

જુદી ગિરફ્તારી હમારી ! ખ્યાન પણ એ થાય ના!
ફૂહેજો હવાઈ ખ્યાલ છે! નાદાનિયત ફૂહેજો તમે !

શાણા કહો કે કહો દીવાના! જે કહો તે કહો ભલે ! 
મસ્તાન પણ મહબૂબના મિસ્કીન અને ફિદ્દવી હમે !

મર્ઝીમાં રહેતા છતાં, ઉલ્ફતહૂકમ કંઇ હોય તો,
ફરમાવજો ! દિલ્દારના હમ્મેશના ફિદ્દવી છીએ!

જો આપના વ્યવહારનૂં, કંઇ પૂછશો તો ના નથી!
અજ તર્ફથી તો હર્ફ એવો, એક પણ લખવો નથી!

## પડઘમ



ઓ લોક રે સંસારના ! ડ્હાપણ તમારૂં દાટજો !
વ્યવહારની હુશિયારીની ફિશિયારીને કરજો ફ્ના !

વેદાન્ત ને પુરાણના ઇતિહાસ ને શ્રુતિ, સ્મૃતિ !
વાંચો તમે પોથાં બધાં, જૂનાં નવાં બહુ પ્રેમથી !

લાંબા કરી કર ભાષણો, કરતા છટાથી જોરથી !
પણ શૂન્ય કૃતિઓમાં દિસે ! તો એ બધૂં શા કામનૂં ?

બચ્ચાં બિચારાં કુમળાં, અજ્ઞાન જે તેને તમે,
મરઝી તમારી હોય તેની સાથ હોંસે જોડતા !

ઉસ્તાદ એ બુઝુરગ હતા, શાણા બહુ દાના હતા,
સત્શાસ્ત્ર એ લખનારની, ઉલટા વહી હાંસી કરો !

ખોટો અને જૂઠો છતાં, જે રાહ પકડયો છે તમે,
તેને જ બસ ઝિદ્દી બની, ઝિકર કરી ના છોડતા!

બાળક બિચારાં બોઘલાં! ના જાણુતાં ખોટૂં ખરૂં!
તેને તમે ઉમ્મર બધીનો, એકરાર કરાવતા!

શાને તમે ઝુલ્મી બની, સિતમ ગુઝારો આવડા!
નાદાનિયત! હેવાનિયત! ઇન્સાનિયત એ છે નહીં!

અશરાફીને યા દાનિયતને, એ મુનાસિબ છે નહીં!
વાલીપણાના હક્કને યે એ લિયાકત છે નહીં!

ભૂમિ તમારી આર્યની, બેહિશ્ત જેવી આ હતી!
દાના ઋષિઓ દર્વિશો માનવશિરોમણિ રાજતા!

ઈઝ્ઝત હતી કેવી ઉંચી! ઈમાન પણ કેવૂં હતૂં!
જે જે કહે તે તે કરે! કૂહેતા હતા તે તે થતૂં!

ઘાનત હતી બહુ પાક ને પરવા હતી ના કોઈની!
રૂહેતા હમેશ ખુમારીમાં! ખુદાઈમાં પૂરા હતા!

મસ્તાનના મસ્તાન એવા ઑલિયા એ કયાં ગયા?
રુખ્સત લીધી આ જહાનમાંથી તોય એ કાયમ રહ્યા!

આલમ તજી બેહિશ્તમાં જઈ એ ફિરિશ્તાઓ બન્યા!
આફ્રીન હો એવા સિતારાને કરોડો બન્દગી!

કેવા હતા જંગી બધા જોગી તમારા દેશમાં?
મત્સ્યેન્દ્ર, ગોરખનાથ, એવાં નામ મૈં સુણ્યાં હતાં!

સુણ્યા હતા મૈં વીર પુરુષો! રામ, પરશુરામ ને!
અલ્મસ્ત ભીમ, પૃથુ સમા વીર રાજવી વિસરાય ના!

જે થઈ ગયા તે થઈ ગયા ! હાવાં થતા કોઈ નહીં !
કારણ કદિ યે શોધવા, દિલમાં ફિકર કરતા નહીં !

કરતા ફિકર ને શોધતા, તેનું તમે માનો નહીં !
આ દેશના આ વેષથી આવેશ કૈં આવે નહીં !

જે જે હતું તે તે હતું, સહુ પાક નૂર પ્રતાપથી !
એ નૂર ન્હાનાં બાળકોનાં લગ્નથી લય પામતું !

એ નૂરથી જે શૂર સઘળું દેશમાં વહતું હતું,
તે પૂર પાટ જતું રહ્યું ! પરવારીને ખાલી થયા !

ભૂમિ તમારી ખોઈ બેઠા ! રૂઢિના પૂજારીઓ !
આસુરીએ દુઃખી કર્યા ! તો યે ખતા જાતી નહીં !

શાને તમે શાણા છતાં આવા ઝુલમ ગુઝારતા ?
જે કાયદા દુઃખદેણ છે, તે કેમ ના અટકાવતા ?

એ તમારી ઝુલ્મગારી ! તે હવે ચલવો નહીં !
નહીં તો પછી ત્યાં વાગશે કૈં વજ્રનાં વાજાં જુદાં !

ઓ વાલીઓ ! બચ્ચાં તણું હિત ધારજો દિલમાં કંઈ !
શયતાનના સંચા મહીં બચ્ચાં કુળાં ના પીલશો !

વ્હાલાં બિચારાં બુલ્બુલોને કાગ સાથે જોડતા !
આફતાબ સાથે ચશ્મહીન, અરે ! તમે વળગાડતા !

દિલ દાઝતું કૈં શેરને કૈં રોઝ સાથે દેખીને !
જોડાયલી મેના ઘણી જોવાય ઘૂવડસંગમાં !

જાણૂં ન જાણૂં, તોય પૂછૂં : આપને હૃદય જ નથી ?
એ બાપડાં શાને ખમે ભૂલો તમારી ભોગવી ?

મેના બિચારી રાંકડી! ઉલ્ફતમુરાદે તરફડે!
બેચેનીમાં જોડી વિના એ શેર શૂં જીવતો રહે?

દિલ નાઉમેદીમાં, કહો! દિલ્દારની જોડી વિના,
દિલથી છુપેલી વાત કૈં કેવી રીતે, કયાં કહી શકે?

કયાં ઠાલવે હૈયું બિચારાં? બાપડાં રોઈ રહે!
એ દામણાં દિલ દાઝતાં! તેનૂં તમારે કૈં નહીં!

એ નાઈલાઝીથી કદિ જો જાય જોડી ઢૂંઢવા,
લાઝિમ નથી, એવૂં કહો: ત્યારે કરે શૂં બાપડાં?

વારૂ, હવે કૂહેશો જરા આવી ખિલાફી રૂઢિની,
કોણે લખી? કયાં કયાં લખી? સાચૂં જરા સમજાવશો?

આફ્રીન હો અક્કલ તમારી! એ મુબારિક આપને!
શાણા તમે તો હો ભલે! એ આપશો ના કોઇને!

જ્યાં રુચતૂં આવે તમે ત્યાં શાસ્ત્રને બાઝી પડો!
જ્યાં ફાવતૂં આવે નહીં, ત્યાં ચશ્મહીન થતા તમે!

જકડાયલા ઝંજીરમાં બન્દા બની આસુરીના!
એની ગુલામીથી તમે કયારે હવે છૂટા થશો?

ઝાઝૂં અગર શૂં શૂં કહું? શાને કહૂં? સુણતા નહીં!
મ્હેરા થયા માલૂમ છતાં પડઘમ નકામૂં ઠોકતો!



# નિવાપાઞ્જલિ



અરે! આજે આવી, સ્મરણતિથિ ત્હારા ગમનની,
વિયોગે વ્હાલાના, વરણવું વ્યથા શી વિરહની?
દીઠો તૂં દેવાંશી, વિરલ જન જાણે અવતર્યો!
મહા બુદ્ધિશાળી, પણ નવ ત્હને ગર્વ સમૂળો!

દીઠો મ્હેં તૂં સ્નેહી, સરળ તુજ ભક્તિ સુહૃદમાં,
દીઠો કાર્યારમ્ભી, પરમ પદ પામ્યો જગતમાં;
દીઠો વિદ્યાદાતા, પરમ ગુણ ગાતા શિશુગણો,
દીઠો પિતૃરૂપે, તનયત્રય ગાતા ગુણ ઘણો!

ખરે! તૂં જાવાથી, નિશદિન રહૂં હૂં ભ્રમણમાં,
ખરે! તૂં જાવાથી, સકળ બળ ખોઉં પતનમાં,
ખરે! તૂં જાવાથી, તનમન રડે આ ફરી ફરી,
સ્વીકારી લે, આપૂં હૃદયવહી પ્રેમાઞ્જલિ ભરી!

ત્યજાયો, પીડાયો, મન થકી મૂંઝાયો, શરણ ના:
નિરાશામાં ડૂબ્યો, અખિલ જગ ખારૂં તુજ વિના:
હવે ત્હારા પાખી, જગત સઘળૂં વ્યર્થ સમજૂં:
ત્યજાતાં ત્હારાથી, હૃદયદુઃખ કોને કહી રડૂં?

ખરે! ત્હારા જેવી, જનકજનપ્રાપ્તિ અલભ છે:
ખરે! ત્હારા જેવી, સરસ યશપ્રાપ્તિ કઠિન છે:
ખરે! ત્હારા જેવી, મનહરણ વાણી વિરલ છે:
ખરે! ત્હારા જેવી, જગત મહીં વ્યક્તિ ક્વચિત છે!

અરેરે ! સાલે છે, શબવહન ત્હારૂં મમ ખભે !
અરે ! આવે મૂર્છા, સ્મરણ યદિ થતાં મન વિશે !
અરે ! ત્હારા પાખી, કવણ મુજ આશ્વાસન કરે ?
સુણૂં ત્હારી કીર્તિ, નયન થકી અશ્રુજળ ઝરે !

હતી સદ્‌ભાગી એ, જનમભૂમિ ત્હારા જનમથી :
હતી સદ્‌ભાગી એ, જનની તુજ ત્હારા જનમથી :
હતા સદ્‌ભાગી એ, જનક તન જેનો તુજ સમો :
હતા સદ્‌ભાગી એ, તનુજ પિતુ જેનો તુજ સમો.

અરે ! બોલો ! બોલો ! પ્રિયતમ પિતાજી ! કંઇક તો !
પ્રીતિથી બોલાવે, ટળવળી મરે બાળ રડતો !
અરે ! વ્હાલા ! બોલો ! ફરી ફરી કહૂં અશ્રુ ભરીઓ !
અરેરે ! ના બોલે ! કવણ મમ દોષે પરહર્યો ?

અરે ! ના ! ના ! ભૂલૂં ! ગમન પરલોકે તુજ તણૂં !
નિહાળી સામીપ્યે, વિમળ મનથી તલ્લીન બનૂં !
પ્રતિમા આ તો છે ! નથી નથી તૂં પાસે નથી નથી !
નહીં દેખૂં હૂં તૂં ! સરસ ગુણ ત્હારા રહૂં કથી !

અતિ પ્રેમે આપૂં, વિનય સહ આ નિર્મળ મને,
ઘણી શ્રદ્ધાથી હું, અરપણ કરૂં અઞ્જલિ ત્હને:
રહેજે શાન્તિમાં, પ્રભુ મહીં કરી મુક્ત મનને,
હવેથી તૂં છૂટ્યો, તુજ પદ પરે બન્ધન મહને.

અસારે સંસારે, ક્ષણિક વપુસંબન્ધ દુઃખ દે :
અજાણ્યૂં ના તોયે, ક્ષુભિત મન શાન્તિ નવ રહે :
અરેરે ! આ મ્હારૂં હૃદય તુજ પાખી કળકળે:
ચહે છે મેળાવો, અવિચળ વિભુના પદ વિશે.

ન ભૂલૂં કો કાળે, ભણુતર ભણાવ્યૂં શ્રમ લઈ,
વળી રૂડી શિક્ષા, વચન, ઉપદેશો કંઇ કંઈ;
સ્મૃતિમાં એ સાલે, અકથ તુજ આભાર મુજને,
તદા ચોધારે, રે! ખળ ખળ ઝરે અશ્રુ નયને!

અરેરે! જન્મીને, પ્રથમ સુખ માણ્યૂં બચપણે,
તરુણાવસ્થામાં, ભણતર ભણ્યો ચંચળ મને;
ગુમાવ્યો યુવામાં, સકળ ગુણનિધિ જનકને,
હવે શી પ્રવૃત્તિ? ફટ! ફટ! અરે! આ જીવનને!

અરે! શૂં સંબોધૂં, કુદરત તણા આ નિયમને?
ન શૂં નિવારાયે, જનમ વળી ધાતાં મરણને?
શકૂં કેમે રાખી, સ્વવશ મન મ્હારૂં દમનમાં?
નથી રૂહેતી શાન્તિ, પ્રિયતમ જતાં છૂં ભ્રમણમાં!

અરે! ત્હેં જન્મીને, જન વિપથગામી જગ મહીં,
બનાવ્યો તેવાને, પરમ પદપ્રાપ્તિપથ અહીં;
કરી ભૂમિસેવા, અવર ગણ્યૂં વ્હાલૂં કંઇ નહીં,
મૂક્યૂં ત્હેં દૃષ્ટાન્તે, જીવન નિજ ભારે દુઃખ સહી.

પ્રહારો મૂઢોના, તુજ પર પડ્યા પૂર્ણ સબળા,
કટાક્ષો કૈં કૈંના સહન કરવામાં નહીં મણા;
તથાપિ ના હાર્યો, હૃદય તુજ લેશે નવ ડર્યૂં,
કરી કાર્યે સિદ્ધિ, સ્વજન ગણી સૌનૂં હિત કર્યૂં.

'અરે! આ મ્હારૂં ને અવર જનનૂં તે, મન ગણે!
ગણે મૂઢો એવૂં, વિબુધ જન એ ભેદ ન ગણે'!
કહ્યૂં એ સત્શાસ્ત્રે, કથન શુભ ત્હારે દિલ વસ્યૂં,
ન જાણ્યૂં ત્હેં કોદિ, અવર નિજમાં અન્તર કશૂં!

પરાર્થે તૂં જાતો ઇતર જનનૂં કષ્ટ સુણતાં,
ઉઠીને તૂં ધાતો, તરત તજી કાર્યો ગૃહ તણાં;
ન જાણ્યા ત્હેં સ્વાર્થો, જનહિત ગણ્યૂં કાર્ય કરવૂં,
ખરે ! તૂં નિષ્કામી : ફરજ નિજ જાણી બહુ કર્યૂં.

વસી જેણે વિશ્વે, જનહિત કશૂં યે નવ કર્યૂં,
પરાર્થો ના કીધા, નરતનુ ધર્યૂં તે નવ ધર્યૂં,
કુટુમ્બી ના જાણ્યૂં, સકળ જગ જેણે સમજીને,
જીવ્યો તે ના જીવ્યો : જનમ જ ગુમાવ્યો જનમીને !

'કરો સુધારાઓ,' વચનવિબુધો ભાષણ કરે,
ન ચાલે પોતે તો, કથન જ કરી દામ્ભિક ઠરે;
અરે ! એ શી રીતે, સકળ જનનૂં હિત કરશે ?
શી રીતે લોકોને, અસર કરશે એ મન પરે ?

વિચાર્યૂં ત્હેં એવૂં, કથન જ કર્યે કૈં ન વળશે,
અને આ લોકોને, અસર પણ લેશે નવ થશે;
તદા ત્હેં કુહાડો, નિજ પગ પરે સદ્ય ધરીને,
બતાવ્યાં શાં જાતે, ક્રમસર પછી કાર્ય કરીને !

જીવો જે સંસ્કારી, અમુક શુભ કાર્યે અવતરે,
પછી દૃષ્ટેચ્છાથી, નિયમસર સ્વર્ગે પરવરે;
ગયો તેવી રીતે, તદપિ તુજ જીવ્યૂં સફળ છે,
નથી પામ્યો મૃત્યુ, મરણ પણ ત્હારૂં અમર છે.

ભલે લોકો નિન્દો, સ્તુતિ ગુણ ગણો : તોય પણ શૂં !
ભલે થોડૂં જીવ્યો, પ્રિય જન તજ્યાં : તોય પણ શૂં !
ભલે ખર્ચી લક્ષ્મી, ધન નવ બચ્યૂં : તોય પણ શૂં !
મહા કર્ત્તવ્યેથી, દૃઢ ચિત્ત ખસ્યૂં ના પણ તસૂ !

કહેણી જે એવી, પ્રચલિત દિસે આ જગતમાં,
નથી સ્હેલી પ્રાપ્તિ, 'જશ તવ મળે જાન તજતાં':
અરે! સાચી પાડી! અધિક અધૂરૂં પૂર્ણ કરવા,
ગયો જાણે જાતે, પરમ હરિ પ્રત્યક્ષ યજવા!

વિભુધામે વાસી! સુચરિત સુભાગી મમ પિતા!
ધરૂં શાન્તિ તોયે, વિધવિધ વિચારો ન શમતા!
નિરુપાયે હું તો, જનક! તુજ પાખી છૂં જીવતો!
ક્ષમા યાચું: પ્રેમે, વિનય વિણ ત્વંકાર વદતો!

મળીશું સદ્ધામે, પ્રભુજીની હુઝૂરે જરૂરથી,
ભરૂંસો છે ભારે, અવર કંઇ યુક્તિ અહીં નથી!
વિરામું છું બોધી, વિરહ સહવા દગ્ધ મનને,
ચહું છું હો શાન્તિ! પ્રભુશરણ હો, તાત! તમને.

કહો, આ સંસારે કવણ પુરુષો કાયમ રહ્યા?
ગયા મ્હોટા મ્હોટા, બુધજન હતા તે પણ ગયા!
જવાના હું-તું-તે! સ્થિર નથી રહ્યૂં કો નવ રહે!
કીધેલા નિર્માણે, અચળ નિયમો તે નહીં ફરે!



# ગુજરાતી ભાષા પ્રત્યુક્તિ



ભાષા! ત્વદીય સુત! માત! ત્હને પ્રણામૂં,
ત્હારા વિના સુખ કહીં જગમાં ન પામૂં;
જોયા રસપ્રદ પદાર્થ અનેક તોયે,
ત્હારા સમૂં સરસ સૌખ્ય ન કોથી હોયે.

સેવા થતી ન કંઇ, રે ! મુજથી, જનેતા !
અદ્યાપિ, મા ! કરી શકયો નથી કાંઇ ગાથા !
જે પુત્રથી જનનીની નહીં ભીડ ભાગી,
તે પુત્ર આ જગતમાં જનમ્યો અભાગી !

દેવિ ! પ્રતાપી કવિ, લેખકની જનેતા !
માતા ગુણિની ! યશ હર્ષ, પ્રકાશદાતા !
પામી રસાળ પદ, માવડી ! તોય આજે,
ત્હારી દશા નિરખીને દિલમાંહી દાઝે.

ત્હારા સુપુત્ર કવિ **પ્રે**મ, **દ**યાદિ હીરા,
**મી**રાં, **નૃ**સિંહ કવિભકત મહાન **ધી**રા:
ત્હારા તનુજ **મ**ણિ ને **દ**લપત્ત જેવા,
છે ધન્ય ! ધન્ય ! કરી પ્રેમથી માતૃસેવા !

જ્યાં **ન**ર્મદો નિરખીઓ રસમસ્તરંગે,
જ્યાં પાન્થ **કા**ન્ત, **મ**કરન્દ ધૂમે ઉમંગે:
આલાપી જ્યાં મધુર વાણી **ક**લાપી, **કલા**ન્તે,
જ્યાં સાક્ષરો **ધ્રુ**વ સમા અચલિત રાજે.

જે વાણીમાં **મ**હીપતે અતિ માન માન્યું,
તેને હું મન્દમતિ કેમ કરી વખાણું !
જે વાણીમાં બુધજનો પ્રિયતા પ્રમાણે,
મ્હારી મતિ પરિમીતા નહીં શું વખાણે !

**ત્રિ**પાઠી ને **ન**વલરામ તથા **ઝ**વેરી,
**યા**જ્ઞિક, **મા**ધવ મળી તુજને જ સેવી;
એવી સુદેવિ ! કરૂં ત્હારી હું શી પ્રશંસા ?
કાવ્યોપયુક્ત મધુરી મુજ માતૃભાષા !

પ્રાચીન ભક્તકવિઓ તુજમાં પ્રકાશે,
ભંડાર પૂર્ણ કરી લે કવિઓ નવા જે,
ખેતી કરે, ખનન યોગ્ય જ કૂપ, વાપી–
સિંચ્યે મળે સરસ નવ્ય ફળો પ્રતાપી.

પૂજોપહાર યદિ ષોડશ દિવ્ય લાવું !
પૂજા કરી નવલ પુષ્પ વડે વધાવું !
છું મન્દબુદ્ધિ ! ઉરબદ્ધિત આશપાશે !
છે હર્મ્ય સ્વપ્ન ! પણ પર્ણકુટી ન પાસે !



## વાંચનારને



શાન્તિથી વાંચજે, વ્હાલા !
ધીમેથી વાંચજે, વ્હાલા !

મધુરી, મંજુલ વાણીથી, ઉર ભરજે ઉદ્ગાર :
સમજી સમજી વાંચતાં, કરજે તત્ત્વવિચાર :
વિચારી વાંચજે, વ્હાલા !

વેદ, પુરાણ તથા ગીતા, ઈંજિલ અને કુરાન,
જો ગૌતમ, ઝરથોસ્તને, રાખી દૃષ્ટિ સમાન.
બધું તું વાંચજે, વ્હાલા !

સંજોગો સહજે મળ્યા, થવું ન લેશ નિરાશ !
ઊંડું ઊંડું ઉતરી, જો જૂના ઈતિહાસ.
તું જૂનું વાંચજે, વ્હાલા !

કોણ હતા? ને કોણ છે? કોણ થશે કેવાય?
ચ્હડતી પડતી સર્વની! શાં કારણ સમજાય?
તું કારણ વાંચજે, વ્હાલા!

કેવા હાલ હતા અને, કેવા હાલ જણાય?
જોજે જો તુજને જડે, કૈં ઉદ્ધરણઉપાય!
ઉપાયો વાંચજે, વ્હાલા!

વાંચીને વિસ્તારજે, ત્હારા પ્રૌઢ વિચાર:
**સે**વા વિશ્વની વાંછજે, સર્વ ધર્મનો સાર.
ઉરે એ વાંછજે, વ્હાલા!



# અરે હિન્દુઓ! ઘેલા થયા!



અરે! હિન્દુઓ! ઘેલા થયા!
રચ્યાપચ્યા રૂઢિમાં રહ્યા!
પરાધીન થઈ રડતા રહ્યા!
તોય સમજણા કૈં ના થયા!

રૂઢિઓને વળગી રહ્યા!
**આર્ય** મટીને ‘હિન્દુ’ થયા!
શૌર્યહીન કાયર ક્યમ થયા?
હાલ બધા બેહાલ જ બન્યા!

તનમનધનથી ખાલી થયા!
તોય રૂઢિને વળગી રહ્યા!
ખોયૂં ડહાપણ! ખોયૂં સર્વ!
તોય તજો નહીં મિથ્યા ગર્વ!

ભારતનાં કેવાં યશગાન?
સકળ વિશ્વમાં શાં સન્માન?
યોગી, ઋષિમુનિ ભારતબાળ!
દેશ દીપાવ્યો ઝાકઝમાળ!

કેવો પૂર્વ તણો મહિમાય!
ગુણ ગાતાં જગ થાકી જાય!
ધન્ય! ધન્ય એ ભારતબાળ!
ધન્ય! ધન્ય એ ઉત્તમ કાળ!

ગયો–ગયો એ યશનો કાળ!
એ સ્મરતાં હૈયું ઉભરાય!
આર્ય ભૂમિમાં સઘળે આજ!
આસુરી રૂઢિનૂં રાજ!

દુઃખીઆં ભારતનાં સન્તાન!
ન મળે સુખનૂં નામનિશાન!
કેવાં ફિક્કાં ને નિર્માલ્ય,
સ્વદેશીઓ નિસ્તેજ જણાય!

ભરતખંડના લોક તમામ!
શાને રાખો વ્યર્થ દમામ?
પરવશતા અનુભવતા આર્ય!
જરા વિચારો સાર – અસાર!

દેવ હતા તે માનવ થયા!
દાનવ બુદ્ધિ રાખી રહ્યા!
પ્રવૃત્તિ સહુ અવળી કરો!
ભાવિ દુઃખથી કંઈ ના ડરો!

પરિણમતાં વિમાસણ કરો !
પછી કપાળે કર દઈ રડો !
આરમ્ભે ન કરે સુવિચાર !
મૂર્ખ જનો પાછળ પસ્તાય !

અરે અબુધ ! એ ક્યાંનો ન્યાય ?
જેવૂં વાવો તેવૂં લણાય !
એમાં શાનૂં ખેદાશ્ચર્ય ?
ન વિચારો કરતાં અપકૃત્ય !

જાણો સઘળા સાચો પન્થ !
છતાં, ન છેદી શકતા બન્ધ !
બન્યા રૂઢિના તાબેદાર !
લોકલાજના થયા ગુલામ !

સાચામાં બહુ શરમ જણાય !
ખોટામાં ના આવે લાજ !
રૂઢિ આગળ સહુ લાચાર !
વાહ ! વાહ ! રે ડહાપણદાર !

## કોઇ ચાલી ન હેશે



તમારા ને મ્હારા પથ બહુ દિસે ભિન્ન જ, અરે !
તમે બન્ધે રાચો, મુજ હૃદયને નગ્ન રીઝવે :
તમે બુદ્ધિપૂજા બહુ બહુ કરો કાયર બની,
અને ચાહૂં છૂં હૂં હૃદય હૃદયે લગ્ન કરવૂં.

તમે કુંડાળામાં રહી '**મુજ**' કહો અલ્પ સરખું,
અને, મ્હારા યત્નો **જગત–પ્રભુ** બે **એક** ગણવા;
તમે તો માનો છો, ફિલસુફી બધી કલ્પિત, સખે!
'જનો આચારોમાં કંઇ પણ કદિ ના મૂકી શકે'!

અરે! આવું મિથ્યા ભ્રમિત ઉરને યોગ્ય વદવું,
કદિ યે ના છાજે વિપથ પથમાં એમ વહવું:
બધાં તત્ત્વજ્ઞાનો મનુજશિશુ માટે અહીં ભર્યાં,
અને એ જાણીને બધું ય મૂકવા આચરણમાં.

પરન્તુ, સંસ્કારે શિશુમય મહીં દ્વાર અટક્યાં,
તહીં તો સાચાં યે હિતકથન છે વ્યર્થ સઘળાં;
કહો, બાપુ! આવા અતિ અતિ અતિ ભિન્ન પથમાં,
થવાનું શી રીતે સહગમન આ પર્યટનમાં?

સંજોગોએ બહુ બહુ નવું, રે! ભણાવ્યું, છતાં યે–
ના શિખાયા કંઇ પણ, અહો! પાઠ ઉદારતાના!
સંજોગોથી ઉર ન સમજે, તો પછી શા ઉપાયો?
**સ્વામી** શાને કઠિન ન કરે યોગ્ય ન્યાયી સજાઓ?

કર્ત્તવ્યોનાં પ્રતિફળ વિભુ ન્યાયથી પૂર્ણ આપે,
ને એ પાઠો ભણવી ભણવી બોધશિક્ષા બતાવે;
રે! રે! ભાઈ! અવર જન કો કાંઇ ક્યાંથી કહેશે?
**થાકેલાંના ચરણ દુઃખતાં કોઇ ચાલી ન દેશે.**



# ચન્દ્રમા



ચન્દ્રમા ! સરસ દીપ ગગનમન્દિરે !
વિમલ, શાન્ત, શીતલ, રમ્ય, ધવલ શો ઊંચે !
ઊંચે વ્યોમમાં વસે !

રજનીપતિ નવલ નૃપતિ તિમિરને ચીરે !
વિધુ તિમિરને ચીરે !
વિમલ, આછી, નીલીનીલી મુદિરમંડળી દિસે !
અહા ! સત્સુધા ઝરે !
ચન્દ્રમા ! સરસ દીપ ગગનમન્દિરે !

ગ્રહગણુ સુન્દર શોભિત અદ્ધર !
મધ્ય વિરાજી રહ્યો જ ક્ષપાકર !
ચારૂ શૃં ચિત્ર રચેલૂં મનોહર !
અદ્ધર વ્યોમમાં, અરે !
ચન્દ્રમા ! સરસ દીપ ગગનમન્દિરે !

વિભાવરી, દિવસ સમી, મધુર શી રમે !
રંજની મધુર ઉજ્વલે !
મન્દ મન્દ સહુ સુગન્ધ સમીરલહરિઓ વહે !
અહા ! શ્રમ બધો હરે !
ચન્દ્રમા ! સરસ દીપ ગગનમન્દિરે !

ઝંખી ઝંખી પંખી વિધુ ગાન શાં કરે !
મૃદુલ ગાન શાં કરે !
નિરખી નિરખી ચન્દ્રપ્રભા હૃદય કૈં ઠરે !
શ્રમિત હૃદય આ ઠરે !
ક્ષણિક શાન્તિ એ ધરે !
ચન્દ્રમા ! સરસ દીપ ગગનમન્દિરે !

શૂં દિવ્ય દીપ વ્યોમમન્દિરે !
ચળકતો, ભભકતો, ઝૂલતો, ધવલ શો નભે !
લટકતો હિમાંશુ અદ્ધરે !
ચન્દ્રમા ! સરસ દીપ ગગનમન્દિરે !

સરસ કુસુમઋક્ષપુઞ્જ ગગનકુઞ્જમાં દિસે !
ભવ્ય, નવ્ય, રમ્ય એ !
વિશાલ વ્યોમ ઉપવને !
સહર્ષ શો શશી રમે !
વિલસતો, વિહરતો, લટકતો, છાંટતો –
ધવલ રંગ, ધરી ઉમંગ, ધરણી ઉપર એ !
રંગ્યું બધા વિશ્વને !
સ્ફટિક સમૂં સહુ કરે !
ચન્દ્રમા ! સરસ દીપ ગગનમન્દિરે !



# અતિથિ દેવદૂતને



આવો, વ્હાલા ! પરમ **અ**તિથિ ! **દે**વના દૂત આવો !
**દે**વે પ્રેર્યાં પુનીત વચનો માનવીને ભણાવો !
હું ઉચ્ચારૂં વિનીત હૃદયે **સ્વા**ગતં **સ્વા**ગતં હો !
મ્હારે ત્યાં તો તમ કદમના સુપ્રસંગો ભલે હો !

આભારી છૂં: મુજ ગૃહ થયું, આપ આવ્યે પ્રશાન્ત,
ને હું શિખ્યો સહૃદય થવા, પાઠ ગમ્ભીરતાના :
હું શિખ્યો કે, 'અહીં **અ**મરતા સ્થૂલને ક્યાંય છે ના !
'જ્યાં મૂર્ત્તિ ત્યાં ક્ષણિક સ્થિરતા ! ત્યાં ઉધામા શું મિથ્યા ?

'આ સંસારે જીવન જનનાં કાળ માપી રહ્યો છે,
'સંસારીનાં સ્મિત, રુદનનૂં હાસ્ય કેવૂં કરે છે !
'ના જાણૂં કે, કવણ ક્ષણમાં આ બધૂં યે તજાવી,
'દોરી જાશે મુજ ગરીબને આપ જેવા અતિથિ ?'

પ્રાર્થૂં છૂં કે, કદિ કદિ અહીં, દિવ્ય મ્હેમાન મ્હારા !
પ્રેરી જાજો દીન હૃદયમાં સૂક્ષ્મ મન્ત્રો તમારા !
કાંઈ ઝાઝી રસવિહીનને શુશ્રૂષા આવડે ના !
તો યે માગૂં પુનીત પગલાં દેહની ઝૂંપડીમાં !

આવજો, આવજો, દેવ ! આંહી દેહપ્રદેશમાં :
પધારી પ્રાણશુદ્ધિનાં. **પ્રે**મસૂત્ર ત્હડાવજો !

સિધાવો, અતિથિદેવ ! આવજો, હાં ! પુન: પુન: !
પ્રેરવા કૈં નવૂં પુણ્ય, **અ**ન્તર્દૃષ્ટિ ઉઘાડવા !



# ઝિન્દગીને



ઝિન્દગી ! ઝેર ત્હને ભાવે ?
દીપક શૂં બળતો બુઝાવે ?
ઝિન્દગી ! ઝેર ત્હને ભાવે ?

જે દીવો સહજે બળે, જેનૂં મૂલ્ય અમૂલ્ય ;
તે ફૂંકે બુઝાવવો, એ ભયકારક ભૂલ !
વિબુધ જન એવૂં સમજાવે ! ઝિન્દગી ! ૦

સહનશીલ રહેવૂં ઘટે, ભલે તૂટતૂં આભ ;
ઈશનિયમ હિતકર સદા : વિમાસવૂં વિણ લાભ !
શાસ્ત્ર સહુ એમ જ બતલાવે ! ઝિન્દગી ! ૦

ફરજ તણી સહુ પ્રેરણા, તે દૈવી આદેશ ;
એ આજ્ઞા ઉલ્લંઘતાં, ક્યમ સુખ મળશે લેશ ?
ભ્રમણનાં વમળો ભૂલાવે ! ઝિન્દગી ! ૦

નિધન ભલૂં નિજ ધર્મમાં : અનુસર એ ઉપદેશ :
દીધેલો પ્રભુએ ઘટે, પૂર્ણ ભજવવો વેષ.
વ્યર્થ કાયરતા ગભરાવે ! ઝિન્દગી ! ૦

શ્રદ્ધાહીન ઉરે, અરે ! જ્યાં ત્યાં વિઘ્ન જણાય :
બીજાંને બોધે છતાં, પોતાથી ન પળાય !
સાક્ષરો રાક્ષસ સમ થાયે ! ઝિન્દગી ! ૦

મન, બુદ્ધિની ઉન્નતિ, માનવને આધીન :
ચાવી કિસ્મતની છતાં, કુદરતી નિયમાધીન.
માનવી ભરૂંસો ના લાવે ! ઝિન્દગી ! ૦

જે સાગર ગમ્ભીરમાં, મણિરત્ન ઉભરાય;
તુચ્છ તીવ્રગતિ મીનથી, તે શાને ગભરાય?
યોગ્ય તો છો પ્રભુજી તાવે! ઝિન્દગી! ૦

## આશકનો એકરાર



માલેક એ આલમ તણી! જહાં બંદગી ત્હારી કરે;
ત્હારી કદમબોસી ફિરિશ્તા, ફિલ્સુફો, ફકીરો ચહે.

મસ્તાન ત્હારા યાર ત્હારા ઇશ્કમાં ગુલ્તાન છે;
ને દમબ દમ તુજ દમ થકી હરદમ બહુ હુશિયાર છે.

લાચાર ત્હારી જુદાઇના દર્દી બધા બેઝાર છે;
તુજ આશકો આશાભર્યા કંઇ વસ્લ ઇન્તેઝાર છે.

આશક અને માશૂકની વચ્ચે દીવાલો છે ખડી;
ઝમીદોસ્ત એ કરવા રહમ, ઇન્સાફ ના, માગૂં ઝુકી.

છે યારીની ખ્વાહિશ, સનમ! તોયે અરઝ કરનાર છૂં;
ઇન્સાફમાં માર્યો જઊં, હૂં નિગાહ થકી જીવનાર છૂં.

ઇન્સાન છૂં, શયતાન છૂં, નાપાક, નાફરમાન છૂં;
છૂં બેઇમાન છતાં ય હૂં બન્દો ગુનાહનો રાંક છૂં.

ત્હારી ખુદાઇ પર યકીનથી પેરમાં પડનાર છૂં;
ખુલ્લૂં જિગર જો, ઓ સનમ! હૂં રહમ તણો હક્કદાર છૂં?

હક્ક શું કહું! હક્ક ના કહૂં! હક્ક જેવૂં મ્હારે છે કહીં?
**હક્ક** તો **અનલ્હક્ક** એક છે, ખુલ્લી **સનમ** ખેલે જહીં!

બુરાઇમાં હું ડુબી ગયેલો, બેવફા બેશૂમાર છૂં;
માફી મગર તું બખ્શજે, **માશૂક**! દિલદરિયાવ છૂં!

મ્હારા ગુનાહની ગમગીનીમાં, હું હવે ગમખ્વાર છૂં:
ને રેડવા તૂંમાં જિગર આ હૂં હવે તૈયાર છૂં.

**તુજ** વસ્લ કાજ મુકામ આ **ત્હેં** ખેલવા કીધો ચમન;
ત્યાં કાયદા, કાનૂન મ્હડાવી, મોકલ્યો મુજને, **સનમ**!

**ત્હેં** નિશાની બતાવી, ગુલ ઝુકતાં તહીં છુપતી, **સનમ**!
એ ભેદ હું ભૂલ્યો: **ત્હને** ઢૂંઢવા હવે ભરૂં કયાં કદમ?

આ ચશ્મ ગુલ જૂઠાં બતાવી, બદન બદીમાં દોરતાં;
**તૂ** તે કરી દૂર પૂર નૂર મીનોઇ આ મુજ ચશ્મમાં.

અંજામની પળ આવી આખિર, ખેલ આ કરશે ખતમ;
મ્હેં ખારને ગુલો ગણ્યાં, હૂં ભૂલ્યો: રહમ કર, ઓ **સનમ**!

કૌવત નથી આ દિલ મહીં, અહસાન તુજ ઉપાડવા;
તાકાત **ત્હારી** આપ તાબેદારીમાં દાખિલ થવા.

આ ખ્વાબ માની રાસ્ત હૂં, ખિલાફીમાં રાજી રહ્યો;
**ત્હારી** નઝર મીઠી વગર, તેનો વસીલો ના બીજો.

કરી બેવફાઇ બધી ખતમ, મુજ નેકીમાં લઇ જા કદમ;
**સાગર** બધો ખારો ભર્યો, કરજે મીઠો તૂં, ઓ **સનમ**!



# અન્તઃશ્રુતિ



"'મ્હને તૂં ચાહે છે?' શ્રુતિ પર પડ્યો શબ્દ **પ્રભુનો**,"
અને મ્હેં માન્યૂં કે, મુજ હૃદય ત્હારૂં પ્રતિ ક્ષણે;
મ્હને લાગ્યૂં કે, હૂં **પ્રભુ** પ્રતિ બહુ પ્રેમ ધરતો,
**પ્રભુને** ના ચાહૂં? ક્યમ કદિ બને એ મુજ થકી?

'મ્હને તૂં ચાહે છે?' ફરીથી ભણકારો કંઇ થયો,
વિચારોમાં ઝુકી, મુજ મગઝ કૈં બ્હાવરૂં બને!
ન ચાહૂં? કે ચાહૂં? પરમ **પ્રભુને** હૂં હૃદયથી?
પૂછ્યૂં મ્હેં પોતાને, પણ ન કંઇ યે સ્પષ્ટ સમજ્યો!

ખરૂં ચ્હાવૂં તે શૂં? મુજ મન વિચાર્યૂં સ્થિર કરી,
અને, એ પ્રશ્ને તો, મમ હૃદયનૂં લોહી ઉકળ્યૂં!
ઘણી અન્ધારીઓ દૂર થઇ, કંઈ **તેજ** પ્રકટ્યૂં!
અને **અન્તસ્તેજે** સકલ જગ તેજોમય દીઠૂં!

હતૂં શુદ્ધ **જ્યોતિ**! **વિભુમય** હતૂં વિશ્વ સહુ આ!
**વિહારી** વ્યાપેલો વિકસિત વિલાસે હૃદયમાં!
**ચિદાત્મા** હૂં-તૂંમાં, કરુણ **વિભુ** પ્રેમે વસી રહ્યો!
**પ્રભો**! ઓ! **ત્હારાથી**, અખિલ જગ ચૈતન્યમય છે!

દીઠી **ત્હારી સ્નેહી**, કરુણ સમદૃષ્ટિ સહુ પરે!
અણુ યે ના ખાલી, નિરખૂં **વિભુને** વ્યાપ્ત સઘળે!
**તૂં** ચાહે છે સૌને, વળી જગત આ **તૂંમય** બધૂં!
છતાં, હૂં અજ્ઞાની! **તુજ** જગતને ચાહી ન શકૂં!

ચહૂં છૂં શબ્દોથી! હૃદય પણ ચાહે નહીં ત્હને!
અને એવૂં કાં? કે, તુજ–મુજ બન્યાં એક જ નહીં!
હવે તો લાગે કે, હજી ય પ્રભુને ચાહી ન શકૂં!
છતાં યે, છૂં જૂઠો, પતિત, ઠગતો 'ચાહૂં' કહીને!

ચહૂં જો સ્વામીને, ક્યમ નવ ચહૂં આ જગતને?
નથી એ બે જુદાં, જગત–હરિ બે એકરૂપ છે!
અને, શી આજ્ઞાઓ, પરમ પ્રભુની શબ્દ, શ્રુતિએ?
સ્મૃતિએ છે તો યે, કમનસીબ પાળી નવ શકૂં!

અન્તઃશ્રુતિ પિછાનૂં છૂં: અરેરે! ખેદ થાય છે:
પ્રભુને ચાહૂં કૂહેવાથી, હૈયું જાતે ઠગાય છે.

---

# અજ્ઞાન સહોદરને



વાંચી ત્હારાં કવન સઘળાં, કૈંક આનન્દ થાય,
કિન્તુ, એ તો સરી જઇ કંઈ ગુપ્ત શોકે સમાય;
તૂં – હૂં તે શૂં? કવિજગતમાં આપણૂં સ્થાન તે ક્યાં?
ક્યાં શેલી? ક્યાં ભવભૂતિ સમા? આપણે ક્યાં-અરે-ક્યાં?

ત્હારાં – મ્હારાં જીવન હજી તો અન્ધકારે નથી શૂં?
તેને દૈવી કવિતસરિતાના વિધાતા થવાનૂં?
ત્હારાં – મ્હારાં કૃપણ ઉર ક્યાં? રે! લઘુતા ભરેલાં!
ને, ક્યાં દૈવી કવિજગતના પ્રેમભક્તિપ્રણેતા?

મીઠી કેવી પ્રણય, સુખ કે હર્ષની કાવ્યદેવી?
તેની સાથે રમત કરવા આપણી યોગ્યતા શી?
એ દેવીની દૂરથી કરવી શુશ્રૂષા – કાંઇ સેવા,
જ્યાં સુધી ના વધુ હક્ક મળે, યોગ્યતા સાંપડે વા.

દેવી, જ્યોતિ પ્રણયી હૃદયો જ્યોતિથી સાંધનારી,
ને કૈં દૈવી નિયમન દઈ, વિશ્વ દીપાવનારી:
એ દેવીનાં ચરણ ચુમવા, રંક ત્યાં લોટવાને,
પૂરો હું તો અધિકૃત ન વા આશિષો પામવાને.

પ્રભુવાણી કવિતા છે: કવિ ઈશ્વરદૂત છે:
બાળકો રંક હૂં જેવાં, તેમનાં દીન ભકત છે.



## ખોવાયેલૂં બુલ્બુલ



મ્હારૂં ખોવાયેલૂં બુલ્બુલ!
મ્હને કોઇ ઢૂંઢી બતાવો!

મ્હારૂં નૂર વિનાનૂં મકાન!
અરેરે! કોઈ દીપાવો!

મ્હારાં ચશ્મ ઝરે દિનરાત!
દીવાનાંને કોઈ મનાવો!

મ્હારૂં હૈયું રડે ગમગીન!
ફરી જરી કોઈ હસાવો!

હું બેહાલ બન્યો છૂં ગરીબ !
ગરીબી કોઈ ફિટાવો !

મ્હારા દર્દનૂં કોઇ હકીમ !
અરેરે ! જુદાઇ મિટાવો !

મ્હારૂં ખોવાયેલૂં બુલ્બુલ !
મ્હને કો દીદાર દિખાવો !



# પોતાને પગ ચાલજે



પ્રાર્થું છૂં–પ્રાર્થૂં, કંઇ દીન બની કહૂં છૂં :
બીજૂં વિશેષ વદવા રહી છે ન સત્તા :
પન્થો પરસ્પર તણા સહુ છેક જુદા,
બે બોલ તેથી અહીં આજ કહી જ દેવા !

તૂં એકરંગી ! બસ માનીતી એક માયા ?
શ્રદ્ધાપ્રકાશ જરી યે ઉરમાં ટકે ના ?
આ નાશવન્ત સુખ સર્વ મ્હને ગમે ના !
રે ! સ્થૂલ ! સ્થૂલ તણી પાશવતા રુચે ના !

છે કામમાં ન પુરુષત્વ, અસુરતા છે :
ને, ભિન્ન વિશ્વથી થવૂં, મુજ કામના એ :
આ વિશ્વમાં તૂં વસજે ! મુજને ન પર્વા,
ત્હારી ય વિશ્વની, ન વિશ્વની કીર્ત્તિની વા !

સાથે રહીશ, પણ હું ન હવે ભળીશ:
જૂઠાં પ્રલોભન વિશે ન હવે ડૂબીશ:
ધીમે ધીમે ગતિ હવે બદલી દઈશ:
ને કૈંક એમ જ જુદો હું થઈ જઈશ!

કર્ત્તવ્ય એ જ મુજ નિશ્ચિત મ્હેં કર્યું છે!
ત્હારૂં ત્હને ય બહુ વાર કહી દીધું છે:
શ્રદ્ધા હશે હૃદયમાં, સુખ તો ઘણું છે:
દુઃખી થવાની નહીં તો જ સ્વતન્ત્રતા છે!

બધાં છે તેમ તૂં યે છે: મ્હારો પન્થ નહીં ફરે:
વાધવું હોય સાથે તો, પોતાને પગ ચાલજે.

# દિલબરને



અયે દિલબર! દીવાનાને–દિલે કૈં દાગ લાગ્યો છે:
ખફા થા કે સફા કર તૂં! હવે ઇતબાર રાખ્યો છે. અયે૦

નથી કૈં સાહિબી ઓછી: ઝમીં ને દૌલતે ભરપૂર:
નથી પર્વા ખઝાનાની! તમા હૂં તમામથી છૂં દૂર! અયે૦

તમા મ્હેં ફક્ત રાખી છે, જહીં માશૂકનૂં હો નૂર!
નહીં આ દિલ દીવાનૂં છે! રહેતૂં એ નશે ચકચૂર! અયે૦

બદી આ પાયમાલીની, હવે પર્વા પતાવાની!
મગર ક્યારે છૂપૂં પેલૂં, મ્હને તૂં નૂર બતાવાની? અયે૦

રહૂં છૂં દીન ને ગમગીન! પરીના ગૌરમાં ઘૂમૂં!
સબુરી યે ગુમાવૂં છૂં! કહીં એ હુસ્નને ચુમૂં? અયે૦

કહીં છે? આવશે ક્યારે? બતાવી દે! બતાવી દે!
અગર મ્હારૂં કફન કે આ બદન, માશૂક! જલાવી દે! અયે૦

હજી તીણી અણી ભાલા તણી ભોંક્યા કરે શાને?
બદલ કર આ દહર કે કર દફન કબરે દીવાનાને! અયે૦

ઘવાયો છૂં! રીબાતો છૂં! ઊંડા આ ઘા ઉપર હરદમ –
લગાવાતૂં નવૂં તાઝૂં, નમક બારીકનૂં મરહમ! અયે૦

મગર, આરામની આશા, યકીન, ઇતબાર રાખૂં છૂં!
અને, તુજ ઈશ્કના ખ્યાલે, હજી ગરદન ઝૂકાવૂં છૂં! અયે૦



## સ્વર્ગે વસેલા પ્રિય જનકને



પ્રિય! સૂક્ષ્મ જગે તૂં નિવાસ કરે!
પણ, નામસ્મૃતિ નવૂં કૈં શિખવે!
પ્રિય! સ્વર્ગ વિશે તુજ એક વસ્યૂં!
તહીં બીજૂં ગયૂં!
વળી ત્રીજૂં ગયૂં!
તુજ એમ અનેક ઉડયાં પ્રિય હો!
સહવા પણ આ જગમાં તૂં રહ્યો!

ગત સૌ પ્રિયનૂં હિત કૈં કરવા,
જડમાં કંઇ ચેતન પ્રેરવવા,

રણમાંહી મહોપવનો રચવા,
સુરભીથી સહુ કુસુમો ભરવા,
ઝરણાં સૂકતાં વહતાં કરવા,
ગૂઢ મન્ત્ર ઉરે જનમાં મૂકવાં,
કૃતિઓ કરીને,
ઘણૂં યે સહીને,
ચહ્યૂં ત્હેં પડી આ ભૂમિ ઉદ્ધરવા !

રણભૂમિ વિશે ઉગતાં ન તરુ :
પ્રિય ! એ કંઇ સત્ય હશેજ ખરૂં ?
જન કોટિ ઉપાય કર્યા કરશે,
પણ, પ્રકૃતિ ના કદિ યે ફરશે :
પ્રિય ! હૃંથી ન આવૂં મનાય હવે !
તુજ કાર્ય કંઈ જ જુદૂં શિખવે !
કંઇ પ્રકૃતિમાં અસુરત્વ હશે ?
બળવાન હશે ?
અનિવાર્ય હશે ?
પણ, એ પુરુષત્વથી હારી જશે !
કંઇ આજ જુદૂં સમજાય મ્હને :
હિતકાર્ય કદિ નહીં વ્યર્થ થશે.
તરુ કુણૂં હશે ! કરમ્યૂં દિસશે !
બહુ કાળ ફળો નહીં સાંપડશે,
જન સૌ 'મરતૂં–મરતૂં' વદશે,
પણ એ કદિ યે, પ્રિય ! ના મરશે !

સહુ સ્નેહ પરે,
સહુ હિત પરે,
પ્રભુહસ્તનું દિવ્ય જ રક્ષણ છે!
અમીસિઞ્ચન ગુપ્ત મળ્યાં કરશે!
જનદૃષ્ટિ નહીં નિરખી શકશે!
કંઇ યોગ્ય સમે તરુ એ ફળશે,
ચિર કાળ જતાં ય નહીં મરશે!
સમયે અણમોલ સુમોલ થશે!
વીતી વર્ષ જશે:
વહી યુગ જશે:
તરુથોક થતાં કંઇ કાળ જશે,
પણ, કાર્ય અમર્ત્ય નહીં મરશે!
હિતહેતુ તણી તુજ ઉન્નતતા,
રચશે રણમાં પણ પુષ્પલતા!

પ્રિય! તે દિન! આપણ બે જ હતા!
કરી વાત છુપી સુખીઆ બનતા!
કંઇ સાંજ સમે ફરતાં ફરતાં,
હીંચકે કંઇ રાત્રિ વ્યતીત થતાં,
ઊંઘતાં અતિથિજન સર્વ હતાં,
ભૂતકાળ કંઈ સ્મરતાં સ્મરતાં,
રણના સહુ આ તડકા સહતાં,
કંઇ દર્દ છતાં, ઉર છુપવતાં,
ઉરના પડદા પછી ખેસવતાં,
સમજાવ્યું મ્હને, ગભીરૂં હસતાં,

કહી અન્તરમાં ડરતાં ડરતાં,
પ્રિય ! પેલી કથા !
‘ઋષિની મહતા !
‘પરહિત સ્વહિત અભિન્ન થતાં,
‘કંઈ ત્યાગ તણૂં ઉર ભાન થતાં,
‘જન ઐહિક સ્વાર્થ પરિત્યજતાં,
‘નવયજ્ઞ અનુપમ આદરતાં!
‘બલિદાન જ જાત તણું બનતાં,
‘હિતકર્મની વેદિ પરે ધરતાં,
‘નિજ જીવન ધન્ય સદા ગણતાં,
‘જપ કે તપ, યોગ નહીં સજતાં,
‘પણ, મોક્ષથી મોંઘૂ ય મેળવતાં.’

પ્રિય ! ત્હેં શિખવ્યૂં સહુ આ સ્મરતાં,
હૃદયે તુજ પુણ્યપ્રભા ભરતાં,
કંઇ આજ જ ત્હારી પિછાન થતાં,
નયનો મુજ આ ન હવે રડતાં!

તુજ કારણસૂક્ષ્મ શરીર તણાં,
પ્રિય! દર્શન થાય સદોદિત શાં!
તુજ કાર્ય વિશે,
તુજ યજ્ઞ વિશે,
નિરખૂં છબિ ત્હારી સદા હસતાં!
મમતા, જડતા, મુજ પામરતા,
સ્થૂલતા, મૂઢતા તણૂં ભાન થતાં,
હૃદયાક્ષી હવે મુજ ઉઘડતાં.

પ્રતિમા તુજ એ પૂજતાં પૂજતાં,
તુજ જીવનપન્થ અનુસરતાં,
પડતાં પડતાં,
ઉઠતાં ઉઠતાં,
અવલમ્બન ત્હારૂં વળી મળતાં,
હિત, સ્નેહ, દયા ભણતાં ભણતાં,
તુજરૂપ થવા રટતાં રટતાં,
ભવસાગર આ ભમતાં ભમતાં,
ડૂબતાં ડૂબતાં,
ડૂબતાં તરતાં,
પ્રિય! આખર આવી મળીશ હું ત્યાં!

પ્રિયનૂં ગુણગાન કંઈ સ્તવતાં,
મુજ આત્મજતા સુવિદિત થતાં,
હૃદયે તમવાસ વિદૂર થતાં,
પ્રિયનૂં પ્રતિબિમ્બ પ્રસિદ્ધ થતાં,
પ્રિય! પૂજ્ય! પિતા! પદમાં પડતાં,
મનુદેવ! ત્હેને નમતાં નમતાં.
મનબુદ્ધિ કંઈક પ્રશાન્ત થતાં.
વિરમ્યાં, વધુ કૈં ન વદી શકતાં!
પ્રભુ પ્રેમસ્વરૂપ જ ઝંખવતાં,
પ્રણયાંજલિ અર્પી હવે શમતાં,
પ્રિય! આજ જ ત્હારી પિછાન થતાં.
મુજ પામર નેત્ર નહીં રડતાં!



.વ :

# મ્હારાં પંખીડાં



'ભાગ્ય લખ્યું' કહી હૂં ન વિરામૂં :
નિષ્ફળ યત્ન, છતાં નહીં થાકૂં :
રોષ કરો કદિ તોય હૂં રાચૂં :
ચચ્ચુપ્રહાર સહૂં પણ પાળૂં -
વ્હાલાં પંખીને.

પાઉં હૂં પાણી મીઠું વણમાગ્યું :
આપૂં અનાજ નવૂં નવૂં તાજૂં :
મન્ત્ર નવીન હૂં રોજ ભણાવૂં :
તો યે ન રુચે !

# બાલક પંખીને



માફ કરો, પ્રિય બાલકપંખી !
ડંખી કુસુમ તણી સેજલડી ?
વેરણ થઈ હસતી આંખલડી ?
ક્રૂર થયો : લૂટી મ્હેં નિંદલડી ?
એ ભૂલો મ્હારી ?

તેડ્યા વિના તમ ઘેર હૂં આવ્યો !
પંખીગણો મુજ ઘેર હૂં લાવ્યો !
ધર્મ ગણી પ્રણયે લલચાયો !
એ ભૂલો મ્હારી !



# આશ્વાસન



કોનાં પંખી ? કોણે પાળ્યાં ?
આવ્યાં તેમ ઉડી ઉડી ચાલ્યાં !
નાહક કોમળ હૈયાં દુભાવ્યાં !
મિથ્યા આ નયનો ય ભીંજાવ્યાં !
મોહક આ માયા !

જો ! જો ! જો ! ભુરૂં વ્યોમ ઊંચે જો !
અણુગણુ તારકવૃન્દ ભણી જો !
ન્હાનકડી પેલી તારકડી જો !
તેવા તું ! તું ! તું !



# રંગ પ્રસંગોના !



વિશ્વ ઘણું વિભુ એક છતાં યે !
કાર્ય ઘણું જન એક છતાં યે !
નીતિ જુદી, મન એક છતાં યે !
**एकोऽहं बहुस्याम ॥**

એક પ્રભુ રજપૂત સંહારે :
ક્ષત્રી બની દ્વિજ સર્વ ઉપાસે :
કે રણભૂમિ ગીતાથી ગજાવે :
રંગ પ્રસંગોના !

રામ સીતાવિરહી બનવાથી,
આંખડી એક સમે વરસાવી,
એક સમે વનમાં રખડાવી!
રંગ પ્રસંગોના!

એક સમુદ્ર સુધા નીપજાવે,
મોહની, વિષ, મણિ પ્રકટાવે,
દાનવ, દેવ, મનુજ લલચાવે,
રંગ પ્રસંગોના!

## અમે એકલડા



એકલડા એકલડા રહેશું!
જોવાનું જોશું ને રોશું!
સ્હેવાનું સઘળું તે સહેશું!
બીજા કોને શું?

આ હૃદયામૃત વ્યર્થ જવાનું!
સ્નેહ અને હિત કૈં ન થવાનું!
આખર એક રહે રડવાનું!
બીજા કોને શું?

# એક સમાધાન.



રોજ કહું છું હું તે જ કહું છું :
પ્રકૃતિના નિયમે નિરખું છું :
કાર્ય નથી પરિણામ વિનાનું —
વ્હેલું કે મોડું.



# પરિતાપ



પૂર બધું વેગે વહી જાતું :
શુષ્ક થતું જલહીન જણાતું :
રસમય તત્ત્વ નહીં સમજાતું :
જ્વાલા ના બૂઝે !

હસતાંને હસનારૂં મળતું !
રોતાંને રોતું ના જડતું !
ક્યાં સુધી રહેવાનું રડતું ?
આવું એકલડું ?



# નિષ્ફળતા



અન્તરનાં પટ ક્યાંહી ન ખોલ્યાં :
ખાલી સમુદરિયાં સહુ ડહોળ્યાં :
ઊંડાં પાણી વ્યર્થ વ્હલોવ્યાં –
એકલડે હાથે !

રણવગડે ટળવળતું પંખી :
થાક્યૂં બિચારૂં 'જળ જળ' ઝંખી :
આશ નિરાશ બની બહુ ડંખી :
રોતૂં ને કળકળતૃં દેખી –
ગોટ ધૂમાડાના !



# પરિસ્થિતિ



બુદ્ધિ એ દુઃખનૂં કારણ છે :
શંકા તર્ક નિરર્થ કરાવે :
અન્તરનો નિર્દેશક સાચો :
એ દોરે ત્યાં હું દોરાતો :
શ્રદ્ધા ત્યાં સાચી.

યાદ કરૂં છૂં, સર્વ નકામા :
સ્નેહ કરૂં છૂં, તે સૌ કાચા :
યત્ન કરૂં છૂં, વ્યર્થ ઉધામા :
જૂઠું ! સૌ જૂઠું !

## મ્હારો હીંદોળો



આવો ! વ્હાલાં ! આવો ! આવો !
હિતહીંદોળો આપણ બાંધો !
સ્નેહની સાંકળ સ્વર્ગશૂં સાંધો !
શાશ્વત ઐક્યનૂં ગાંઠણ ગાંઠો !
આનન્દે ઝૂલો !

તાલ તૂટે ના ! ભંગ પડે ના !
પ્રેમ ચળે ના ! ઐક્ય ખસે ના !
ધર્મ ડગે ના ! કર્મ નડે ના !
એવૂં સૌ યાચો !

## નવયજ્ઞ



મંગલ સ્નેહ ! સુયજ્ઞ રચીશૂં !
હિત તણાં મહીં દાન દઈશૂં !
સ્વાર્થ તણાં મહીં બલિ હોમીશૂં !
ભાગીને ભ્રાન્તિ !

ગીત મધુર તમે સહુ ગાજો !
સ્હેવાનું શિખી સહુ ન્હાજો !
પ્રેમસુધા પીજો ને પાજો !
પંખીડાં સૌયે !



## આશા



આશા એ જનનું જીવન છે :
યત્ન પ્રયત્નનું એ કારણ છે :
દર્દનું કૈંક નિવારણ એ છે :
આશા ના તો શું ?

આશાએ આશામાં જીવું :
આશ જતાં મૃત્યુ, વિભુ ! દે તું :
આશા એ મીઠૂં મધુબિન્દુ -
આ મ્હેરામણમાં .



## ફરજ



ફરજનું નામ દઈ ન સતાવો :
જ્ઞાન પ્રપંચનું કંઇ ન બતાવો :
વ્યર્થ હવે અમને શું ડરાવો ?
ભૂલાવો ના ના !

વિશ્વવિહારી છૂં : બાંધી ન રાખો :
ખુલ્લી થતી મુજ આ મૃદુ પાંખો :
પિઞ્જર બ્હાર ઉડૂં છૂં : ન ઝાલો :
લેવો છે લ્હાવો !

જેનૂં જે બનશે તે કરશૂં :
ન્હાનકડૂં 'મુજ' એ ના ગણશૂં :
ક્ષારભૂમિ મહીં કુઞ્જ રચવશૂં :
કે પવનો કૈં ઑર પલટશૂં :
મરશૂં અન્તે ત્યાં !



## એક પ્રશ્ન



વિશ્વ બધૂં કૈં જુદૂં જુદૂં છે ?
કે નયનો કૈં ઑર જુવે છે ?
હૂં છૂં નીચે ? કે વિશ્વ પડ્યૂં છે ?
આવડૂં અન્તર કેમ રહ્યૂં છે ?
કોઇ મ્હને કહેશો ?

જાગ્રત સ્વપ્ન ઘડી ઘડી દેખૂં :
જાણૂં ન વિશ્વ સૂકૂં, રસભીનૂં :
દૃશ્ય સ્વરૂપ બધૂં શૂં નકામૂં ?
જ્ઞાન પ્રપંચનૂં છેક જ કાચૂં ?
સાચૂં શૂં ? કહોને !



# ક્યાં છે?



રામ સીતા પ્રતિ ક્યાં નિરખે છે?
ક્યાં પતિને સાવિત્રી ભજે છે?
ક્યાં જળકાવડ શ્રવણ વહે છે?
ક્યાં છે? તે ક્યાં છે?

વિક્રમ ક્યાં પરદુ:ખ ભાગે છે?
આજ શિવાજી સમા નર ક્યાં છે?
શૂર અને નૂર કાંઇ ય ક્યાં છે?
ક્યાં છે? તે ક્યાં છે?



# પેલી ભૂમિ



કર્ણ છતાં ના સૂર સુણાતા!
નેત્ર છતાં ના જ્યોતિ જણાતાં!
હૃદય છતાં ન પ્રવેશ કરન્તાં,
કાર્ય અનન્ત અનુપ થયેલાં –
ન્હાનારાં કાજે!

શોક કરૂં કાં? વ્યર્થ રડૂં કાં?
આશ ધરી ના ધીર બનૂં કાં?
જોઇશૂં સ્વર્ગીય સુખદ કિનારા!
ધીમે ધીમે જાશૂં!



# સોનેરી કિનારા



આ ઉદધિના સુનેરી કિનારા !
મોહમયી ભરતી ભરનારા !
ગર્જન ઘોર ગભીર થનારાં !
શી રીતે તરશો ?

કોટિ જનો સ્નેહી તરનારાં !
બન્દર અન્દર ઉતરનારાં !
સુન્દર નગર પ્રવેશ થનારાં !
ન્હાતાં ને ગાતાં !



# તે કોણ ?



કોણ હશે એ ? કોણ હશે એ ?
ગોપગણો જહીં ઝુકી નમે છે !
દેખી દુઃખી જગ નયન ભરે છે !
એવું કોણ હશે ?

તે મહિમાવન્તો પ્રભુ મ્હારો !
પૂજ્ય સદા મહારાજ અમારો !
સ્નેહ અને હિત મોકલનારો !
મ્હારો તે સ્વામી !



# મ્હારો ત્રાતા



મ્હારૂં ગરીબનૂં છે બલ તૂં તૂં :
હૂં દીનનો, **વિભુ**! તારક તૂં તૂં :
થા મુજ રોજ **નિયામક** તૂં તૂં :
તૂં તૂં તૂં, **સ્વામી**!

ગીત હમેશ હૂં ગાઊં છૂં ત્હારાં :
દાન હમેશ હૂં યાચૂં છૂં ત્હારાં :
માગૂં અશાશ્વતના છૂટકારા :
મ્હારા ઓ **સ્વામી**!



# પ્રાર્થના



ક્ષણ ક્ષણ છે, **પ્રિય**! ગરજ **ત**મારી :
હરખ અને દુઃખમાં, ઓ **સ્વામી**!
સત્વર આવી રહો સહગામી :
ઝિન્દગી આ નહીં તો જ નકામી :
**સ્વામી** ઓ મ્હારા!

પળ પળ છે, **પ્રિય**! ગરજ **ત**મારી :
પરમ **પવિત્ર** **નિયામક** **સ્વામી**!
**તારક**! **પાલક**! બાલ બનાવી,
**પતિત** છતાં લ્યો, **નાથ**! નિભાવી.
**સ્વામી** ઓ મ્હારા!



# છે અવકાશ હજી



છે અવકાશ હજી ય હજી છે :
સ્નેહદ્વાર હજી ખુલ્લૂં છે :
મોડૂં નથી : હજી યે વ્હેલૂં છે :
છે અવકાશ હજી !

શાશ્વત સ્નેહ તણા દરવાઝા,
બન્ધ થયા ના : છે હજી ખુલ્લા :
છે ત્યાં સ્નેહસુધાના પ્યાલા,
સ્નેહીઓ સહુને પીવાના :
ચાલો એ પીશૂં !



# યાચના



ઠોકૂં છૂં, ઠોકૂં દ્વાર ! ઉઘાડો !
ભૂખ્યો છૂં, કંઈ ભોજન આપો !
તરસ્યો છૂં, દ્રાક્ષાસવ પાઓ !
યાત્રાળુ છૂં, પન્થ ભૂલેલો !
માર્ગ બતાવોને !

પાપ, પ્રલોભન દૂર કરાવો :
શત્રુથી, તાત ! હમેશ બચાવો :
નાત ! પરીક્ષણુમાં ના લાવો !
ઓ સ્વામી મ્હારા !



# અણમોલ વચન



વચન મ્હને અણમોલું દીધૂં છે :
થાકયો, હાર્યો જાણી કહ્યૂં છે :
'બાલ ! તૂંને કંઇ ભય ન રહ્યૂં છે –
'છે રક્ષા મ્હારી'.

જીવનછાય હવે નમતી છે :
મૃત્યુની આખિર આવી ઘડી છે :
અમૃતવાણી, પ્રભો ! સુણવી છે :
'છે રક્ષા મ્હારી'.

# અર્પણ



જીવન આ મુજ તૂંમય કરજે :
ગાન તમામ વીણી સુણી લેજે :
બુદ્ધિ બધી મુજ તૂં લઇ લેજે :
હૃદય બધૂં તૂંથી ભરી દેજે :
સ્વામી ઓ મ્હારા !

મ્હારૂં ત્હારૂં સર્વ કરાશે :
મુજ – તુજ એ સહુ ભાન ભૂલાશે:
જ્ઞાન અભેદનૂં આમ ભણાશે :
સ્વામી ઓ મ્હારા !

# આ ઘર



મ્હોતું અને નથી આ ઘર મ્હારૂં :
સ્વામી તણાં પ્રિય બાલક સારૂ ,
આ ઉપયોગી મુસાફિરખાનૂં ,
સ્વામીએ સોંપ્યૂં .

---

# અવાઝની લૂટ



હમે મ્હોટા અવાઝોથી , સનમને હાક મારી'તી :
હમારા નામની ખુલ્લી નિશાનીઓ બતાવી'તી !

ઇશારા ચશ્મથી કરતા , તખલ્લુસે ગઝલ ગાતા :
ઉઘાડા મૂકી દરવાઝા , હમે કૈં રાહ જોતા'તા !

મગર , જાણ્યૂં ! હવે જાણ્યૂં ! ન સાદો પ્હોંચતા'તા ત્યાં !
અરે ! અફસોસ ! અદ્ધર એ અવાઝો સૌ લૂટાતા'તા !

બડા દુશ્મન બહુ ઝાલિમ ! અહીં અસ્માનમાં છુપ્યા !
અવાઝો ને ઇશારાને અવ્વલ મઝલે લૂટી લીધા !

લૂટાયા રાહદારીમાં ! મૂકાયા પાયમાલીમાં !
હવે ગમગીન ગરીબીમાં ! અરેરે ! રે ! નિરાશામાં !

હમોને કિસ્ત લાગી છે! હવે ઊંડી ઉદાસી છે!
અકારી ઝિન્દગાની છે! અને દરિયો તુફાની છે!

ઘડી ઘડી રંગ જામે છે! રડાવે છે! ડૂબાવે છે!
હઠાવે છે! હસાવે છે! ન રોતાં આંસુ આવે છે!

હવે પાછી રહી બાકી, નવેસર ખેલવી બાજી!
શરાબી કૈં ગુલાબી કૈં ખુશાલી આવશે તાઝી?



## સ્નેહનું સંગી



કોઈ બતાવો – ક્યાંય સાચા સ્નેહનું સંગી?
પ્યાલું પીધેલું ગુલાબી પેલું પ્રેમી નવરંગી? કોઈ૦

હાલ કે બેહાલની ન તમા જ તરંગી:
દિલ ખ્યાલ: છે દિલ્દારનો, મસ્તાન કો જંગી? કોઈ૦

હોમમાં હોમી દીધેલાં હેત પતંગી:
આંખો મીંચી ચાલ્યાં કરે, પ્રિયનું અનુષંગી? કોઈ૦

પ્રેમની પર્વા કરે: દિલમાં ન કૈં તંગી:
દંગો ઉઠાવે હક્કનો! અહાલેકનું દંગી? કોઈ૦



# દૈવી મોરલાને



ઓ **મોર**! મોંઘા મૂલના! ટહુકી ગયો મીઠું મીઠું!
અફસોસ! રે! અફસોસ! મ્હારે એક પળ મોડું થયું!
ઓ **મોર**! ૦

ત્હારા હૃદયના ગાનનાં પ્રતિબિમ્બ આ દેખાય છે:
પ્રત્યક્ષ પણ ગાતાં સુણ્યો ના તેથી દિલ દુભાય છે!
ઓ **મોર**! ૦

રોતાં અને ગાતાં તૂંને, આ આંખથી જોયો નહીં!
અફસોસ! આ કર્ણે તૂંને, **પ્રિય**! ટુહૂકતો સુણ્યો નહીં!
ઓ **મોર**! ૦

સૂકી સૂકી આ ભૂમિમાં, રેડી ગયો શી આર્દ્રતા!
લૂખાં લૂખાં હૃદયો હમારાં **સ્નેહ**રસભીનાં કર્યાં!
ઓ **મોર**! ૦

તુજ ગાન ગમ્ભીરતાભર્યૂં, લઇ જાય જન **સુર**સૃષ્ટિમાં:
જડતા કરી દૂર દૈવી અંજન આંજતું મનુદૃષ્ટિમાં!
ઓ **મોર**! ૦

તુજ ગાન દિવ્ય વિરામ્યૂં ને હું ઊંડાણુમાંથી નીકળ્યો:
આવું છું આવું: ત્યાંય તો, તું **અનન્ત**માં ઉડી ગયો!
ઓ **મોર**! ૦

સંકેલી ત્હેં ત્હારી કળા: ને આવવૂં મ્હારૂં થયૂં:
તુજ ગાનના પડઘા સુણ્યા: મુખ ના દીઠું તે ના દીઠું!
ઓ **મોર**! ૦



# કુદરતનું શિક્ષણ



આજ બહુ દિવસે દિલ મકલાય,
રુદન પરિચિત કૈં કૈં સન્તાય;
હૃદયના ભાવ બધા બદલાય,
અનેરી, અવનવી ઝાંખી થાય!

પ્રકૃતિ લલિત લીલા શી પાય!
નયન આ પીતાં પીતાં ન ધરાય!
ઉભા આ ઉચ્ચ સહ્યાદ્રિબાલ!
સૂચવે કાલ ભાવિ, ભૂત, હાલ!

અહો! શા સુન્દર, અડગ, ઉદાર,
ગૂઢ, પચરંગી, પરમ વિશાળ,
શૈલશૃંગે લીલુડા શૃંગાર!
દેવનો દિસે ગુપ્ત દરબાર!

પૃથિવી પર સ્વર્ગ સમા દેખાવ,
મનુજને દે મોંઘેરા લ્હાવ:
કુદરતે સત્ય, સ્નેહ ઉભરાય,
દયા, ઔદાર્ય, સમ્પ સૂચવાય!

રૂપેરી અમીઝરણાં વહતાંય,
જીવનને પ્રકાશપરિચય થાય:
નીલૂં આ મૃદુતમ ચારૂ ઘાસ,
વાસ મૃદુતાનો ચારે પાસ!

પંખીડાં કોમલ ખેલે ખેલ!
આર્દ્રતાની શી રેલારેલ!

કરુણતમ સુન્દર, દિવ્ય તમામ!
કલેશ, કાર્પણ્ય લેશ નહીં નામ!

પ્રભુ પ્રત્યક્ષ અહીં દેખાય!
પ્રકૃતિ – પુરુષ અભિન્ન જણાય!
પળેપળ પુણ્યની ઝાંખી થાય!
હૃદયના ભાવ બધા બદલાય!

ચળકતાં વહે શુભ્ર ઝરણાંય!
રમે ત્યાં ચરે સ્નેહી હરણાંય!
વિટપ, તરુ, નદી, અદ્રિ હસતાંય!
ગાન પશુપંખી મધુર શાં ગાય!

ધન્ય! પ્રકૃતિ! ધન્ય! ઓ માત!
સ્નેહનું સત્ય સ્વરૂપ સાક્ષાત!
અમે સહુ જગજન્તુ બેભાન!
કુટિલ, ક્રૂર, મૂઢ, કૃપણ, નાદાન!

હૃદયના છેક જ શુષ્ક, અજાણ!
કાષ્ટ કે લોહની મૂર્ત્તિ સમાન!
સ્નેહચૈતન્ય પૂરો અમ પ્રાણ!
લગાડો આર્દ્ર તત્ત્વનું તાન!

કુદરતે વહે કૃપાનાં પૂર!
હૃદયમાં પૂરો નવૂં નવૂં નૂર!
મૂઢ હું માયામાં ચકચૂર!
માન, મત, રાગ ભર્યા ભરપૂર!

ઘણૂં ઘણૂં અણમોલૂં જોવાય!
સંકુચિત હૃદય વિશે ન સમાય!
ભણેલૂં હવે ન ભૂલી જવાય!
હૃદયથી એ ફરી ફરી ઉચરાય!

પૂર્વદષ્ટિ પ્રભુનો મહિમાય !
શબ્દનો ધ્વનિ ફરી તાજો થાય !
આજ બહુ દિવસે દિલ મકલાય !
રુદન પરિચિત કૈં કૈં સન્તાય !



## નવૂં વર્ષ



કંઇ કાળ ગયો રમતાં રમતાં !
કંઇ વર્ષ વીત્યાં ગણતાં ગણતાં !
ગયૂં વર્ષ વીત્યૂં ! નવૂં વર્ષ થયૂં !
વધ્યૂં વર્ષ છતાં નહીં આયુ વધ્યૂં !

ગયૂં શું ? મળ્યૂં શું ?
શું વિચારી શકૂં ?

ગણુના ય અનન્તની શી કરવી ?
રચના નવવર્ષની શી રચવી ?
નવૂં કૈં ન થતૂં ! નવૂં કૈં ન થશે !
નવૂં, જૂનૂં બધૂં મનુદષ્ટિ વિશે !

અમને બળ દે,
પ્રભુ ! તૂં ચ્હડવા !
અમ દષ્ટિ તણો,
તૂં નિયામક થા !

મનુબાલ યથાર્થ મનુષ્ય બને,
હિત જાત તણૂં દિલમાં ન ચહે ;

હૃદયે લઘુતા નહીં લેશ રહે,
પ્રભુ ! વ્યક્તિ સમષ્ટિ જ કાજ જીવે !

હૃદયે તમવાસ વિદૂર કરો !
નવવર્ષ વિશે નવું જીવન દો !
મૃતપ્રાય પડ્યા ! પ્રભુ ! પ્રાણ ફૂંકો !
સહુમાં રસચેતન, તાત ! મૂકો !

પડતાં પડતાં પડીએ ન, પ્રભો !
તુજ હસ્ત ગ્રહી રહ્ડીએ ફરી, હો !

બીજૂં શું વદીએ,
નવવર્ષ વિશે ?

## દ્વિજજીવનની દિશા



ઔદાર્યપૂર્ણ દ્વિજજીવનની દિશાએ,
ઇચ્છા પ્રયાણ કરવા, પણ ન્યૂનતા છે;
બ્રહ્મત્વપૂર્ણ દ્વિજજીવનની દિશા ક્યાં ?
ને, ચિત્ત ક્ષુદ્ર, લઘુ, પામર, મૂઢ આ ક્યાં ?

સંજ્ઞાભિધાન દ્વિજ માત્ર ! દશા ન બ્રાહ્મી !
દ્વિજત્વનૂં જૂઠૂં રહ્યો અભિમાન રાખી !
છૂં હૂં મનુષ્ય ? હજી ના ! હજી યે પશુ છૂં !
તો યે 'છૂં બ્રાહ્મણ' કહી જગને ઠગૂં છૂં !

પ્રારબ્ધ મ્હારૂં કંઇ મ્હેં જ જુદૂં રચ્યૂં છે,
પ્રવૃત્તિયન્ત્ર મહીં આ સ્થૂલને મૂક્યૂં છે;
જ્યાં ઉચ્ચ કાલ્પનિક લક્ષ્ય કંઇ રચ્યૂં છે,
ત્યાં સૂક્ષ્મ ચેતન સદા રમતૂં રહ્યૂં છે.

કાર્યો અનેક કરતાં અટકી પડૂં છૂં,
કૈં દિવ્ય સૂર હૃદયાન્તરથી સુણૂં છૂં;
શો દિવ્ય બોધ કરતો મુજ અન્તરાત્મા?
ને, હાય! પાળી ન શકૂં પ્રભુની હૂં આજ્ઞા!

એ સૂચવે, 'પરિધિને નહીં રાખ સીમા,
'વિસ્તૃત ખૂબ કરીને સહતાં ચહ્યો જા!
'પાડોશી જાગરણ રાત્રિ બધી કરે છે,
'ત્હારે ન નિદ્રિત થઈ ઊંઘવૂં ઘટે છે.

'ભૂખે મરે જન ય્હણે! તહીં જો જરાયે!
'એને દીધા વિણ ત્હને જમવૂં ન છાજે!
'આ વિશ્વમાં સમજ ત્હારૂં ન કાંઇ લ્હેણૂં!
'ત્હારે સદાય સહુને તુજ ઋણ દેવૂં!

'ઓ બ્રહ્મબાલ! દ્વિજમન્ત્ર જરા સુણી લે!
'ને ફેરવી જીવન ઈશ્વરમાં જીવી લે!'
આવૂં ઘણૂં હૃદય આ સૂચવ્યાં કરે છે,
ને, બન્ધ તોડી ઉડવાનૂં ઊંચે ચહે છે.

કિન્તુ, નીચે જગ રહ્યૂં, ઉડવા ન દે છે!
પોતાની પેઠ કરવા સહુને મથે છે!
ઉડૂં જરાક, તહીં પિઞ્જરમાં પૂરે છે!
સંયોગસાંકળ વડે જકડી દમે છે!

પ્રારબ્ધમાં ન મુજ આમ પડી રહેવૂં,
ઇચ્છા પ્રભુની નહીં: બન્ધન કાં સહેવૂં?
જોઉં છૂં! જોઉં! જગ બન્ધન બાંધશે ક્યાં?
નાચે શૂં પ્રકૃતિ નહીં પુરુષત્વ છે જ્યાં?

આવું કહું છું, તહીં છાતી કંઇક કમ્પે,
ને બન્ધ સાંકળ તણા હજી કૈંક ખૂંચે!
હું જોઊં દિવ્ય, જગ ત્યાં કશું યે ન દેખે!
જાણું ન, હું જીવીશ કેમ વિચિત્ર ભેદે?

આંસુ વહે તહીં સુધી કશું યે થશે ના?
શસ્ત્રો વિના ન સ્થૂલના પડદા ચીરાતા!
છેદીશ કૃત્રિમ બધા પડદા નકામા,
ને, હું જઈશ દ્વિજજીવનની દિશામાં.



## સત્યવિજય



છો ને અનેકાનેક તલ્વારો ઝઝૂમે શિર પરે,
છો ને બુરાઇ માનીને મિત્રો બધા વેરી બને;
છો ને દયાહીન દુશ્મનો બહુ ઝુલ્મી લશ્કર મોકલે,
તો યે, ડરે ના જે કલમ **હિત**, **સત્ય**, **સ્નેહ** અનુસરે.



## હમારા ખ્યાલ



દફ્ન કબરે થવાનું છે! અગર બળી ખાક થાવૂં છે:
ન લાવ્યા લેઇ જાવૂં છે! મગર એ ગાન ગાવૂં છે!

અરેરે! છે નહીં કોઈ, અહીં જાથૂકનાં મ્હેમાન!
છતાં યે, રાહ ભૂલે કે મીંચીને ચશ્મ ચાલે છે!

મુવેલાં ઢોરનાં ચર્મો, બની ડિંડિમ રીઝાવે છે:
મગર, આ જાગતાં જીવતાં મનુજ હરદમ રીબાવે છે!

સલામો દમ બ દમ કદમે, કરી જ્યાં શિર ઝુકાવે છે,
અરે! ત્યાં જોરથી લાતો, લગાવીને સતાવે છે!

ખરે! આ તો બધા કજીઆ, બહુ જુદા, બહુ જૂના!
જતાં કૈં કૈં ઝમાનાઓ, નહીં એ દૂર થાવાના!

હમારૂં તાન જુદૂં જ્યાં, તહાં નુકસાન શાનૂં છે?
નથી વેપાર કરવાનો! પછી તોટોનફો શાનો?

પીધો રસ સ્નેહવલ્લીનો! નશો કૈં ઑર કીધો છે!
જિગરને રંગ નવરંગી, અસલ ખુબીદાર દીધો છે!

સહૂં માલીકના હુકૂમો: તુફાની રંગ છો જામે!
અને, ભરવાં ફરી ડગલાં, દયાલુ દેવને નામે!

## સરિતાતીરે



વાસ તજી નવવાસ રચાવ્યો!
ત્યાંથી વળી પુર બ્હાર વસાવ્યો!
સરિતતટે ફરીથી શણગાર્યો!
ઝુલ્મ નહીં: લ્હાવા!

સાગર સરિતસમાગમ પામ્યો!
પ્રકૃતિમાં પરમેશ બતાવ્યો!
પાવન પાઠ પરોક્ષ પ્હડાવ્યો!
ઝુલ્મ નહીં: એ દયા!

સાગર લ્હાણુ વધાવી મલકશે!
અન્તર આધિ ઉપાધિ શમવશે!
મન્ત્રની ધૂન નવીન ગજવશે!
આ સરિતાતીરે!

## ઓ દયાલુ પ્રભુ !



મૂક વદે, પ્રભુ ! ત્હારી દયાથી !
પંગુ ચ્હડે ગિરિ ત્હારી દયાથી !
બધિર સુણે, પ્રભુ ! ત્હારી દયાથી !
સ્વામી ઓ મ્હારા !

તત્ત્વ વહન્ત જીવન્ત તૂંમાંથી !
સ્નેહ, પ્રકાશ, જ્વલન્ત તૂંમાંથી !
પામૂં હૂં સત્ય અનન્ત તૂંમાંથી !
સ્વામી ઓ મ્હારા !



## ચેતનની પૂજા



ચ્હાવી ચેતનની પૂજા :
સદા યે ચેતનની પૂજા !

સાંપડ્યૂં સૃષ્ટિનૂં દહેરૂં રૂડેરૂં ! અનેરૂં અજાયબ ધામ !
ચાલો ; વ્હાલાં ! દર્શન કરશૂં ! માનવબાલ તમામ !
ચ્હાવી ચેતનની પૂજા !

પ્રકૃતિનૂં મન્દિર જડ્યૂં આ ! માલીક પુરુષપુરાણ !
ઓતપ્રોત વસે વિલસે ત્યાં, સ્નેહ સુચેતન પ્રાણ !
ચ્હાવી ચેતનની પૂજા !

પામરતા, સંકોચ કરી દૂર, અજવાળીશૂં ઉર !
આકાશે આકાશ મિલાવી, પૂરીશૂં નૌતમ નૂર !
ચ્હાવી ચેતનની પૂજા !

એક અનેક સમાન નિહાળીશું , દાસ બનીશું દીન !
વ્હાલેરૂં આ વિશ્વ થતાં સહુ , જાગે જ્યોતિ નવીન !
ચ્હાવી ચેતનની પૂજા !

થાય પ્રકાશ હવે ઉષ્માનો , ઓ ભાસ્કર ભગવાન !
અન્ય નથી આરાધન , સ્વામી ! ગાવૂં એક જ ગાન !
ચ્હાવી ચેતનની પૂજા !

દેવ તણા દેવાલયમાં અહીં , ભાઇબ્હેનોના વાસ !
હસ્ત પરસ્પર હેતથી સાહીશું ! ઊંચે ઉડીશું અકાશ !
ચ્હાવી ચેતનની પૂજા !

**हरिरेव जगत् जगदेव हरिः।** ગૂઢ મન્ત્ર પરિચિત થાય !
જનહિતયજ્ઞની વેદિ પરે ' નિજ ' હોમ્યે ઈશ પૂજાય !
ચ્હાવી ચેતનની પૂજા !

ભાન ભૂલી નિજ માન ભૂલી સૌ , ભૂલી શરીરી ભાવ !
દેવ સમાં બની દિવ્ય દહેરે , લેશું અનુપમ લ્હાવ !
ચ્હાવી ચેતનની પૂજા !

દહેરૂં દીઠૂં દરિયામાં દેવી ! વિરાજે વિરાટ સ્વરૂપ !
ભૂતે ભૂત ભળે નહીં શાને ? કાં ન થવૂં તદ્રૂપ ?
ચ્હાવી ચેતનની પૂજા !

આંખ હોય તેણે દેવળ જોવૂં : સૂર સુણે હોય કાન !
અન્તર્બાહ્ય વસે સહુમાં એ : એ શ્રુતિનૂં જ પ્રમાણ !
ચ્હાવી ચેતનની પૂજા !



### ॐ प्रेमधर्म

ईश्वरानुग्रहादेव पुंसामद्वैतवासना ।
महद्भयपरित्राणा विप्राणामुपजायते ॥

श्री अवधूतगीता.



જો ઈશ્ક ના તો શું ખુદા ? આલમ કરી તોયે ભલે !
જો ઈશ્ક ના તો શું જહાં ? એને ખુદા એ શું કરે ?

આ કારખાનું ઈશ્કનું, જોજો તપાસી ખૂબ ખૂબ !
આ ખેલ ને આ ખેલનારો એક નૂરે ઈશ્ક છે !

એથી ડરૂં તો ક્યાં ડરૂં ? કોને ખુદા મ્હારો કરૂં ?
જ્યાં લાઇલાજી સર્વની, ત્યા કોણ કોને હાથ દે ?

રે ! ઈશ્કનું છોડી કદમ, માગું ખુદા, માગું સનમ !
શું છે ખુદા ? શું છે સનમ ? એને બિમારી એ જ છે !

ક્યાંએ હશે જો કો ખુદા, તો ઈશ્કનો બન્દો હશે !
જો ઈશ્કથી જૂદો થશે, તો ઈશ્કથી હારી જશે !

कलापी.



My whole life long I learned to love.
This hour my utmost art I prove
And speak my passion. —Heaven or hell?
She will not give me heaven? 'Tis well!
Lose who may — I still can say,
Those who win heaven, blest are they.

# ઝાંખી



આજ કૈં ઑર અનુભવ થાય !
હૃદય પર અવનવૂં આલેખાય !
સ્વપ્ન કે સત્ય ? નહીં સમજાય !
ઘડી ઘડી એ બધૂં તાજૂં થાય !

પ્રેમમાં જીવન બધૂં પલટાય !
જીવનમાં પુનર્જન્મ સમજાય !
હૃદય આ આજ નમી નમી જાય !
નયન આ ઉષ્મા અજબ જ પાય !

હશે ઉષ્માનાં મોંઘાં ભર્ગ ?
સ્વર્ગનો સ્નેહ ? સ્નેહનૂં સ્વર્ગ ?
પૂર્વદૃષ્ટિ પ્રભુનાં નિર્માણ ?
શૂં કહૂં ? પામર, રંક, અજાણ !

ધન્ય જીવન ગણૂં ? કાં ન ગણાય ?
હવે સંશય કંઇ ના ઉરમાંય !
પ્રણયનો પ્રાપ્ત થતાં સુપ્રસંગ,
રંગ લાગે હૃદયે નવરંગ !

મૂર્ત્તિપૂજક જડ નથી મુજ ધર્મ :
ધર્મ મુજ પ્રેમ એ જ પરબ્રહ્મ :
નિત્ય, નૈમિત્તિક એ મુજ કર્મ,
પ્રેમના ભણુવા ગુપ્ત જ મર્મ

પ્રેમનૂં પૂજન ચિત્ત ચહાય,
પ્રેમ પ્રત્યક્ષ મ્હને અહીં થાય;

પ્રેમતપ તપ્યાં હૃદય દુઃખીઆંય!
તપેલૂં તપ પ્રતિફલિત પમાય!

વાદળે છાયૂં અન્તરકાશ,
ભાનુદર્શનની ન હતી આશ;
તિમિરમાં વસતાં’તાં સૌ કોય,
તોય એ અન્ધારે શા મોહ!

હૃદયના સૂર નહીં સમજાય,
સ્નેહ ને મોહ અભિન્ન જણાય!
શુક્રનો તારો કદિ દેખાય,
ચન્દ્ર ગણી મનમાં મકલાવાય!

આગિયા અન્ધારે ઉડતાય!
જોઇ અમ હૃદય હમેશ ઠગાય!
અરેરે! અન્ધારે વસતૂં ય!
હૃદય કદિ તોય હતૂં હસતૂં ય!

દ્વાર સહુ બન્ધ હતાં સહુ બન્ધ!
ન્હોતી ઉષ્મા કે તેજ સુગન્ધ!
રગેરગ શૈત્ય હતૂં ભરપૂર!
હતી ચૈતન્યવિહીનતા ઉર!

જૂઠૂં સહુ ગાન હમેશ ગવાય!
સ્નેહ, હિત, જ્ઞાન વ્યર્થ ઉચરાય!
અરેરે! એ હતી પામરતાય!
હાય! મુજ મૂઢ તણી જડતાય!

સ્મરણુ એ થાય! આંસુ ઉભરાય!
અરેરે! છેક જ રોઈ જવાય!

ન્હોતી કંઇ આશા આ ઉરમાંય,
દિવ્ય સવિતાદર્શન કદિ થાય!

ગાન ગમ્ભીર સરિતાનૂં સુણાય!
રગેરગમાં ચૈતન્ય ભરાય!
અજબ ઉષ્મા અન્તર ઉભરાય!
હૃદયપ્યાલૂં પ્રણયે છલકાય!

આર્દ્ર ઉર આજ પરાધીન થાય!
તોય કાર્પણ્ય હજી ન તજાય!
હર્ષ કે શોક નહીં સમજાય!
તોય કશૂં કૈં કૈં કૈં થઇ જાય!

સ્નેહરૂપ ઓ સવિતા ભગવાન!
પૂર્ણ ઉષ્માથી ભરો મુજ પ્રાણ!
યાચૂં શૂં, સ્વામી! સ્નેહનિધાન!
ધ્યાન તુજ ધરૂં ભૂલી ભવભાન!

હૃદયથી દૂર થતૂં કંઇ ધ્વાન્ત,
તોય હૂં નથી સ્વસ્થ કે શાન્ત!
ઘોરતૂં નગર બધૂં નિદ્રસ્થ!
એકલો ઉભો અહીં હૂં અસ્વસ્થ!

સ્નેહગીતાનૂં અહોનિશ ગાન!
ધ્યાન તુજ, ઓ ભાસ્કર ભગવાન!
જ્ઞાનમાં એ જ તત્ત્વનૂં તાન!
દાનમાં એ માગૂં વરદાન!

બધાં વૈવિધ્ય હવે વિલાય.
અને કાર્પણ્ય બધાં લય થાય;

યોગ મુજ સ્નેહયોગ વિરચાય,
એ જ મુજ અન્તિમ હો ઇચ્છાય!

કહૂં શૂં? કે કરૂં શૂં? તે કશૂં યે સુઝતૂં નથી:
સાવિત્રીની સ્મૃતિ જેવી, ઝાંખી અસ્પષ્ટ થાય છે!

નથી હૂં જાણુતો કે આ વિદ્યુત્ વા સવિતાપ્રભા!
છતાં, અદૃશ્ય ખેંચાણે, ઝાંખીમાં લીન થાઊં છૂં!



## કિં બહુના?



જેનૂં કરૂં સ્મરણ, હા! હૃદયાશ્રુથી હૂં,
બુરાઈ એ હૃદય ક્યાં સુધી રાખનારૂં?
જેથી ઘણા નવીન પાઠ ભણ્યો રસીલા,
ને, ભવ્ય મન્ત્ર રસપૂર્ણ ઉરે ઉકેલ્યા!

જેથી પરોક્ષ રસસંપૂટ દિવ્ય પીધા,
ને શી ભણ્યો સરસ સ્વર્ગીય સ્નેહગીતા!
જ્યાંથી બન્યો કંઇ જુદા નભનો પ્રવાસી,
જીવન્ત યન્ત્રવત જીવન આ ઉદાસી!

આ વિશ્વમાં ઉરવિચિત્ર જનો, અરેરે!
પોતાની બુદ્ધિથી અસંખ્ય ભ્રમો રચે છે!
વસ્તુ અવસ્તુ ગણી વાદ વૃથા વદે છે!
રે! રજ્જુ જોઇ ઉર સર્પ થકી ડરે છે!

શબ્દોથી કાલ્પનિક સિદ્ધ બધું બને છે !
રે ! સ્વર્ગભર્ગ પણ બુદ્ધિ વદી શકે છે !
કિન્તુ, અહો ! હૃદયરાજ્યની પ્રેમસૃષ્ટિ !
છે એ અનુભવપ્રદેશ ! અવાચ્ય ભૂમિ !

શું હું, અહા ! કહી શકૂં ? બહુ ગૂઢ છે એ !
જ્યાં સ્થૂલ પાર નયનો ન ન્હડી શકે છે !
આ હૈયું તો પ્રણયપૂર્ણ પ્રભુ પૂજે છે !
છે પ્રેમની પ્રતિકૃતિ અતિ ભવ્ય કો એ !

ઝાંખું કંઈક પ્રતિબિમ્બ ઉરે પડે છે !
તેની કરૂં નકલ શી ? નહીં શક્તિ યે છે !
મોજું સમુદ્ર તણું અબ્ધિ થકી અભિન્ન !
એ કેમ જાણી શકશો ઉર બોધહીન ?

છે જ્ઞાન, સ્નેહ, હિત, યોગ જ એક અન્તે,
અજ્ઞાન, પાપ, મત, મોહ વિના વિવેકે :
એ સ્થૂલતા ! અધમતા ! સ્વપણું વિલાતૂં !
છે સ્નેહ સત્ય : ઉર એ જ પ્રતીત થાતૂં !

એ સ્નેહજ્યોતિ અતિ દિવ્ય છતાં છુપાતી,
સામાન્ય પ્રાકૃત ઉરે ન પ્રસિદ્ધ થાતી ;
જ્યાં ભવ્ય સત્ય હૃદયે જ પચી શકે ના,
ત્યાં ભર્ગભાષ્ય કશૂં સાર્થક ? કિં બહુના ?



# સ્નેહનો સંદેશો



સ્નેહસદનનાં વાસી વ્હાલાં સ્નેહીઓ!
ઉન્નત પન્થપ્રયાણે કરજો સાથ જો!
સ્નેહાકર્ષણથી ખેંચાઇ નમી જવૂં:
ઉર ઉરનો કરવો સ્નેહે સંગાથ જો!
સ્નેહસદનનાં વાસી વ્હાલાં સ્નેહીઓ!

શાબ્દિક જ્ઞાન સૂકાં લૂખાં ગમતાં નથી:
રસભીનાં હૃદયો કરવાં સ્નેહાળ જો!
એ જ તપે તપવાં તપ ભવ આખો અહીં:
રસદર્શન ઝીલવાં ઉર ઝાકઝમાળ જો!
સ્નેહસદનનાં વાસી વ્હાલાં સ્નેહીઓ!

આંસુનો રેલવવો આંહી મહોદધિ:
કાયમનૂં હસવૂં અન્તે જડનાર જો!
દેવ અને દેવી દેતાં જ વધામણાં:
સ્હેનારાં શાશ્વત સ્વર્ગે વસનાર જો!
સ્નેહસદનનાં વાસી વ્હાલાં સ્નેહીઓ

સ્નેહસદનમાં શરીર કદિ સોહે નહીં:
મોહે શરીરે તેના પૂરા ભોગ જો!
સ્નેહીઓ તો સ્નેહસદનમાં મ્હાલતાં,
પ્રેમ તણો શો પામે નવલખ જોગ જો!
સ્નેહસદનનાં વાસી વ્હાલાં સ્નેહીઓ!

પ્રાકૃત હૃદય અધિકારી ન ઉકેલવા,
આત્મા પર પાકો એ પ્રેમોલ્લેખ જો!

નેત્ર ફૂટ્યા વિણ નેત્ર ન પ્રેમ પૂજી શકે,
અન્તરના અન્તર પર ભગવો ભેખ જો!
સ્નેહસદનનાં વાસી વ્હાલાં સ્નેહીઓ!

ચ્હાવું તો સ્હેવું: એ મન્ત્ર નવો નથી:
એ જ જપે જપ અનુભવી પ્રેમજમાત જો!
જાણીતા ઝઘડા જૂના સ્થૂલ સૂક્ષ્મના:
પ્રેમાત્માને એની યે શી વિસાત જો?
સ્નેહસદનનાં વાસી વ્હાલાં સ્નેહીઓ!

અધુરામાં ભારે ભય એ ભૂલવું નહીં:
પૂર્ણ તપે પ્રકટે સવિતા સાક્ષાત જો!
ન્હાવું ઉષ્માભર્ગ વડે પ્રેમાબ્ધિમાં:
ઉરસાગરમાં કરવો પૂર્ણ પ્રપાત જો!
સ્નેહસદનનાં વાસી વ્હાલાં સ્નેહીઓ!



## રસ્તો



હૃદય પર છે લખી દીધું: હવે શું છે રહ્યું લખવું?
તરીને આંસુના દરિયા, સહીને પાર ઉતરવું!

લખું શું કે કહું શું હું? શિખેલું સર્વ છે સાચું:
ગહન છે તત્ત્વ એક જ એ: ચહાવું, સ્હેવું ને સ્હેવું!

હૃદયના લોહીથી પાકા, અમર લેખો લખી જાવું:
વિકટ આ સ્નેહસેવાના, સહુના ભોમીઆ થાવું!

નથી સંસાર શુદ્ધિનો : બધો વ્યવહાર બુદ્ધિનો :
અહીં ના ના નથી ઇન્સાફ, અશુદ્ધિ કે વિશુદ્ધિનો !

ચહાવૂં શિર સાટે છે, સહેવૂં એથી યે વસમૂં :
અને, એ બે બને ત્યાં તો, પડે પ્રભુને ઝુકી પડવૂં !

સહેવૂં કે થવૂં પૂરૂં : બીજો રસ્તો ન સરતો છે :
હમારા પન્થમાં એ તો, હમેશાંનો શિરસ્તો છે !

શિરીન્, ફરહાદ ને મજનૂં, લયેલાં, લૉટ ને વર્થર,
ગયાં લખી લોહીથી રસ્તો, અઈન, મનસૂરનો આખર !

---

# ઝુલ્મીને અર્ઝી



ભલા ઝીદ્દી ! ભલા ઝાલિમ ! સિતમ શા આ છુપા કરવા ?
સબૂરી છે મ્હને સ્હેવા : પતાવી છે બધી પરવા !

ઉગામી શું ઉભા રહેવૂં ? શરમ કે ડર હજી છે શું ?
ઝખમ ખમવા હવે ગરદન, ઝુકાવીને ઉભેલો છૂં !

તમારી છૂરીની ધારે, મીઠી શી મહરબાની છે !
હમારા મસ્ત ખાકીને, અગમ ઝાંખી થયેલી છે !

તમારાં ક્રૂર કાતિલમાં, છુપેલૂં છે અમર લ્હાણૂં :
સનમ. સાકી, શરાબો ને ખુદાઇ નૂરનૂં પ્યાલૂં !

પિછાનો જૂની ભૂલીને, નવા શાગીર્દ ઢૂંઢીને,
ઘસી હથિયાર ઘા કરજો ! તૂટી પડજો ઝઝૂમીને !

હમારા બાગને રસ્તે, ઉભા ભાલા ભલે રાખો!
ભરો બન્દૂક ને તોપો! તીરંબાજી કરો! ચાલો!

હમારા ખૂનનૂં શરબત, ખુશાલીથી ભલે પીજો!
અને, દિલ ચ્હાય તે હરદમ, અહીં પૂરૂં કરી લેજો!

મગર, અફ્સોસ! ઓ ભોળાં! હમે નવી આલમે જાશૂં!
તમારા દારૂગોળા જ્યાં, નહીં પ્હોંચે: દયા ખાશૂં!

હવે આરામ છોડીને, મૂક્યૂં છે મોત ઓશીકે:
નસેનસમાં નશો રેડી, બિછાને છૂં બિમારીને!

ભલા દુશ્મન! સિતમ કરવા! હુકૂમ હક એ ખુદાઇ છે!
તમારી ઝુલ્મગારીમાં, મઝા મ્હારી છુપાઇ છે!

રહમ, ડર કે શરમ કૈં છે? અરે! હજી યે? નવાઇ છે!
કતલ કરવા ખૂની થાવા, હવે જૂઠી મનાઈ છે!

કરો ટૂકડા પૂરેપૂરા! લગારે બાકી ના! ના! ના!
જિગર આ શાન્ત સાગરને હવે ઘૂઘવાટ છે ના! ના!



# ઈ. સ. ૧૯૦૯: નવૂં વરસ



સવિતા નવવર્ષ તણો ઉગતો!
પ્રભુ! મંગલ પુણ્યપ્રભા ભરતો!
નવૂં જૂનૂં ક્રમે વરસો ગણતો!
પ્રભુ! કાલપ્રવાહ વહે હસતો!

નવવર્ષ, પ્રભો ! ‘નવ’ અંક તણું !
રમણીય નવાઙ્કનું સામ્ય સ્મરૂં !
પ્રભુ ! સ્નેહસુવર્દ્ધક વર્ષ નવૂં,
‘નવ’ અંક સમૂં અવિકારી ચહૂં !

ઉપકારી બનૂં ગત વર્ષ સ્મરી,
શૂં હૂં ગાન કરૂં, પ્રભુ ! શક્તિ નથી !
ભર ચેતન જીવનમાં નવલૂં !
કર આન્તર દૃષ્ટિ વિકાસ, વિભુ !

ક્ષમતો, પ્રભુ ! તૂં
બલ દે ક્ષમવા !
કરુણાનિધિ ! તૂં
બલ દે સહવા !

પ્રભુ ! હો ! તુજ સ્નેહ અમીઝરણૂં,
વહતૂં વણમાગ્યૂં અનન્તગણૂં !
અધિકાર વધાર, વિલોકી શકૂં !
પ્રભુ ! આન્તર બાહ્ય અભિન્ન લહૂં !

શૂં હૂં માગી શકૂં ?
પ્રભુ ! પામર છૂં :
ઉચરૂં, પ્રભુ ! આ
અધુરૂં અધુરૂં.



# સ્નેહનો શબ્દ



પ્રભુના બાલકે આવી, પ્રભુનો શબ્દ આપ્યો છે:
પ્રભુના સેવકે હોંશે, હમેશાં એ વધાવ્યો છે!

પ્રભુ એ સ્નેહ છે સાચો: પ્રભુ એથી નથી બીજો:
ડૂબ્યો છું સ્નેહને દરિયે: રીઝો દુનિયા અગર ખીજો!

અહાહા! સ્નેહના વિશ્વે, હમેશાંનો મુસાફિર છૂં:
ગુલામી સ્નેહની કરવા, હવે હરદમ હૂં હાઝર છૂં!

બધી યે સ્નેહની આજ્ઞા, હૃદય સ્વીકારવાનૂં છે:
અને, ઇચ્છા બીજી જૂઠી, બધી યે છોડવાનૂં છે!

બધી વૈવિધ્યરેષાઓ, થતાં અભિમુખ એ કેન્દ્રે,
પ્રબલ એ જ્યોતિ ઉષ્માનાં, છુપાં ઉર આંજતાં વિશ્વે!

બધી ઇચ્છા, બધી આશા, સમાશે એકમાં જ્યારે,
પ્રભુ પોતે પ્રકટ થાશે, અને એ ભેટશે ત્યારે!

તબિયતમાં બિમારી છે, અગર આ ક્રૂર છાતી છે:
મગર બેશક, બિમારીમાં, જિગરની તો દુરૂસ્તી છે!

ઘણાં યે પ્રેમનાં પન્થી, અવલ મઝલે ઉડેલાં છે:
મગર અલબત્ત, હમેશાંની હયાતીમાં ભળેલાં છે!

અજાણ્યાં સ્નેહનાં શત્રુ, ભમેલાં યા ભૂલેલાં છે:
અહીં ગમ્ભીર સાગરમાં તરંગો કૈં શમેલા છે!



# હોળી



હોળી કરી જગત ઉત્સવ ઉજવે છે,
ને સ્થૂલ અગ્નિભડકા કરીને સમાપ્તે!
મ્હારી અને જગતની જુજવી જ હોળી!
હૂં તો યજીશ ઉરનો મુજ અન્તરગ્નિ.

બાહ્યાગ્નિથી અનલ અન્તરનો જુદો છે,
છે સામ્ય તે પરખતાં ઉર જ્યોતિ પામે;
લોકોની હોળી! અહ! બે દિનમાં બુઝાતી!
સ્થાયી ન ઝાંખી પણ શેષ રહે નિશાની!

આ ઉરમાં દવ નિરન્તર લાગતો છે,
કાર્પણ્યની વિવિધતા બધી બાળતો છે;
સંસ્કારના સબલ એ સુપ્રયોગ કેવા!
એ અન્તરગ્નિથી જ પામૂં હું સ્નેહસેવા!

રે! રે! ન કાબૂ ધરતૂં ઉર જુલ્મ સ્હેવા,
કૈંકે થતાં હૃદય લાગતૂં ધોધ વ્હેવા;
તો યે, હજી નથી વધુ અધિકાર ખોયો,
જો કે હજી દિલ છૂટું મૂકીને ન રોયો!

ઓહો! સદા સળગતી શી મહાન હોળી!
તાપપ્રતાપ ભરપૂર ઉરે અનોખી!
બાહ્યાન્તરે સ્વમય પાતક ગાળી નાંખે!
કેવા જ્વલન્ત ભભુકા દિલ દર્દના એ!

દેવિ હુતાશનિ! હવે તું પ્રસાર જ્વાલા!
ઓ હોલિકે! કર હવે મુજ સર્વ સ્વાહા!
ત્હેં ત્હેં જ રંક ઉરની ભરી પૂર્ણ ઝોળી!
ત્હારા જ **અગ્નિ** તણી, જો! ઉર ખાક ચોળી!

ઇચ્છા જળી જવૂં, ખપી જવૂં છેક એવી,
વેઠાય છે ન તુજ **તાપ** તથાપિ, દેવિ!
કૈં કીમીઓ? **સખિ**! થવૂં તુજમાં અભિન્ન,
વા ઝંપલાવી પડવૂં? નથી માર્ગ અન્ય!

## નૈમિત્તિક પ્રાર્થના



ઉમ્બર ઓળંગૂં? ઓ **રાજ**!
**સ્વામી**! સત્કારશો!
બાંધૂં છૂં **પ્રેમ** કેરી પાજ!
**સ્નેહી**! સંભાળશો!

વ્હાલાંની વ્હારે, રસરાજ!
વ્હાલપ વિસ્તારશો!
માગૂં શૂં બીજૂં, **મહારાજ**!
**અન્તર** અજવાળશો!
**આસ્થા** ઉગાડશો!

ઉમ્બર ઓળંગૂં: ઓ **રાજ**!
**સ્વામી**! સત્કારજો!
**સ્નેહી**! સંભાળજો!

બાંધી છે પ્રેમ કેરી પાજ:
હૈડાં હરખાવજો!
સાગર સુહાવજો!
ઉમ્બર ઓળંગૂં: ઓ રાજ!



## ક્યાં સ્વાતિપ્રાપ્તિ?



ઓ પ્રભુ! યોગ સુયોગ જ યાચૂં:
કોરી કટોરી ભરી ભરી સાહૂં:
પૂરૂં પૂરૂં ઉરમાં અજવાળૂં:
ક્યાં સ્વાતિપ્રાપ્તિ?



## રોવૂં



વિશ્વની વહ્નિજ્વાલામાં, રોવૂં એ અમીધાર છે:
બળી જાતાં, જળી જાતાં, રોવૂં એ ઉપચાર છે.

રોનારાંને ઘટે આંહી, રોતાં યે કાંઇ આવડ્યૂં:
આંસુડે આર્દ્રતા સ્હોવી, એ સોંઘી પ્રભુતા નથી.

રોનારાં આલમે થોડાં, કોક તે અધુરાં ઊણાં:
ખરાં તો સ્વર્ગમાં ખેલે, શાશ્વતૂં સ્મિત પામતાં.

અશ્રુપૃથક્કૃતિની એ, મીમાંસા કોણ ભાખશે ?
ક્ષણે રોતા, ક્ષણે હસ્તા, વિશ્વે તો વ્યભિચાર છે !

ખરૂં છે ! અશ્રુના ભેદો, છે દુર્ભેદ્ય ઊંડા અતિ :
સ્નેહીઓ શિખવે એવૂં, અશ્રુલેખ લખી લખી.

અનેરો અશ્રુમહિમા છે, એણે દેવ થવાય છે :
આંસુડે સ્નેહનૂં આંહી, નવ્ય સ્વર્ગ રચાય છે.

વાણે તાણો મળે ત્યારે, અશ્રુવસ્ત્ર વણાય છે;
અને એ અશ્રુથી અન્તે, આત્મયોગ ભણાય છે.

ભેદ ભેદે અભેદે છે, અભેદે ભેદ છે બહુ :
અશ્રુભેદ અનામી છે, સ્નેહીઓ ભેદભેદુ છે.



## મ્હારાં આંસુના ભેદ



મ્હારાં આંસુના ભેદ ! ઓહો ! આંસુના ભેદ !
કોઇ સુણે ! ન સુણે ! એ આંસુના ભેદ !
ભણૂં ભણૂં ! ને ભૂલૂં ! હૂં આંસુના ભેદ !
ભૂલૂં ભૂલૂં ! ને ભાખૂં શૂં આંસુના ભેદ ?
મ્હારાં આંસુના ભેદ

ભિક્ષાની ઝોળી મ્હારી ખાલી નથી !
મહીં શૂં છે ભરેલૂં ? તે માલૂમ નથી !
હૂં જોઊં છૂં તો તે જોવાતૂં નથી !
મ્હારે નયણે હવે ઊંચકાતૂં નથી !
મ્હારાં આંસુના ભેદ ! ૦

મ્હારા ભીતરમાં ભાવનાની ભીંતો ખડી !
હજી અન્તરની આંખ મ્હેં આણી નથી !
હજી જિગરની જ્યોત અજવાળી નથી !
અન્ધ હૈયે પગદંડી પિછાની નથી !
મ્હારાં આંસુના ભેદ ! ૦

મ્હારાં આંસુના ભેદ ! ઓહો ! આંસુના ભેદ !
કોણ જાણે જીવનના પ્રભેદ ?
મ્હારાં આંસુના ભેદ કોણ ભાખી શકે ?
બન્ધ દરવાજો કોણ જલ્દી ભેદી શકે ?
મ્હારાં આંસુના ભેદ ! ૦

મ્હારાં આંસુના ભેદ ! મ્હારાં આંસુના ભેદ !
કોણ પામી શકે મ્હારાં આંસુના ભેદ ?
મ્હારા અન્તરની અન્દર પ્રવેશી શકે !
મ્હારાં આંસુએ આંસુ મિલાવી શકે !
મ્હારાં આંસુના ભેદ ! ૦



# પીડા પ્રેમની પારાવાર



પીડા પ્રેમની પારાવાર !
જગત શું જાણશે રે ?
એ તો જાણે જગદાધાર !
કહ્યું કોણ માનશે રે ?

પ્રેમપંખેરૂ કુમળી જાત!
જગત શું જાણશે રે?
એક પાંખ વિના થતી ઘાત!
કહ્યૂં કોણ માનશે રે?

થયૂં નિર્દય વિશ્વશું વેર!
જગત શું જાણશે રે?
જીવ્યૂં, જન્મ્યૂં થયૂં સહુ ઝેર!
કહ્યૂં કોણ માનશે રે?

એ તો જાણે અનુભવી જન!
જગત શું જાણશે રે?
રડી અન્ધ થતાં લોચન!
કહ્યૂં કોણ માનશે રે?

પ્રેમ કેરી અનેરી છે આણ!
જગત શું જાણશે રે?
એનૂં અનુભવ એ જ પ્રમાણ!
કહ્યૂં કોણ માનશે રે?

પ્રેમીની જુજવી દુનિયાય!
જગત શૂ જાણશે રે?
ખરડાયાં છે કાળજડાંય!
કહ્યૂં કોણ માનશે રે?

એનાં દર્દ અનોખાં હોય!
જગત શું જાણશે રે?
પૂરૂં વાણીમાં ચિત્ર ન હોય!
કહ્યૂં કોણ માનશે રે?

નહીં પંડિતથી પરખાય !
જગત શું જાણશે રે ?
એ તો **સ્નેહી** થકી સમજાય !
કહ્યૂં કોણ માનશે રે ?

**સ્નેહ** સત્યોનૂં પણ **સત્** !
જગત શું જાણશે રે ?
બીજૂં જ્ઞાન બધૂં ય અસત્ !
કહ્યૂં કોણ માનશે રે ?

પ્રેમી એ જ **વિરાગી** મહાન !
જગત શું જાણશે રે ?
જેનૂં **પ્રેમ**પ્રભુમાં જ ધ્યાન !
કહ્યૂં કોણ માનશે રે ?

પ્રેમી , **જ્ઞાની** અભિન્ન ગણાય !
જગત શું જાણશે રે ?
પ્રેમ એકથી વિશ્વ જીતાય !
કહ્યૂં કોણ માનશે રે ?

પ્રેમશાસ્ત્ર વિશે બહુ ભેદ !
જગત શું જાણશે રે ?
પણ **પ્રેમ** ને **મોક્ષ** અભેદ !
કહ્યૂં કોણ માનશે રે ?

**સ્નેહ** સ્વર્ગોનૂં અધિસ્વર્ગ !
જગત શું જાણશે રે ?
લખ્યૂં એ જ **ગાયત્રીએ ભર્ગ** !
કહ્યૂં કોણ માનશે રે ?

પરાત્પર પ્રેમ જ બ્રહ્મસ્વરૂપ !
જગત શું જાણશે રે ?
એનાં વિધવિધ કોટિ સ્વરૂપ !
કહ્યું કોણ માનશે રે ?

---

# પ્રેમી અને દુનિયા



બાલકો દેશમાં દુઃખી, દીન, અસ્વસ્થ સર્વ છે:
છતાં, આર્યો કહેવાતા, હાય! નિદ્રસ્થ સર્વ છે!

પ્રેમનાં બાલકોનો તો, પ્રેમમાં અભિરામ છે:
પ્રેમાત્મા પ્રેમસેવામાં, પ્રેમયાત્રાનૂં ધામ છે.

લોકોને પ્રેમની પર્વા, કહે છે, પાલવે નહીં:
અને જે પ્રેમી આત્મા તે, અપ્રેમી બનતા નહીં.

વિરોધો પ્રેમ સાથે તો, લોકોને નિત્યના જ છે:
પ્રેમીને લોક નિન્દે છે, એની ક્યાં, હાય! ના જ છે?

જન્મ શૂં? મૃત્યુ શૂં? લોકો લગારે જાણતા નથી:
જીવવાના મહામન્ત્રો, કદાપિ પામતા નથી.

પ્રેમીઓ માત્ર જાણે છે, જીવવૂં, મરવૂં જુદૂં:
પ્રેમીને જન્મમૃત્યુનૂં, રહસ્યસૂત્ર જાણીતૂં.

પ્રેમદુઃખે મરેલાં તે, પ્રેમ પામ્યે જીવી શકે:
પ્રેમપિપાસુ હૈયાં તો, જીવતાં મરતાં જ છે.

સાચેરા સ્નેહનાં શાસ્ત્રો, સત્ય ને ગૂઢ તેટલાં:
હઝારો લાખ કોટિમાં, સાચાં કોક જ જોડલાં.

ઊંડા, ગૂઢ ઘણા ભેદો, ભેદવા, પામવા પડે:
પ્રેમના પન્થમાં પ્હેલાં, શરીરો હોમવાં પડે.

પ્રેમી, યોગી અને જ્ઞાની, બ્રહ્મમાર્ગપ્રવાસી છે:
આ લોકે સ્વર્ગવાસી છે, ઉદાસી, અપવાસી છે.

બ્રહ્મચારી સહચારી: વ્યભિચારી અસુર છે:
બ્રહ્મશાસ્ત્રે મહાસત્યો, લખેલાં મશહૂર છે.

સ્નેહચૈતન્ય છોડીને, વિશ્વવૈવિધ્ય પૂજતું:
અસત્માં સત્ય ત્યાગીને, હીંડે હિત ઉવેખતું!



# જગાવો જ્યોતિ, ઓ જગનાથ!



જગાવો જ્યોતિ, ઓ જગનાથ!

અન્તર તિમિર અતિ સદનન્તર, હ્રદય અપૂર્ણ અનાથ:
એકલ હૈયું ભવાટવીભ્રમણે, સ્નેહી નથી સંગાથ!
પ્રભુજી! સ્નેહાત્મા સંગાથ!
જગાવો જ્યોતિ, ઓ જગનાથ!

આ ઉરમાં અભિલાષ અનેરા, બેલડીએ વિહરાય:
દ્વૈતાદ્વૈત રચી આત્માનૂં, પ્રેમપીયૂષ પીવાય!
પ્રભુજી પ્રેમસ્વરૂપ પમાય!
જગાવો જ્યોતિ, ઓ જગરાય!

છે ઉડવાં લખીઆં આકાશે, છે પણ એક જ પાંખ:
છે **અન્તર્યામી** ઓળખવા: છે નહીં આન્તર આંખ!
 **પ્રભુજી**! આપો આન્તર **આંખ**!
 જગાવો **જ્યોતિ**, ઓ **જગનાથ**!

આંખ વિશે ભર્યું ઝેર જગતનૂં, ક્યાં અજવાલનહાર?
આત્મવિશુદ્ધિ ભરી ભરી આત્મા, ઊંચે ઉડાવનહાર!
 **પ્રભુજી**! આત્મા ઉડાવનહાર!
 જગાવો **જ્યોતિ**, **જગદાધાર**!

કમ્પિત, મૂર્ચ્છિત, ભ્રમિત, ભલૂં આ, ભોળૂં, ઘેલડૂં દિલ:
પામ્યૂં પતંગ ન પ્રેમદીવડો, ઢૂંઢ્યૂં વિશ્વ અખિલ!
 **પ્રભુજી**! ઢૂંઢ્યૂં વિશ્વ અખિલ!
 જગાવો **જ્યોતિ**, ઓ **મહાવીર**!

રસકસરૂપ ન રંગ જીવનમાં, ભૂલ્યો છૂં છેક **સ્વરૂપ**:
પ્રેમસ્વરૂપ મળ્યે **પ્રભુ** પામૂં, સ્થાપૂં રૂપ અનુપ!
 **પ્રભુજી**! **એક** જ રૂપ અનુપ!
 જગાવો **જ્યોતિ**, **જ્યોતિસ્વરૂપ**!

રસનો દોર વણી વણી નેત્રે, આત્માનો આધાર:
રસરૂપ વિશ્વ રસી દગ દેખૂં, પામૂં સાક્ષાત્કાર!
 **પ્રભુજી**! રસનો **સાક્ષાત્કાર**!
 જગાવો **જ્યોતિ**, **જગદાધાર**!

**અન્તર્વિશ્વપ્રવાસ** વિશે, **પ્રભુ**! ખોલો **મોક્ષનૂં** દ્વાર!
**પ્રેમ પ્રભુ**: **પ્રભુ પ્રેમ**: મન્ત્રનો, પૂરો હૃદયે સાર!
 **પ્રભુજી**! **પ્રેમામૃતરસસાર**!
 જગાવો **જ્યોતિ**, **જગદાધાર**!

રુદન કરી કરી જીવન ચાલ્યૂં, હૃદય ન પામ્યૂં પ્રકાશ:
ઓળખ્ખૂં આન્તરને ધબકારે, આજે અવનવી આશ!
પ્રભુજી! આજે અણુછતી આશ!
જગાવો જ્યોતિ, ઓ જગનાથ!

આંસુ વહી વહી થાકી આંખડલી, તો યે ન વીતી રાત:
આજ હસન્ત વસન્ત જીવનની, ઉર પ્રકટન્ત પ્રભાત!
પ્રભુજી! જોઉં આગામી પ્રભાત!
જગાવો જ્યોતિ, ઓ જગનાથ!

નિષ્ઠુર લોકરિવાજ અસુર ક્રૂર! પંખેરૂ પાંખ પીંખાય!
દાનવ માનવવેષ ધરીને, દમતા દીન દુ:ખીઆંય!
પ્રભુજી! દીન હૃદય દુ:ખીઆંય!
જગાવો જ્યોતિ, ઓ જગરાય!

ઈશ્વરનૂં અધિરાજ્ય ભૂલી અહીં, ગભરૂ દિલ દૂભવાય!
વિશ્વનાથની વિશ્વવાડીમાં, ચમ્પકકલી ચગદાય!
પ્રભુજી! ચમ્પકકલી ચગદાય!
જગાવો જ્યોતિ, ઓ જગરાય!

સ્નેહસખિ શાકુન્તલ! ત્હારા તનય ભરત તણી ભોમ:
હેતવિહોણી! અચેતન! શૈત્ય શૂં! ઝુલ્મનૂં જામ્યૂં જોમ!
પ્રભુજી ઝુલ્મનૂં ઝાલિમ જોમ!
જગાવો જ્યોતિ, ઓ રસસોમ!

પરખ નથી, નથી પ્રેમની પર્વા! પ્રેમ ન નામ, નિશાન!
પ્રેમ વિના પડતી તુજ હાલત! ઓ પ્રિય હિન્દુસ્તાન!
પ્રભુજી! ઉદ્ધારો હિન્દુસ્તાન!
જગાવો જ્યોતિ, પુરુષપુરાણ!

**સી**તારામના **સ્ને**હસદનમાં, હેત હૈયે ઉભરાય!
કાળ ગયો વહી : કૂહેણી થઈ રહી! શા વિપરીત પલટાય!
પ્રભુજી! શા વિપરીત પલટાય!
જગાવો **જ્યો**તિ, ઓ **મ**હારાય!

દેશ, વિદેશ વિશેષ વિશે તૂં, પ્રશસ્ત જ **ભા**રતવર્ષ:
આજ, અરે! અવનીપટ પર તુજ, છેક જ છે અપકર્ષ!
પ્રભુજી! છેક જ શો અપકર્ષ
જગાવો **જ્યો**તિ, ઓ **અ**ઘમર્ષ!

સન્ત, મહન્ત, ધીમન્ત સન્તાને, સ્નેહભૂમિ સોહન્ત:
પ્રેમસ્વરૂપ જતાં પરવારી, રૂપ ફીટયૂં વિલસન્ત!
પ્રભુજી! વીરભૂમિ વિલપન્ત!
જગાવો **જ્યો**તિ, જ્યોતિ **અ**નન્ત!

**બ્ર**હ્મવિચાર કરે નહીં બ્રાહ્મણ, ઉર ભરપૂર અન્ધકાર:
પ્રણયપ્રણવ ન પિછાની શકે! સમજી ન શકે સહચાર!
પ્રભુજી! શિખવજો સહચાર!
જગાવો **જ્યો**તિ, જગદાધાર!

હ્રુદયતણૂં રચી સુન્દર મન્દિર, પ્રેમ પ્રતિષ્ઠિત થાય:
પ્રેમપૂજારી થવા બલ દે, પ્રભુ! પ્રેમ જ એક પૂજાય!
પ્રભુજી! પ્રેમ જ પધરાવાય!
જગાવો **જ્યો**તિ, ઓ જગરાય!

હ્રુદય નમ્યૂં નથી: નયન હસ્યૂં નથી: ઉઘડયૂં નથી ઉરદ્વાર:
આજ હ્રુદય બની દીન નમી જતૂં: પામી શકૂં નહીં પાર!
પ્રભુજી! પામીશ પ્રેમાધાર!
જગાવો **જ્યો**તિ, જગદાધાર!



# બુદ્ધિ અને હૃદય



ઓ દિવ્ય જયોતિ ! પ્રભુ ! સ્નેહસ્વરૂપ સ્વામી !
અજ્ઞાન દૂર કરી તેજ ભરો દયાથી !
બુદ્ધિ તણી મુજ ગતિ, પ્રભુ ! સૌ વિરામી !
હો હૃત્પ્રદેશ, પ્રભુ ! પ્રેરિત પ્રેમ પામી !

હવે કર્ત્તવ્ય ને જ્ઞાન, દયા ને હિત, અજ્ઞને -
પ્રબોધો, અન્તરાત્મા ! ઓ ! પ્રબોધો પ્રેમપન્થને.

હૈયે નવીન બલ પ્રેરક સાંપડે છે,
ને સ્નેહસોમ વહતો રસ હૃત્પ્રદેશે ;
હૈયું કહે, 'પ્રણયમાં પ્રભુપ્રેરણા છે,'
બુદ્ધિ કહે, 'જૂઠી બધી હૃદયેષણા છે.'

બુદ્ધિ કહે, 'સકલ શાસ્ત્રની હું પ્રણેતા,
'છું બ્રહ્મજન્ય જગ માત્રની હું જનેતા ;
'મ્હારા વિના જગ બધે અતિ અન્ધકાર,
'હું હું જ હું જ હું છું બ્રહ્મ બતાવનાર' !

'ઓ બુદ્ધિ ! ખોટૂં કહી આમ ફસાવતી કાં ?
'વિક્ષિપ્ત ચિત્ત કરી માર્ગ તજાવતી કાં ?
'વાસો જનાર્દન તણો હૃદયપ્રદેશે,
'આદેશ આન્તર તણો પ્રભુની જ આજ્ઞા.

'બુદ્ધિજનિત નથી જીવનવૃક્ષ સ્થાપ્યૂં,
'છે સ્નેહ એ જીવનવૃક્ષ જરૂર, બાપુ !

'છે બુદ્ધિ પ્રકૃતિ, ચલિત, ચલા કહે છે,
'છે અન્તરાત્મ અવિકારી પુરુષ એ છે.'

આન્તરપ્રેરિત સ્નેહ: મનુષ્યો કૃત કાયદા:
વધારે યોગ્ય શું છે એ પ્રેમાત્મા પૂર્ણ જાણતા.



# કહું વાત કોને વિશ્વમાં?



કહું વાત કોને વિશ્વમાં? સુણનાર કો મળતું નથી!
રોતા હૃદયનાં નયનને, કોઈ અહીં લૂછતું નથી!

ગતિ કર્મની ગણી ધર્મથી, કદિ હૃદય આ ડગતું નથી;
પણ ધર્મમાં કયમ ઝુલ્મ? એ કથનાર કો જડતું નથી!

આ વિશ્વ શું? ને પ્રેમ શું? શું લગ્ન? સમજાતું નથી!
સંસાર શું? ને સ્નેહ શું? એ તત્ત્વ ઉકલતું નથી!

જપમાળ લીધી પ્રેમની: જગઝાળમાં જળવૂં નથી!
આ દેહને વણ સ્નેહ સૂકા વિશ્વમાં વસવૂં નથી!

કૌમારવ્રત ધાર્યૂં સરસ્વતી, એ હવે ભૂલવૂં નથી!
ને સ્નેહ નથી ત્યાં લગ્ન નથી, એ સૂત્ર વિસરવૂં નથી!

ખાધૂં, પીધૂં, ખેલ્યૂં શરીરે: હૃદયથી કીધૂં નથી!
રોતૂં હૃદય રોવા વિના, બીજૂં કશૂં સમજ્યૂં નથી!

છાનૂં-અછાનૂં રોઇ દીધૂં! રુદન શૂં કરતૂં નથી?
પૂછૂં છૂં: શું રોતૂં હૃદય, રોનારને ફળતૂં નથી?

જપ જાપતાં, તપ તાપતાં, ફળ પામતાં શું કદિ નથી?
અન્તર નિરન્તર ધૂંધવાતાં, ધીખતાં શમતાં નથી?

સંસારસ્નેહ વિશે કહીં, સ્નેહાંશીઓ જડતા નથી!
ઉરને સરસ્વતીચન્દ્ર જેવામાં કશી શ્રદ્ધા નથી!

ડાહ્યા ઘણા, જ્ઞાની ઘણા, વિદ્વાન ને કવિવર ઘણા!
પણ ના નમે તે ના નમે, સ્નેહી હૃદય સ્નેહી વિના!

## શ્રી સુરસિંહજી



'ના' તો જેને મુખે ન્હોતી એવા **શ્રી સુર**સિંહજી,
**લાઠીની** ગાદીએ રાજા **દે**વતાઈ થઈ ગયા.

**પ્રે**માત્મા એ: **મ**હાત્મા એ: ભરી **પ્રે**રિત **મ**ન્ત્રણા,
ઘોરતા દેશમાં કીધી, **સ્ને**હની સિંહગર્જના.

**સ્ને**હની – **સ્ને**હજ્યોતિની સાચેરી પ્રતિમા હતી:
જતાં એ આજ આ દીઠી ઝાંખી પ્રેમપ્રતિકૃતિ.

**સુ**રતાની **સુ**વાડીમાં આછેરી દિવ્યતા દીઠી:
**કુલાપીની** **મી**ઠી **મોં**ઘી **પ્ર**ભુમૂર્તિ વિરાજતી.

**ચ્હા**વું: સ્હેવું: અને સ્હેવું: **ચ્હા**વું તો યે **અ**નન્તમાં,
મહા મોંઘું, **મ**હાત્મા! ત્હેં ભણાવ્યું **ગૂ**જરાતમાં.

**કુલાપી!** ભાવિ તું બોલ્યો: **પ્રે**મ – **પ્રે**મ ટુહૂકતો,
**જો! જો!** આ મેહુલો મીઠો હવે સર્વત્ર વર્ષતો.

કવિ, જો ! કવિતા બોલે પ્રસાદી પ્રેમભક્તિની:
ફિલ્સુફી યે હવે તો, જો ! પુકારે પ્રેમફિલ્સુફી.

મીમાંસા સ્નેહયોગીની અનેરી તેમ આકરી,
પચે ના દેશની, બાપુ ! હજુ નાજુક હોજરી.

પૂજવા મીઠડાં ત્હારાં ઊંડાં સૂત્ર અમીભર્યાં,
અમારાં અધુરાં હૈડાં હજી પાત્ર નથી થયાં.

કલ્પનાના મહા ડાહ્યા કહે છે તુજને કવિ:
જાણે આત્માનુભાવો કે પૂજ્યો ત્હેં પ્રેમનો રવિ.

સ્નેહી, યોગી, કહો રાજા, મહાત્મા, ભક્ત કે કવિ:
પ્રકારો ભિન્ન છે: તો યે, પૂજા સૌ સુરસિંહની.



## બન્ધવિમોચન



છૂટયો છૂં કેદખાનેથી, ઉભો મેદાનમાં, દિલ્દાર!
ફસાયેલો મઝલમાં, હા ! વછૂટયો બેવફા, દિલ્દાર!

હવે છૂટો થયેલો છૂં: ફરી કેદી નથી થાવૂં:
ગુનેહગારી કરી પૂરી: ફરી નથી મોતમાં જાવૂં!

પડેલો પાયમાલીમાં, ભૂલી મજનૂં દીવાનાને:
વહી આપી ફિરસ્તાએ, મકાને આવીને સાને!

જહન્નમની બૂરી ખાડી! ફસાઈ ત્યાં ફરી થાકયો!
મગર મુફલેસી તે મૂકી, સનમનો સાજુડો સાહ્યો!

થવાનૂં હોય બેગાના, ગુલામી જૂઠીમાં સડવૂં,
ન ખ્વાહિશ ઝિન્દગીની તો, ભલૂં જીવવાથી એ મરવૂં!

ગુલામીને સલામી શી? જિગર વેરાન મ્હારે શૂં?
જહીં દિલ્તખ્તમાં વ્હાલી **સ**નમની મૂર્ત્તિ પધરાવૂં!

તપીનેં ઈશ્કની ધૂની, જગાવી ભૂત ધૂણાવૂં!
જપીને ઈશ્કના મન્ત્રો, ફરી ભૂતડાં હું બોલાવૂં!

હવે પરહેઝગારીથી, બહુ છૂટો થયેલો છૂં!
**સ**નમ! તુજ યારીમાં ભેજૂં, ગુમાવીને ઝુકેલો છં!

**સ**નમ! હૈયે સદા તારૂં, ગુલામી ખત લખ્યૂં રાતૂં!
**મી**નાઈ ઈશ્કની છાપે, કીધૂં કાયમ હમેશાનૂં!

**સ**નમના હાથનૂં હૈયે, પીધૂં મસ્તી તણૂં પ્યાલૂં!
પીધેલો છૂં ભર્યો પૂરો! બીજી પ્યાલી ભરૂં તો શું?

**શ**રાબે ઈશ્કમાં ડુબ્યો! નશો બીજો કરૂં તો શૂં?
**સ**નમ! દિલમાં રહ્યો લોટી! બિછાનૂં શૂં કરૂં બીજૂં?

થઉં છૂં તંગ, ઓ **મા**શૂક! મગર મસ્તી ચહે બુલ્બુલ!
હજી ચહડવા તુફાને છે, જિગર તૈયાર, ઓ **મ**હબૂબ!

તૂં રાઝી ત્યાં હૂં છૂં રાઝી! મિઝાજી તો મિઝાજી હૂં!
હુકૂમની રાહ જોતો છૂં! ઉભેલો બેફિકર જો તૂં!

હુકમ તુજ તે હુકૂમ હકનો! હૂં રાઝી છૂં અદા કરવા!
હજો દુનિયાની બદગોઈ! મગર તુજ દિલ તણી દુવા!

**સ**નમશાહનાં અહીંઆં તો, ઉડે આસ્માનમાં નેજાં!
અને, આ ઈશ્કદરિયામાં, ન બિલકુલ ઉતરે મોજાં!



# અશ્રુયોગ



ત્હારૂં, અહા ! સ્મરણ કોઇ દિને ન ભૂલ્યો,
જાણૂં ન કે કયી પળે તુજને સ્મરૂં ના;
તો યે, થતાં સ્મરણ આજ નથી ખમાતૂં,
આ કોઇ એવી જ પળે રડતાં લખાતૂં !

હૈયું રડે હરઘડી, નયને ન રોવૂં:
જોવૂં ન હોય હૃદયે, પણ તે જ જોવૂં:
અન્યાય શો ! તિમિર ઘોર જ વેઠવાનૂં!
નિર્દોષ ઉર ક્રૂરતા સહવા સૃજાયૂં!

વિશ્વાસુ પ્રેમી ઉર એ વિભુની વિભૂતિ:
એ સત્યનૂં પ્રણયીમાં પ્રકટે જ જ્યોતિ:
એ સત્ય ભવ્ય, પણ દૃષ્ટિ ન સ્થૂલ દેખે:
પૂજે શરીર પશુઓ, હૃદયો ઉવેખે!

નિર્માયલો ગહન શો સહવાસ એવો,
ભોળાં ભ્રમાત્મક જનોથી, અરે ! અરેરે !
ભોળાં ન મૂર્ખ, દિલ કોમળ રેંસનારાં!
ના તો હશે શૂં જગજન્તુ બધાં ય એવાં?

વીતે અનેક, અહ ! આફતના પ્રસંગ,
પ્રેમી ઉરે તદપિ શુદ્ધ જ પ્રેમરંગ;
હૂં તો બહુ જ હજી પામર છૂં તથાપિ,
પ્રાર્થૂં છૂં લે તૂં પ્રણયાશ્રુ, પ્રભો ! નિભાવી.

સંસારની વિષમયી ઘટના જ કેવી!
તેમાં ઠરાવી ન ઠરે પ્રીતિદૃષ્ટિ એવી;

વેપારી આ સકલ વિશ્વ ! શૂં સ્નેહ જાણે ?
કે ગૂઢ સ્નેહ તણી ભક્તિ શૂં એ પિછાને ?

છે પૂર્ણ પામર જનો ! સ્વજનો ગણાવે !
પર્વા ન આન્તર છતાં પ્રણયી મનાવે !
શાં નામધારી પતિપત્ની મથે નિભાવા !
જૂઠા જ શૂં જગપતિ સુણશે ય દાવા ?

સ્વામિત્વ પત્નીપતિનૂં જહીં સ્થૂલ માત્ર,
સંબન્ધ જ્યાં સુધી ટકે ઉપભોગી ગાત્ર !
એ લગ્ન ! જીવન જ એ ! સહુ માનનારાં,
પ્રીતિ, નીતિ, કશૂં ય શૂં સમજે બિચારાં !

આશા કશી ય બસ ઐહિક રાખવી ના,
ને ન્યાયની ગરજ વિશ્વની માનવી ના;
છે ન્યાયનો દિવસ એક જ એક અન્તે,
ઇન્સાફ એક જ કરે જહીં પ્રેમ પોતે.

સંસાર વ્યર્થ સહુ અર્થ જ સાધનારો,
ચીલો પડેલ પથ ત્યાં ગતિ માનનારો !
દેવેશ જ્યાં કરી દયા દિલ દ્વાર ખોલે,
વચ્ચે ભીરૂત્વ રચી ત્યાં વિરમ્યૂં ન ચાલે.

જ્યાં પ્રેમયોગ શુરૂ થાય જ પ્રજ્વલન્ત,
ઉષ્માપ્રકાશ ન શકે જગ જીરવી આ;
નીતિ, વિવેક, શીલ, ડ્હાપણ નામ ધારી,
પ્રેરે પ્રલોભન સહુ તપભંગ થાવા !

જ્યાં સ્નેહ જાગ્રત સદા જિગરે રહે છે,
પર્વા શૂં અન્ય કદિ ત્યાંય ટકી શકે છે ?

**સ**ત્તા જ એક **પ્રિયની** ઉર એક એક,
સંસારભાવ લય આખર થાય છેક.

સંસારલગ્ન વ્યભિચાર સમોવડાં છે,
ને તેથી આ પશુ મનુષ્યરૂપે પડ્યાં છે!
ત્રુઠે જ **પ્રેમી** હૃદયો પ્રતિ **પ્રેમ**બ્રહ્મ,
પામે જ **પ્રેમી** ઉર શાશ્વત **પ્રેમ**યોગ.

છો ને જગજ્જન દમે, જીવવૂં જ ઝાંખી,
છે તેથી પ્રાપ્ત **દ્વિ**જજીવનની જ ઝાંખી;
છે વિશ્વપાર હજી કોઇક ભર્ગભોમ,
ને **પ્રેમ**દર્શન જ આ **પ**રમાત્મયોગ.

જો હોય સ્થૂલ શરીરોની કરી ઉપેક્ષા,
ને સત્ય **પ્રેમ**પ્રભુદર્શનની અપેક્ષા,
ને જીવ જો તૂંહી તૂંહી રટતો વિજોગ,
તો છે સદા સફલ આ **પ**રમાત્મયોગ.

ઇન્કારશે જગત આ, થયૂં તેથી યે શૂં?
**સ્ને**હસ્વરૂપ **વિ**ભુ વિશ્વથી ના વડો શૂં?
છે વિશ્વના ભ્રમભર્યા સહુ મર્ત્ય ભાવ,
**પ્રે**મી તણો જ ચિરકાલ **ચિ**દાત્મયોગ.

સર્વોપરિ **પ્ર**ણયમાં મુજ લીનતા હો,
આત્મા સમર્પિત યદિ **પ્ર**ણયે થતો હો,
ને સ્થૂલ હોય સહુ હોમી દીધેલ ભોગ,
તો આ **પ**રાત્પર **સ**નાતન **સ્ને**હયોગ.

હો **પ્રેમ** **પ્રેમ** જ ઉરે ઉરમાં હમેશાં,
અક્ષુબ્ધ **પ્રેમ**પ્રતિબિમ્બ પ્રતાપશાલી;

નેત્રો ! વિના પ્રણય અન્ય કશું ન જોશો,
આદર્શ ઉચ્ચ સહુ હો પ્રણયાનુરાગી.

ઇન્સાફ યોગ્ય હૃદયો નથી પ્રેમીઓનાં,
જ્યાં સુધી અશ્રુઉદધિ નથી ઉલટાવ્યા:
ઇન્સાફ યોગ્ય નથી આલમ પ્રેમીને આ,
જ્યાં સુધી નેત્ર જગ આ બદલી શકે ના.

સંસાર સ્નેહ મહીં આ હજી બાલુડો છે,
આ વિશ્વનેત્ર અધુરાં હજી ઉઘડ્યાં છે:
જો કે હઝાર ઉર એ જ ઉઘાડવાને,
હોમાયલાં પ્રણયભઠ્ઠી વિશે ખુશીથી!

નિર્માયલૂં સહવૂં આ સહુ દિવ્યતાથી,
શક્તિ છતાં દીન થઈ જ્યમ સિંહ વેઠે:
સામર્થ્ય તેમ નિજ સૌ પ્રભુમાં સમર્પી,
પ્રેમાશ્રુમાં દ્રવી પડી સહવૂં બધૂં યે.

ઝુલ્મી તુફાન જગનાં શમી સર્વ જાશે,
સંકુલ જીવ સહુ કાળમુખે સમાશે;
આ આંસુ, દર્દ, ઝખમોથી નવૂં જીવાશે,
પ્રેમીથી એમ જ અનન્ત વિશે ભળાશે.

અહા! એ શુદ્ધ આંસુમાં, બીજાં એ આંસુ રેડતાં,
ધન્ય! સંયોગ આંસુનો, જન્મે છે બાલકૃષ્ણ જ્યાં.



# વ્હાલૂં ફૂલ



ઉર આ નદીમાં રમતાં રમતાં,
સરિતારસમાં ય નિમગ્ન થતાં,
નદીઉરતરંગ વિશે ભળતાં,
કંઇ ખ્યાલ કરૂં રમતાં રમતાં!

ફૂલડૂં દીઠૂં એક!
હતૂં શૂં! રૂડૂં!
ધવલૂં ન હતૂં: નવલૂં ન હતૂં:
પણ સુન્દર શૂં હતૂં પુષ્પ મૃદુ!

કુમળૂં હતૂં શૂં!
વિમળૂં હતૂં શૂં!
મુજ અન્તરમાં પ્રિય એ ઠર્યૂં શૂં!

હતૂં એ ન
અખંડિત હર્ષભર્યૂં:
તન ઝર્દ હતૂં:
ઉર દર્દ હતૂં:
પણ જાદૂભર્યૂં કંઇ ઑાર હતૂં!

શુચિ સુન્દરતા સમરૂપ હતૂં!
મુજ ઉર તણી કવિતા બનતૂં!
પ્રભુતા તણૂં ભાન કરે ઢળતૂં!
ઉરમાં નવૂં સ્નેહસુધા ભરતૂં!

કરમાયલૂં અન્તર છુપવતૂં!
હસતૂં કંઇ થોડૂં મીઠૂં મધૂરૂં!

નયને શું પ્રભુત્વ રહ્યૂં ઉભર્યૂં !
ઉર દર્શનથી મુજ ઝુકી પડ્યૂં !

ફૂલ કેવૂં કુણૂં
જ ગુલાબ તણૂં !
કણુ આંખ તણૂં નિકળી જ ગયૂં !
પૂજૂં એ પ્રભુતા ! પૂજૂં એમ થયૂં !
ઉર ઘેલૂં ! અધીરૂં !
થયૂં જ થયૂં !

રમતાં રમતાં, તરતાં તરતાં,
સરિતારસમાં દ્રવતાં દ્રવતાં,
જળમાં હૂં ઘુમ્યો,
ઉર હોંશભર્યો !

ફૂલ એ પૂજવા કંઇ યત્ન કર્યો !
ફૂલ સુન્દર દૂર તણાતૂં હતૂં !
ઉર આ અધીરૂં અધીરૂં શૂં થતૂં !

ફૂલ સુન્દર એ !
ફૂલ કોમલ એ !
પ્રભુતાસમરૂપ !
શૂં નિર્મલ એ !

મળ્યૂં આખર એ મળ્યૂં ફૂલ મ્હને !
પૂજૂં એ પ્રભુતા બસ શાં જતને !
ટકશે અહીં કે નહીં જાણું હૂં એ !
પણ પૂજીશ એ !
ફૂલ પૂજીશ એ !
જહીં સુધી જ હો પ્રભુનિર્મિત એ !



# નિજ હૃદયને



બાપુ! બાપુ! નિજ હૃદય ઓ! શાન્ત થા! શાન્ત થા તું!
ત્હારે માટે નિરમિત નથી, ઇચ્છ્યું એ લાધવાનું!
રો કે ગા તૂં: હૃદયગમતૂં કાંઇ કાંઇ કરી લે:
બાપુ! બાપુ! નિજ હૃદય હો! શાન્ત થા! શાન્ત થા તૂં!

આશા બીજાં કૃપણ ઉરમાં, કાંઇ રાખે રખે તૂં,
ને રાખે તો રુદન કરતાં, લેશ થાકે રખે તૂં;
વ્હાલૂં માની જગતજનને, રે! ઠગાતૂં રખે તૂં,
રોઈ ર્‌હેજે! રુદનઉદધિ વ્હેવરાવી, સખે! તૂં.

પોકે પોકે રુદન તણી કૈં, ગર્જનાઓ કરીને,
અશ્રુપૂરે ગિરિવર બધા, ત્રાડીને ગાળજે તૂં;
ત્હારે માટે જગજનઉરે, આજ વિશ્રામ છે ના,
ને જ્યાં છે ત્યાં પ્રભુહૃદયમાં ઠામ છે, તો રડે કાં?

સાચૂં છે કે, તુજ પ્રભુ કંઈ કોસના કોસ છેટે,
ને તૂં આંહી તપતૂં, રડતૂં આમ, બાપુ! ઝૂરે છે!
સાચૂં છે કે, તુજ રુદનનાં ગીત કે આંસુડાંથી,
આ સૌ ત્હારાં પરિજન તણી આંખ ભીની ન થાતી!

સાચૂં છે કે, પ્રણય પ્રભુ છે: અન્તરગ્નિ, અહો! એ
જ્યોતિ પ્રેરે મનુજશિશુને દેવ થાવા સદાયે:
કિન્તુ, બાપુ! જડ નયન સૌ, સ્થૂલમાં આથડે છે,
ત્હારૂં તેથી, નિજ હૃદય હો! એ જ થાવૂં ઘટે છે.

ર્‌હાવૂં, સ્હેવૂં, તપવૂં, રડવૂં, તો ય ર્‌હાવૂં! અહો! એ,
મીઠાં, બાપુ! પ્રણયી ઉરનાં રોજનાં લક્ષણો છે;

વેઠી લેજે જગત સહુના ક્ષાર ને કંટકો તૂં,
ને, ઓ બાપુ! નિજહૃદય હો! ગીત શે દર્દનાં તૂં!

રોજે! ગાજે! નિજ ગગનમાં, મ્હાલતાં વાધજે તૂં,
ઊંડૂં ઊંડૂં ઉતરી ઉતરી, ઇષ્ટ તે સાધજે તૂં;
ત્હારાં આંસુ! ઝરણમૂલ એ શોધજે શોધજે તૂં,
એ આંસુના પ્રતિ કણ તણા તત્ત્વને પામજે તૂં!

એ પન્થે તૂં ગતિમય થજે, **પ્રે**મના ઓ પ્રવાસી!
**અ**ન્તર્વિશ્વે તુજ **પ્ર**ભુઉરે થા સદાનૂં નિવાસી;
જૂઠૂં છે આ કૃપણ જગ ત્યાં સર્વદા થા ઉદાસી,
ને, ઓ ઘેલા! નિજ હૃદય ઓ! બાપલા! પામ **શા**ન્તિ!

મન્ત્ર એક કહું, બાપુ! **પ્ર**ભુ **પ્રે**મસ્વરૂપ છે:
હોમો પોતાપણૂં **પ્રે**મે: **પ્રે**મ **સ્વા**ર્પણ એ જ છે.



## એક કાળી વાદળી



એક કાળી કાળી હતી વાદળી.
જોવા ન દીધો પ્રદેશ:
ઝાંખા પડ્યા આજ દીવડા! એક૦

અજવાળી દીધેલ આંગણૂં:
ઊણપ રહી લવલેશ:
જૂઠા પડ્યા શં સંદેશડા! એક૦

કાળજડાં કુમળાં મોકલ્યાં,
લેખ લખીને સુરેખ:
વરદી દીધી મ્હેં **મ્હે**માનની! એક૦

એક કાળી કાળી હતી વાદળી !
અન્ધારૂં કીધૂં આકાશ :
કીધી નકામ મ્હારી આંખડી ! એક૦

ઘેલૂં ઘેલૂં ગાતૂં શું બુલ્બુલડૂં !
જોતૂં શી વ્હાલાંની વાટ !
વિસરાવી અધવચ વાટડી ! એક૦

ક્યાંથી - ક્યાંથી આવી કાળી વાદળી ?
વેરોના એવા શા ભાર ?
મૂંઝાતી અકળાતી છાતડી ! એક૦

હવે રાતે મધરાતે ન આવશો !
વ્હાલાંને વિનવૂં હમેશ !
વસમી વિતાવા દો રાતડી ! એક૦

વિખરાશે કાળી કાળી વાદળી !
એનૂં ઘોળે દ્હાડે નહીં જોર !
કરશું મ્હેમાની મનમાનતી ! એક૦

---

## વ્હાલા ગુલને



અયે ગમખ્વાર ગુલ્લાલા ! ગરીબી ગુઝરી, વ્હાલા !
હમારી દોસ્તદારીમાં, ગુમાવી લાલી ત્હેં, પ્યારા !

અરેરે ! ઝર્દીના દર્દે, પીડાતૂં તૂં બિમારીમાં !
અરેરે ! ગુલ ! ચમન છોડી, હમારે દસ્ત લાધ્યૂં કાં ?

હતું ગુલ્ઝારમાં ખીલતું, અગર નદીમાં હતું તરતું:
અહા ! ખુશ્બો અજબ ધરતું ! મગઝદિલ તર બ તર કરતું !

મગર મુફલેસ આ હાથે, ત્હને મુફલેસીમાં મૂક્યું !
ગુઝારી લે તૂં, ગુલ્લાલા ! બધૂં એ કિસ્મતે કીધૂં !

હમારા લોકના એવા, બુરા આ હાથ ઝુલ્મી છે !
બદન કૈવત ટકાવાને, નથી હક્ક ! દરગુઝર કરી લે !

બદનની નાઝુકાઈમાં, ખુદા છુપ્યો નથી, વ્હાલા !
ખુદાઈ ગેબી ખુશ્બોમાં ! તહીં બુલ્બુલ ઝૂક્યૂં, વ્હાલા !

રહમ કર બેહયાઈ પર ! ફિરિશ્તો તૂં ખુદાઈ, ગુલ !
હમેશાં ઈશ્કનાં એવાં, બધાં નાદાન છે બુલ્બુલ !



## મકાનને સલામ



વ્હાલા મિત્ર મકાન ! સલામ જ મીઠી મીઠી !
સ્વીકાર ઓ દિલ્દાર ! વફાદારી તુજ દીઠી !
ધરીને ભગવો રંગ, અંગ એકલૂં ઉભેલૂં !
જંગલ મંગલ જોઈ, તન્ત્ર મુજ, સખે ! ઢળેલૂં !

વ્હાલા ! મ્હાલી ખૂબ, મઝાઓ મોંઘી કીધી !
મસ્ત જિગર મુજ યાર ! રઝા તુજ આજે લીધી !
સલામ ! ઓ દિલ્દાર ! યાર તુજ આજે કરતો !
મીઠૂં ત્હારૂં હેત, સદા સાથે સંઘરતો !

સ્વર્ગભર્ગની ઝાંખી, જિગર એ ! ત્હેં જ કરાવી !
ઝોળી ખાકી તણી ખાલી આ ત્હેં જ ભરાવી !
ત્હારો ચિર સંબન્ધ ! લાડ મ્હેં ત્હને લડાવ્યાં !
ગીતો આંસુ તણાં, વ્હાલનાં શાં ગવરાવ્યાં !

લખ્યા ભેખના લેખ, લલાટે – ત્હારી દિવાલે !
વાંચી લેશે કોક, હેત – હૈયાની ઝાળે !
ચેતનપૂજાપાઠ, પુણ્ય ને પ્રબોધ પામ્યાં !
ઝાંખી અદ્‌ભુત કરી ! ઉરે વ્હાલાં પધરાવ્યાં !

આંસુ સારે મોર ! દિવ્ય સંદેશ સુણાવ્યા !
ભેદ ભર્ગના ગૂઢ, અયે દિલ્દાર ! ભણાવ્યા !
સરિતાહૃદયનાં ગાન, અહીં મુજને સમજાવ્યાં !
હૃદયહીન જન લાખ ઉરે અમથાં અથડાવ્યાં !

ભડકાવ્યાં ભયકાર, ભમેલાં ભૂત ધૂણાવ્યાં !
અદ્‌ભુત વીણા વહી, નૃત્ય કંઇ ઑર નચાવ્યાં !

વ્હાલા ! ઓ દિલ્દાર ! મકાન જ અદ્‌ભુત એવા !
મહફિલ મુજ મુફ્લેસ ! છતાં ત્હેં કીધી સેવા !

હતાં આંસુ ખારાં જ : હતૂં કડવૂં રહેવાનૂં :
તે ત્હેં મીઠૂં કર્યૂં ! મીઠૂં મુજ આ તપવાનૂં !
તપીશ, સહીશ, દિલ્દાર ! દિવ્ય કૈં ઑર ભણીને,
ફરી પાછો આવીશ, નમન તુજને નમવાને !

છૂં હૂં માનવ ઑર ! આંસુમાં ઑર ડુબેલો !
ઉર ઉછરંગ, તરંગ, રંગ મસ્તીથી ભરેલો !
તો યે, આ મુજ પ્રાણ, ઝુકેલો તૂંથી–તૂંથી !
વ્હાલા મિત્ર મકાન ! સલામ જ તૂંને મીઠી !

હજી ત્હને હૂં મળીશ ! મળૂં નહીં તો ય હવે શૂં ?
હરદમ હૈયે તૂં જ ! અશ્રુથી છે જોડાયૂં !
જોડયૂં અશ્રુથી તે જ, રક્તથી જોડયૂં, વ્હાલા !
ને તેથી તુજ છાપ, અન્તરે રહે હમેશાં !

સલામ ! ઓ દિલ્દાર ! મકાન જ મોંઘા, મીઠા !
દિવ્ય દિવ્ય તુજ રંગ, નવલ મ્હેં અદ્ભુત દીઠા !
આભારી તુજ મિત્ર, દીન, ગમગીને કીધી,
સલામ આ સ્વીકાર, સ્નેહી સાગરની મીઠી !



# આંસુ



આંસુના યે છે કૈં ભેદો :
અર્પણ : ને સાટૂં કે સોદો :
વ્હાલાને ભોગે નિજ ધોખો :
ખોટો એ દાવો.

વ્હાલાંનાં વ્હાલાંને માટે,
પોતાને હોમીને આવે,
રોઈ છૂપાં વ્હાલાં લૂછાવે,
એ સાચાં આંસુ.



# સરિતાને



સરિતા સખિરી! મધુરી! રસીલી!
સુરસંગીત ગાન કરે સૂરીલી!
ઉરયોગ થતાં કંઇ થાય મ્હને!
મુજ અન્તરની કહૂં વાત ત્હને!

કહૂં કે ન કહૂં?
સખિ! શૂં કથવૂં?
વદવા કરતાં મુનિ કાં ન થવૂં?

મુજ ઉર, પ્રિયે! કંઇ નાચી રહ્યૂં!
ઉપકાર નીચે તુજ ઝુકી રહ્યૂં!

તુજ ગાન, સખિ! કંઈ જાદૂભર્યૂં!
બહુ કાલ નહીં ઉર પામી શકયૂં!

પ્રભુતા વહતી
વિભુની વિભૂતિ!
જડમાં નવૂં ચેતન તૂં પૂરતી!

અધિકારવિહોણૂં, સખિ! ઉર આ,
હતૂં માર્દવ સ્નેહવિમુખ જ, હા!
રડતી હતી આંખડલી, સખિરી!
ઉરસાગરમાં ભરતી ન હતી!

હતી કમ્પતી આ મુજ છાતલડી!
મુજ જીવનની હતી રાતલડી!
સમયે મુજને,
સખિ! આશ્રય ત્હેં
અણમોલ દીધો! તુજ વત્સ કીધો!

કંઇ તે દિ છુપો, પ્રિય! કોલ દીધો!
સરિતે! સખિ તૂં!
મહિમાવતી તૂં!
ઉર બાલક મૂઢ અજાણ હતું!

સરિતે! સખિ! ત્હેં ફૂલ એક દીધું!
કંઇ પ્રેરિત પ્રેમલ ભાવભર્યૂં!
કરી ચુમ્બન મ્હેં,
ઉચકી લીધૂં એ!
હૃદયે મુજ સ્થાપ્યૂં સનાતન એ!

કવિતા હૃદયે મુજ એક જ એ!
સરિતા કવિતા!
ફૂલડૂં કવિતા!
મુજ સ્નેહ બધો મુજ એ કવિતા!
કવતી કવિતા તૂં અનન્ત, સખિ!
સુણવા અધિકાર હતો ન જરી!

બહુ કાલ રહ્યો,
સુણી ના હૂં શક્યો!
પણ આખર તૂંય પ્રસન્ન થઈ!
ધવરાવી મ્હને ઉર આપી વહી!

અધિકારી કર્યો!
તુજ દાસ ઠર્યો!
તુજ પ્રેરિત હૂં બહુ વાર બન્યો!

પણ છૂં બડભાગી પૂરો ન હજી!
કંઇ દૂર જતો તુજ સ્થૂલ તજી!

રસીલા ફૂલને –
તુજને – સખીને –
તજી ના હું શકૂં તમને સહુને !

મુજ સ્નેહ બધો, સખિ ! કાયમ છે !
દિલ ઇશ્કનૂં ઑર મુલાયમ છે !
સ્મરણૂં ઝરણૂં
મુજ અન્તરનૂં
સખિ ! એક જ એક સદા વહતૂં !
સરિતા સખીથી નવ જુદૂં થવૂં !
રસસાગર ! તૂં જ ઉરે સમજૂં !



## જીવનમન્થન



પરિતાપ નથી ઉર કલાન્તિ નથી :
નથી શાન્તિ નથી નથી સ્વાસ્થ્ય નથી :
દિલની ઝરણી ફૂટતી મીઠડી,
વહતી વહતી પ્રણયે ભળતી !

કંઇ ભાવિ સ્થિતિ તણી ઝાંખી થતી !
પ્રિય ! જીવનમન્થન સૂચવતી !
પ્રિય ! આયુ વ્યતીત કર્યૂં સઘળૂં !
મુજ જીવન દીઠૂં બધૂં નબળૂં !

બહુ યે રખડ્યો :
જગ ઢૂંઢી વળ્યો :
ન દીઠિ ન સુણ્યો :
ન મળ્યો : ન ફળ્યો !

ગિરિગહ્વરમાં ફરતાં ફરતાં,
સર ને સરિતા સરતાં સરતાં,
ગુરુ માની પદે પડતાં પડતાં,
કંઈ લોભનમાં ફસતાં ફસતાં,
ભમતાં ભમતાં,
ડરતાં ડરતાં,
કંઈ કાળ વહ્યો રડતાં રડતાં!
હૂં ભળ્યો બહુમાં જગમાનવમાં,
હૂં બળ્યો જ બળ્યો! સળગ્યો દવમાં!

ગિરિમાં જડતા!
સૂકલી સરિતા!
ગુરુ સ્થૂલ હતા!
ન દીઠી મૃદુતા!

મુજ આત્મનના જબરા ધડકા!
કંઈ યે ન થતા પડઘા જ છતા!
જગ ડાહ્યૂં હતૂં! નભ શૂન્ય હતૂં!
રડતા હૃદયે તમ ઘોર હતૂં!
જલઘોધ વહે!
તૃષિતાત્મ રડે!
રસનૂં પણ બિન્દુ ન એક જડે!
મુજ કમ્પિત પ્રાણ થતાં જ થતાં!
મુજ ગાન બધૂં બસૂરૂં બનતાં,
ઉર પાંખડલી,
કરમાઈ જતાં,
સુરસૌરભનો લય છેક થતાં,
રડતાં રડતાં,
બહુ વ્યગ્ર થતાં,

મુજ અન્તર છેક જ થાકી જતાં,
ઉર ચેતનહીન મૂંઝાઇ પડયો,
થઈ મૂર્ચ્છિત ભાન હતો હૂં ભૂલ્યો!

પ્રિય! એ વિવશસ્થિતિમાં હૂં હતો,
જગ મ્હોટૂં છતાં નહીં નિરખતો,
અણજાણ છતાં તુજને રટતો!
ઉરનાં દૃગ મેળવવા યજતો!

તહીં સ્વર્ગથી મ્હેં,
રસ બાલકને –
અમરાત્મજને –
સુર રાજનને,

વરસાવી રહ્યો રસરેલ દીઠો,
પમરાવી રહ્યો પ્રભુતા પરખ્યો!

પ્રભૃતિ પ્રણયી ટુહૂકાર કરે!
પ્રિય! સ્વર્ગથી સ્નેહસુધા ઉતરે!
સુરબંસી અદૃશ્ય અગમ્ય બજે!
વીરલાં હૃદયો બુઝનાર બુઝે!
તજીને જડતા,
ભૂલીને ભીરૂતા,
ભરીને શુચિતા,
પૂજીને મૃદુતા,
સહુ સુન્દરતા, નવતા, પ્રભુતા,
દ્વિજજીવનસાર બધો વહતા,
સુરનાદ અલૌકિક શ્રુત થતા,
ઇહ જીવનસંસ્કૃતિ શી કરતા!

સુપ્રબોધક એ સુર સ્વર્ગ વિશે,
હજી શાશ્વત ભૂમિ પરે વિલસે!
સુરમન્ત્ર! અહો!
ઉકલી જ શકે!
પ્રણયે પ્રિય હૈયું સમે વિકસે!
ઉરમાં મુજ સ્નેહગીતા વહતી!
કંઇ જીવનમન્થન સૂચવતી!



# ચાંદલો ચ્હોડવા ચ્હાનારને



ચાંદલો શું કરે, બાપુ! નકામી તકલીફ એ!
જવા દે! તું રહેવા દે! ચાંદલો ના ખપે મ્હને!

ચાંદલો કરનારે કો, હૈયામાં કોતર્યો મ્હને:
સ્થૂલ આ ચાંદલાથી શું, વધે કે શું ઘટે હવે?

ચાંદલો કરનારો કો, હસ્ત શાશ્વત બાલનો:
અન્તરે ચાંદલો કીધો, ઑર લાલ ગુલાલનો!

ચન્દ્રિકા! જ્યોત્સ્નિકા કોને તન્ત્ર આ ઉર હસ્તક:
સુકાની એ થતાં બીજા, વ્યર્થ સૌ સ્થૂલ ચન્દ્રક!

ચાંદલો શું કરે ત્હારો? ઘડી બે ઘડીનો જ એ!
ચાંદલો એકદા કીધો ઘટે જે સર્વદા ટકે!

ચાંદલો કરનારી કો, પ્રેમોદ્દ્ભૂત વિભૂતિ છે:
હમેશાં અન્તરે ચાહૂં, એ અદ્દભુત ગુલામીને.

પાછી, બાપુ! લઈ જા તૂં, સ્થૂલ આ કુંકુમાવટી:
રહેવા દે! જવા દે તૂં! ચાંદલો વ્હોડવો નથી.

વિધાત્રી ચન્દ્રિકાનો જ્યાં, ઉરે સૌભાગ્યચન્દ્રક,
આવા શૂં ત્યાં ખપે ત્હારા, મિથ્યા કુંકુમચન્દ્રક?

જરા ચિન્તા નથી ત્હારા, શકુનાપશકુનની,
લાધી ચૂકી ઘડી છે જ્યાં, સ્વાતિના સુમુહૂર્ત્તની.

રહેવા દો! રહેવા દો! ચાંદલો ના મ્હને કરો:
ભક્ત ખાલી શકુનોનાં, કપાલો ચાંદલે ભરો!

નમસ્કાર હજો, બાપુ! ને, તૂં હો ખુશબખ્શીમાં!
હૈયામાં ચાંદલો આંહી, ને એ છે દિલબખ્શીમાં!

---

# દ્વિજજીવનને દ્વારે



મૃદુ હ્રુદયની જાગો જાગો મીઠી નવભાવના!
હૃદુપવનની વાધો વાધો નવી કુમળી લતા!
દિલચમનની ખીલો ખીલો સુહાગી કલી સદા!
સુમનસુરભી મ્હેકો મ્હેકો પૂરેપૂરી સર્વદા!

ભવઉદધિમાં નાચો નાચો નવૂં નવૂં નાવડાં!
અમર વનમાં ગાજો ગાજો નવાં ઉરપંખીડાં!
કુદરત તણો પીવો પાવો નરો રસ, બાલુડાં!
પ્રણયરસમાં ન્હાવૂં ન્હાવૂં નવાં બની ઘેલડાં!

**પરમ પ્રભુ** ઓ ! આવૂ આવૂ પ્રદેશ **નવીન**માં :
હૃદયબલ કૈં બાકી બાકી રહ્યૂં નથી દીનમાં :
**પુરુષ ! પ્રભુ !** હો ! શેતો લ્હોતો હૂં પ્રકૃતિ પામવા ,
દ્વિજજીવનનૂં માગૂં માગૂં તૂં દ્વાર ઉઘાડવા .

કુદરત તણા નીલા લીલા **નવા** સૂર સાંભળૂં :
બસૂરૂં બનવૂં છોડી છોડી **નવા** સૂરમાં ભળૂં :
**અમર શિશુ**ની ઓથે ઓથે **નવૂં** કંઇ ચાલવૂં :
નયન નમણૂં મીંચી મીંચી, **નવીન** ઉઘાડવૂં .

ઉરઅટવીમાં ઊંડૂં ઊંડૂં તપોવન સ્થાપવૂં :
અજબ ધૂનીએ છુપૂં છુપૂં **નવૂં** તપ તાપવૂં :
તિમિરગઢ આ તોડી તોડી **નવૂં** ડગ માપવૂં :
**નવીન** થઇ જ્યાં ઝાંખી ઝાંખી , તહીં જ પ્રયાણવૂં .

સહુ સ્થૂલ તણી બાંધી બાંધી હવા થકી છૂટવા ,
હૃદયશઢને ચીરી ચીરી ભરી પવને **નવા** ,
કંઇ કંઇ જહીં થાકી થાકી હવે ન ચહે જવા ,
**અગમ શિશુ** તો દોડે દોડે મુસાફિર ત્યાં થવા .

સ્થલસમયનાં જૂઠાં જૂઠાં બધાં પડ ઉખડે :
નયનપડદા ભેદે ભેદે દિવાલ બધી પડે :
જગતભમતાં બૂઠાં બૂઠાં ન તીર કશાં નડે :
**નવીન નૂર** કૈં લાધે લાધે ! **નવી** ગતિ સાંપડે !

**નવલી ધવલી** રેલી રેલી અહીં ઉરચન્દ્રિકા :
**અવનવી** કંઈ દીપે દીપે હવે **અરુણપ્રભા** :
રમણીયપણૂં રૂડૂં રૂડૂં નિહાળી શકૂં **નવૂં** :
કૃપણ ઉર આ ત્યાગી ત્યાગી અતીત હવે **થવૂં** .

ગતિ પલટતાં, ધીમે ધીમે ય ભાનુમુખી થવું:
અમરવનનું જુદ્દું જુદ્દભર્યું ફૂલડું નવું:
નિજપણુ બધું હોમી હોમી પતંગ બની જવું:
હૃદયદ્યુતિમાં પ્રેમે પ્રેમે પરાત્પર પ્હોંચવું.

નવીનમયતા ભેટી ભેટી! તહીં સહકારવું!
પ્રભુમય થવા સ્નેહે સ્નેહે તહીં સહચારવું!
શરીરમયતા ગાળી ગાળી તહીં સમરૂપવું!
બહુ બહુપણું ટાળી ટાળી નવૂં ફરી જન્મવું!

ત્રુટિત થયલૂં! તેને તેને જ શાશ્વત સાંધવું:
અમરરસનું દૈવી દૈવી સુરામૃત આપવૂં:
અગમ ગગને પાકૂં પાકૂં ય મન્દિર બાંધવૂં:
નવલરવિનું જ્યોતિ! જ્યોતિ સનાતન સ્થાપવૂં.

નવીન નૂર ત્હેં દીધૂં! દીધૂં! પિછાન કરાવવા,
વિરલ બલ ત્યાં ત્હારૂં ત્હારૂં, પ્રભો! અવતારવા,
વરદ વિભુ! હો! માગૂં માગૂં બધૂં પલટાવવા,
નવજીવનમાં અસ્તુ! અસ્તુ! અહો ફરી જીવવા!

ડગુમગુ થતાં, આશા આશા જ નાવ નવી ધરે,
મગઝદિલમાં છાનોમાનો પ્રહર્ષ કંઈ સ્ફુરે!
ગતસમયનાં સાચાં સાચાં બધાં વચનો પડે!
ઋષિહૃદયનાં જૂનાં જૂનાં નવાં શમણાં ફળે!

મૃદુલ ઉરની મીઠી મીઠી કલી કદિ ખીલશે!
સુમનસુરભી હૈયે હૈયે હવે સહુ મ્હેકશે;
અમર પુરુષે પ્રેરી પ્રેરી જ પ્રકૃતિ ગાજશે,
હૃદુપવનમાં સાથે સાથે સહુ સૂર વાધશે!

પ્રણયરસમાં ન્હાશે ન્હાશે બધાં જગ સામટાં,
અમરરસમાં હૈડે હૈડાં હશે કંઇ મ્હાલતાં;
દ્વિજજીવનના સાચા સાચા ઉરે અભિલાષ જ્યાં,
હૃદયરસ છે જ્યાં જ્યાં ત્યાં ત્યાં કહીં શમણાં ફળ્યાં!



# હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ



હમારૂં માનીતૂં બુલ્બુલ! હમારૂં મીઠડૂં બુલ્બુલ!
ઉડયૂં પરવાનગી માગી, હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ!

ધરી ખ્વાહિશ હજ્જ કરવા, જતૂં મક્કા શરીફે એ,
બહુ ભોળૂં મઝાનૂં એ! હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ!

હતૂં શાં ગીતડાં ગાતૂં! કદાપિ એ નથી થાકયૂં!
ઉમંગી, રંગીલૂં, રસીલૂં, હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ!

રઝા બખ્શી હમે એને! જિગર કૈ ઑર ત્યાં નાચ્યૂં!
અને ચાલ્યૂં ખુદા ગાતૂં, હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ!

ઉડયૂં ભરમસ્તીમાં પ્હોંચ્યૂં! વુઝૂ કરી નાહ્યૂં ને ધોયૂં!
કરી ચૂકયૂં કરબલા કાબા! હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ!

ઘણી રાતો, ઘણાં વ્હાણાં, વીત્યાં એ પંખીના ખ્યાલે;
મગર પાછૂં ન એ આવ્યૂં, હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ!

સુણ્યૂં: સાકી ગયો લાધી! દીધી જમશેદની પ્યાલી!
શરાબોમાં ડુબાડયૂં ત્યાં, હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ!

વતન ઠરી ઠામ ત્યાં કીધૂં ! ન બોલે બોલ બોલાવ્યૂં !
હમારૂં એ મટી ગયૂં શૂં ? હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ !

કહે છે, મુસ્તફાએ કૈં, ચૂમાવી જાદૂઈ ખુશ્બો !
પરત ફરશે નહીં તેથી, હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ !

શરાબોમાં, કહે છે એ, ડુબે ઈસા, મુસા હરદમ !
નશે ડુબે મુતાબિક એ, હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ !

કહે, તરસ્યા ફિરિશ્તા એ, શરાબોના બધા તલસે !
ન તેથી છોડશે પીવૂં, હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ !

પીધાં કરશે હવે હરદમ ! રહેશે તર બ તર ડુબ્યૂં !
શરાબી ખુદ બની જાશે, હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ !

કહાવ્યૂં : ના પુકારો કૈં, મુરાદે વસ્લ છે ખાલી !
નહીં પાછૂં હવે લોટે, હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ !

હૂં તો ગમ ખાઇને બેઠો : નથી બોલ્યો, નથી ચાલ્યો !
ભલે દિલ ચ્હાય ત્યાં જાતૂં, હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ !

મગર, કૈં દોસ્તદારોની, ઉતરતી પંખી પર ખફ્ગી !
મૂક્યૂં લાચારીમાં ગભરૂ, હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ !

ફુનેહે યાર ! હુશિયારી ! દીધી ઝંજીર પ્હેરાવી !
કબઝ કર્યૂં બન્દીખાનામાં, હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ !

મગર, શોખી શરાબોનૂં ! તહીં એ શોધતૂં છાનૂં !
ખુમારી પીતૂં ને પાતૂં ! હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ !

અજબ ! એ કેદ હાલતમાં, શો કરતૂં હતૂં પંખી !
અને છાંટે બધે સુર્ખી, હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ !

શુરૂ નસીહત કરી ત્યારે, દિવાલો કૂદીને નાઠું!
ગયું ગભરાયલું ફટકી, હમારૂં ઈશ્કનું બુલ્બુલ!

ઢૂંઢી ફ્હાડયું તલાશે એ, ઘણાં જંગલ કરી માથે!
મગર, રીસાયલું રોતું, હમારૂં ઈશ્કનું બુલ્બુલ!

ન બોલે બોલ એ બિલ્કુલ! ગરીબ! રોતું જુદાઈ! ગમ!
ન ખાતુંપીતું! હિજરાતું! હમારૂં ઈશ્કનું બુલ્બુલ!

**શરાબો**, **સાકી** ને **ખુશ્બો**, કરે એ યાદ ને રોતું!
મ્હરાણે જીવતું – મરતું! હમારૂં ઈશ્કનું બુલ્બુલ!

હવે, લાચાર પંખી પર, સિતમ કરતાં ખુદા નારાઝ!
ગુઝારો તંગીમાં કરતું, બિચારૂં ઈશ્કનું બુલ્બુલ!

પૂછયું હમદર્દીથી, 'બાપુ! કરૂં શું તો થશે રાઝી?'
લવ્યું, '**સાકી**, **શરાબે** ગુલ! હમારૂં ઈશ્કનું બુલ્બુલ!

જઈ **મક્કા**, **મદીના** મ્હેં, ઢૂંઢયાં ગુલ ને ઘણા ગુલ્ઝાર!
મગર, કો ના પિછાને ત્યાં, હમારૂં ઈશ્કનું બુલ્બુલ!

છુપ્યો **સાકી** ઊંચે મ્હાડે! જતાં ત્યાં તો બદન જળતું!
રડે લાખો ગણે છેટે, હમારૂં ઈશ્કનું બુલ્બુલ!

હમે ચે **કુરબલા** **કાબા**, અગર **મક્કા** બધું છોડી,
ઠરાવ્યું ઠેરવું ત્યાં જ્યાં હમારૂં ઈશ્કનું બુલ્બુલ!

મગર, હકીકત થતી રોશન! લપાતું કૈં લવ્યું બુલ્બુલ:-
જી! **બિસ્મિલ્લાહ**! **ફના-ફિલ્લાહ**! લવી પાછું રડે બુલ્બુલ!

હજી ચે દોસ્ત ના થાતું! **ગઝલ** હરદમ નથી ગાતું!
મગર વાતો **શરાબોની**, રડે કદિ ઈશ્કનું બુલ્બુલ!



# બિમાર બુલ્બુલ



બિચારૂં ઓલિયૂં બુલ્બુલ! બિમારી ઈશ્કની રોતૂં!
થયૂં દિલ ગુમ! ન ખોતૂં ગમ! ગગન ભેદી નથી જોતૂં!
ઉડે ના એ! ન એ ગાતૂં! ન આંસુ આંખમાં માતૂં!
અરેરે! થેકતૂં! રોતૂં! ન જોયૂં એ હવે જાતૂં!
અયે! રોવૂં નથી લાઝિમ, અગર મુફ્લેસ મરવાનૂં!
હવે, બચ્ચા! મુસાફિરને, મુનાસિબ કૂચ કરવાનૂં!
ગરીબી રો નહીં, બાપુ! ખરે! બડબખ્ત તૂં બુલ્બુલ!
વિસારે કાં? અજબ ચૂમ્યૂં, ઈરિમગુલઝારનૂં ત્હેં ગુલ!
તરીકતમાં તૂં ગાતૂં તે, હકીકતમાં થયૂં ઝાહેર!
'હઝારો માસથી મોંઘી, સુહાગી 'લેલ તુલ–કાદર'!
હતો રમઝાનનો મહીનો, અને એ ચાંદ છવ્વિશમો!
ભિખારીમાં ભલાઈ શી, ભરી એ દિલ–ગુલે–ખુશ્બો!
સિકન્દર શાહેનશાહીમાં, ન તલ્વારે શકયો લાધી,
ઝરો આબે હયાતીનો! તહીં બુલ્બુલ મૂકયૂં લાવી!
ખડી ચોકી ન છે કયાંહી! જૂઠાં ચશ્મો ભૂલે ખાલી!
ઉઠાવી મુસીબત પી લે! ન પી તો મુન્સફી ત્હારી!
મગર, બુલ્બુલ ગુલે મશ્ગુલ! ધરી બો યાદગિરી તાઝી,
ભલા! કૈં બેતબાઝીમાં, બિમારી ગા ખુમારીની!
ન રો બિલ્કુલ હવે, બુલ્બુલ! ગરીબી આંસુથી રો ના!
રુવે તો ખૂનથી રોવૂં! અગર આંસુ બધાં પી જા!
હકીકત છે: કહૂં? યારી, ચમનદારી ભલે છોડી!
બિમારીમાં જીવી લેવૂં, રુહે ગુલ બુલ્બુલે જોડી!



# વાનપ્રસ્થ અગ્નિહોત્રી



પ્રાર્થનામન્ત્ર ઉચ્ચારે, આરાધે અગ્નિદેવતા :
સ્વરો એ શાન્ત આકાશે, પ્હોંચતા પડ ભેદતા.

આવાહનસ્તુતિ કરે, સુર સૌ નિમન્ત્રે :
**શ્રી** કૃષ્ણ**રુ**કિમણી પ્રતિષ્ઠિત ત્યાં કરે છે :
**પ્રદ્યુમ્ન**પૂજન કરે પ્રકટાગ્નિરૂપે !
સ્થાપે શ્રી **નારદ**, **સરસ્વતી**ને સમીપ.

હોમાતાં હવ્ય એ હોત્રે : સૂક્તગાન ગજાવતી,
પુરાણી પુરીમાં જાણે, સભા શોભતી **દક્ષ**ની !

આકારકો, અતિથિઓ, સુહૃદો, સખાઓ,
સ્વાધ્યાયયજ્ઞ, તપયજ્ઞપ્રસાદ પામે :
સ્વર્ગીય સ્થાન **નવમન્ત્રધૂ**ને બને છે,
પ્રેમી ઉરો શ્રવણદર્શન એ ચહે છે.

સંસારી અધુરી દૃષ્ટિ, આભિમાનિકી આથડે :
અન્તર્મર્મ્મપ્રદેશોની, સાચી ના ગતિ સાંપડે.

વર્ષાવધિ વ્યતીત કાલ થઈ ચૂક્યો છે :
એ ચિત્ર ઝાંખૂં કરવા મથતો રહ્યો છે :
હા ! વ્યર્થ, કાલ ! તુજ યત્ન બધો થયો છે :
ને, અગ્નિ એ જ હજી કુણ્ડ વિશે ભર્યો છે.

આજથી વર્ષ પ્હેલાં એ – એ સ્થલે, એ જ વેદિએ,
આદર્યો અગ્નિહોત્રીએ, હોમ એ ઋષિઆશ્રમે.

એ ચિત્ર ! એ જ અહીં ચિત્ર ખડૂં થયૂં છે :
જીવન્ત મૂર્ત્ત સહુ તન્ત્ર હલાવતૂં છે :
એ હોત્ર ! એ હૃદય ! એ હવિ ! ઋત્વિજો એ !
સર્વાંગી ચિત્ર અહીં એ જ રમી રહ્યૂં છે !

કરી સંપ્રાપ્ત હોતાએ, સંસ્કૃતિ ઉપનેત્રની :
અગ્નિહોત્રાર્થ્થ શોધી એ, ભૂમિકા તીર્થ્થક્ષેત્રની.

વ્હેતૂં જતૂં ઝરણુ ત્યાં : હતૂં છેક જૂનૂં,
ખંડેર જેવૂં શિવમન્દિર ગેરૂરંગી :
અદ્‌ભુત એક હતી ત્યાં હનુમાનમૂર્ત્તિ,
આશ્ચર્ય ! એ જનપદે ન ભૂમિ વટાતી !

શાન્ત એકાન્ત એ સ્થાને, હૈયું શ્રાન્ત વિરામતૂં,
પ્રકૃતિપૂજને રાચી, પ્રેમીલૂં બની નાચતૂં.

ત્યાં આસપાસ કૃષિકાર કૃષિ કરે છે :
અજ્ઞાનીઓ કંઇ પ્રમાદની શાન્તિમાં છે :
ભૂમિ રસાલ પણ ધાન્ય બધાં ન પાકે :
યજ્ઞાર્થ્થ વ્રીહિ, યવ, તિલ થતા હતા ત્યાં.

માર્જ્જને, પ્રોક્ષણે, મન્ત્રે, અત્ર તત્ર જલે કરી,
વિશુદ્ધિ સ્થાનની પૂરી, બ્રહ્મજન્માર્થ્થહેતુથી.

પુણ્યોદકસ્નાન વિશુદ્ધ દેહે,
ચાન્દ્રાયણ, કૃચ્છ્ર કરેલ ચિત્તે,
સ્તવે પ્રયોગી તપી પઞ્ચધૂની,
સાવિત્રી સ્તોત્રો અઘમર્ષણાદિ.

શાન્ત ને સ્વચ્છ આકાશે, યજ્ઞસૌરભ મ્હેકતી :
નર્મળાં હૃદયોમાં એ, મધુરી ઊર્મ્મિ રેલતી.

પાત્રો ય સંગ્રહ યથામતિશક્તિ કીધાં,
કીધા પ્રયત્ન કરવા સહુ **યજ્ઞ**યોગ્ય :
ઉચ્છિષ્ઠ પાત્ર મૃત્તિકોદ્‌ભુત વર્જ્ય કીધાં,
**યજ્ઞે** અયુક્ત અશુચિ ગણીને ઉપેક્ષ્યાં.

સોનાં, રૂપાં મ્હડ્યાં ન્હોતાં ! હીરલા ન હતા જડ્યા !
બિછાને કીનખાબો કે રેશમી મશ્રુ ના હતા !

આકાશ ઉપર, નીચે સ્થલ એ વિશાળૂં :
દર્ભાસને સકલ મંડલ ત્યાં વિરાજ્યૂં :
અધ્વર્યુએ નવીન વેદિ રચી હતી ત્યાં,
વૈશ્વાનરસ્તવનહોમ ઋષિ કરે છે.

પ્રાર્થનામન્ત્ર ઉચ્ચારે ! આરાધે **અ**ગ્નિદેવતા :
સ્વરો એ શાન્ત આકાશે, પ્હોંચતા પડ ભેદતા.

રંગોળી પૂરી **ન**વરંગી ભૂમિ બનાવી :
તૈયારી પૂર્ણ હતી **યજ્ઞ**ની અન્તરંગે :
કલ્લોલતાં મયૂર, કોકિલ ગાન ગાતાં :
કૈં દેવપંખી **ન**વલાશિષ પ્રેરતાં'તાં !

શાસ્ત્રાજ્ઞા :– અગ્નિહોત્રીને, પાખંડી, શઠ, હેતુક,
વિકર્મી બકભકતોનો, સર્વથા સંગ દૂષિત.

આજ્ઞા છતાં ન પરિપૂર્ણ રહેલ ચિત્તે :
નાસ્તિક, તાન્ત્રિક, વિકર્મી ભળે વરુણે !
કોઈ અપાત્ર, અતિચારી, વિમુખ યજ્ઞે,
છુપેલ શાન્ત શઠ બ્રાહ્મણ વેષધારી.

અધ્વર્યુ, ઋત્વિજો, હોતા, કરે કો ન બહિષ્કૃતિ :
મણ્ડલી ક્રિયમાણે એ, **સુ**રમન્ત્ર ગજાવતી.

સૌ ધ્યાનલીન હવનક્રિયમાણરક્ત :
કૈં મન્ત્રનાદલહરે શ્રવણાનુસક્ત :
શ્રી યોગરૂપ પુરુષોત્તમ થાય તૃપ્ત :
ને, અગ્નિહોત્રી અભિષિક્ત કરાય ગુપ્ત .

મોર ને ઢેલનૂં જોડૂં, આવતૂં યજ્ઞદર્શને :
આનન્દે નાચતૂં જાણે, અભિનન્દતૂં સર્વને .

ત્યાં એક દેવશિશુ હાસ્ય મૃદુ કરે છે,
જિજ્ઞાસુ હોત્રી તણી કેવળ દૃષ્ટિ ખેંચે :
ને, ઉડતૂં નિરખતો ખગ એક ઊંચે :
હુમા પિછાની ઋષિ એ હૃદયે પ્રસન્ને .

ઋત્વિજો હવિ હોમે છે : ઉત્તેજે વિધિથી ઋષિ :
પરન્તુ, એ હવે હૈયું, પૂર્ણ એ વિધિમાં નથી .

અદૃશ્ય બાલ થયૂં, પંખી ઉડી ગયૂં છે :
એ હોત્રીનૂં હૃદય ત્યાં જ હજી ઠર્યૂં છે :
એ બાહ્ય નેત્ર તણી દૃષ્ટિ કશૂં ન દેખે :
એ ચિત્ર ! સ્વપ્ન ! કંઇ ! એ નજરે તરે છે !

પંખેરૂ ઉડતાં જાણે, પડે છે પૃથ્વી ઉપરે :
તર્ફડે ક્ષણ ! ને પાછૂં, ગાતૂં ગીત ઉડે નભે !

દીક્ષિત હોત્રીઉર જોઇ પ્રસન્ન થાતૃં,
ને, એ સશંક થઇ કૈંક ગૂંચાય પાછૂં :
ત્યાં ગાય કો ધવલ સ્વર્ગથી ઉતરે છે :
ને, યજ્ઞદર્શન કરી જતી એ જુવે છે .

યજ્ઞમાં સૌ સમર્પે છે, આજ્ય, દૂધ, દધિ, મધુ :
હોત્રીનૂં હૈયું તો પેલા, સ્વપ્નદર્શનમાં ઢળ્યૂં .

કલ્યાણમન્ત્રથી સચેતન ભૂમિ થાતી :
ને, મિત્રપૂજનથી પ્રકૃતિ દીપ્ત થાતી :
સંવાદી સૃષ્ટિ સહુ સંભૃતિ અર્પી રાચે :
ને, હોમમાં સતત આહુતિ હોત્રી આપે.

પ્રાર્થનામન્ત્ર ઉચ્ચારે : આરાધે અગ્નિદેવતા :
સ્વરો એ શાન્ત આકાશે, ખ્હોંચતા પડ ભેદતા.

એ કુણ્ડમાંથી કંઇ શ્યામલ ધૂમ્રગોટા,
આકાશમાં ઉડી ચતુર્દિશ આવરે છે :
રુદ્ર મહોજ્વલ જુવે કંઇ દિવ્ય જ્યોતિ,
ઉદ્‌ભૂત અદ્‌ભુત થઈ નભમાં ભળે છે.

બ્રાહ્મણો મન્ત્ર બોલે છે : મન્ત્રદ્રષ્ટા નથી તહીં :
તથાપિ, હૈયું હોત્રીનૂં, હવે ત્યાં જ નથી નથી.

એ જ્યોતિમાં નિરખતો નવજન્મ પામે,
શ્વેતામ્બરી વરદ યજ્ઞકુમારીદેવી :
સાથે હતૂં અજાણ બાલક એક કોઈ :
ભાવાર્થસૂચન ઉકેલી શકે ન હોત્રી !

અપ્સરા એ હશે આવી ? કે દેવી વરદાયિની ?
હશે એ કોણ ? એ કાંઈ, વિચારી ન શકે મતિ.

ત્યાં દેવી કૈં નજીક આવતી નિરખે છે :
ને કૈંક દેવશિશુ અંગુલિથી બતાવે :
એ પલ્લવી ન સમજે ! કશૂં ત્યાં ન દેખે !
ને, સ્વપ્ન તે જ સહુ સ્વપ્ન બની રહે છે !

સૂને હૈયે કરી દે છે, સમાપ્તિ સુરયજ્ઞની :
પરિપૂર્ણ થતાં કર્મ્મ, સિધાવે સર્વ મણ્ડલી.

એ દેવી ! એ જ શિશુ ! સ્વપ્ન ! સદા સ્મરે છે :
આભો બન્યો, દ્રવિત એ ઋષિ આથડે છે :
એ દેવી ! એ શિશુ ! જપે તપતો જીવે છે,
હોત્રાગ્નિ એ સતત સાચવતો સ્તવે છે..

ગૃહસ્થાઈ ભણાવે છે, ધર્મ્મ જીવનના ઘણા :
કહે છે : એ ઘટે ત્યાજ્ય, આળપંપાળ સ્વપ્નનાં !

'એ સ્વપ્નભેદ ઉર આ મુજ પામનારૂં :
'એ સ્વપ્ન ? કે જીવન એ વિણ સ્વપ્ન આખૂં ?
'એ સ્વપ્નભેદ ?' દિનરાત્રિ લવ્યાં કરે છે :
એ આશ્રમે જ ઋષિ એ ફકીરી જીવે છે.

ઘેલો કૈં બુદ્ધિમાનોને, જ્યોતિષી, કવિલોકને,
અને કૈં તત્ત્વજ્ઞાનીને, ખુલાસો પૂછતો હવો.

એ કોઇ સ્વપ્ન સમજે : ભ્રમ કોઇ માને :
કોઈ અગમ્ય ગણી ભૂલી જવા ભણાવે :
કોઇ કહે કૃતક : ભેદુ ન કોઇ વ્યક્તિ :
કોઇ શૂં પૂર્ણ સમજે પ્રભુપૂર્ણદૃષ્ટિ ?

સંસારી અધુરી દૃષ્ટિ, આભિમાનિકી આથડે !
અન્તર્મર્મ્મપ્રદેશોની, ઊંડી ના ગતિ સાંપડે !

લૌકિક સવ્ય અપસવ્ય સહી રહીને,
ઐહિક કર્મ્મફલ અન્ય ત્યજી દઇને,
એ સ્વપ્નચિન્તન તપશ્ચરણે કરે છે,
વૈતાનિકાગ્નિ પૂજતો વનમાં વસે છે.

ત્યજે છે સંગ ને રંગ : પિતૃયાણે પરિત્યજે :
અગ્નિહોત્રી ઉદાસીન, ઝંખતો સ્વપ્નભેદને.

વર્ષાવધિ વ્યતીત કાલ થઈ ગયો છે,
એ ચિત્ર ઝાંખૂં કરવા મથતો રહ્યા છે:
હા! વ્યર્થ! કાલ! તુજ યત્ન બધો થયો છે!
ને, **અગ્નિ** એ જ હજી કુણ્ડ વિશે ભર્યો છે.

એ ને એ ચિત્રને ધ્યાને, ભેદ એ કૈંક ભાગતો:
જેટલૂં તપ તાપે તે, તેટલૂં ફલ પામતો.

હો એ સુષુપ્ત ઉર તન્દ્રિત હોય નિદ્રા,
દેખે ઋષિ નવીન પાર્ષદ મન્ત્રદ્રષ્ટા:
એ ભેદપ્રેરક કંઈ હૃદયે કહે છે,
ને હોત્રી કૈં સ્મરણસંગ્રહમાં ભરે છે:

'સાચી છે સ્વપ્નની **દેવી**, **વિધાત્રી** તુજ ભાગ્યની:
'**બાલ** એ તાત **યજ્ઞો**નો: જાણી એ **સત્ય** લે **જીવી**.

'તૂં **સોમ**યજ્ઞ કર: ને 'પશુ' હવ્ય હોમી,
'તૂં ગા સહુ સ્તવન મંગલ સામવેદી:
'વા, **બ્રહ્મ**યજ્ઞ કર, હોત્ર ઉરે સમાવી:
'ઇચ્છાનુસાર કર જીવનસિદ્ધિપ્રાપ્તિ.

'ઉદ્ગાતા **સોમ**યજ્ઞે તૂં, સામવેદજ્ઞ સ્થાપજે:
'સામગ્રી યોગ્ય: કિન્તુ, ના **અ**ધ્વર્યુ માત્ર ચાલશે.

'તૂં **બ્રહ્મ**યજ્ઞ કર: **યજ્ઞ** મહાન એ છે:
'તૂં **સોમ**યજ્ઞ કર: **યજ્ઞ** સમર્થ એ છે:
'તૂં થા તપસ્વી: તપ **સાત્ત્વિક** **બ્રહ્મ**રૂપ:
'ઇચ્છાનુસાર કર જીવનસિદ્ધિપ્રાપ્ત.

'ગમે તે તૂં કરે તેમાં, એ **દેવી** સહકારિણી:
'**દેવી** ને **બાલ**નાં પ્રેર્યાં, આ સૌ યે વચનો કહ્યાં.'

હોત્રી સુણી વચન વિસ્મયમાં તણાય :
એ વાનપ્રસ્થહૃદયે કંઇ તૃપ્તિ થાય :
આજે કંઇક થતું દર્દ કમી જણાય :
ચિત્ત પ્રશાન્તિ **નવ**પ્રેરિત પ્રાપ્ત થાય .

**યજ્ઞ**માં કાંઇ ખૂટે જો , પશુસંવર્દ્ધનાર્થ તો ,
યેન કેન પ્રકારેણ પ્રાપ્તિ શાસ્ત્રાનુશાસિતા .

છે **સો**મયજ્ઞ કરવો : પણ , છે ન શક્તિ :
નિવૃત્તિ , ન્યાસ , રમતાં ઉર અન્તિમેષ્ઠિ :
એકાન્ત શાન્ત સ્થલમાં હજી એ રહે છે :
હોત્રાગ્નિ ત્યાં સતત સાચવતો યજે છે .

**યજ્ઞ**થી તૃપ્ત છે **સ્વામી** , **યજ્ઞ**નારાયણ **પ્રભુ** :
**બ્રહ્મ**યજ્ઞ મહાયજ્ઞ : પાર્વદે ઠીક શિખવ્યું .

શા આસપાસ પવનો ઉર ચુમ્બતા એ !
ઉલ્લાસ કૈં અજબ અન્તરમાં ભરે છે !
અન્તેષ્ઠિ , યજ્ઞ , તપ શું ? હૃદયે વિચારે :
એ હોત્ર એ જ હજી **અ**ગ્નિ યજે અરણ્યે .

સ્વાસ્થ્ય પૂર્ણ નથી પામ્યૂં , છતાં કૈં ઉર શાન્ત છે :
વિધાત્રીદેવીને આર્ત્ત દર્શનાર્થે સ્તવ્યાં કરે .

શાસ્ત્રાજ્ઞા સ્માર્ત્ત હૃદયે **નવ**સોમયજ્ઞ :
યજ્ઞાર્થ સંભૃતિ નથી પશુરક્ષણાર્થ :
સામગ્રી એ જ **વિભુ** દે : દઢ એ વિચારે ,
એ હોત્રી એ જ શુચિ **અ**ગ્નિસ્તુતિ કરે છે .

વર્ષ એક વહ્યું તેવો , કાલ કૈંક વહી જશે :
**અ**ન્તરે **અ**ગ્નિ એ કો દિ , સમારોપ્ય થઈ જશે :

એ **હોત્રી** ! એ **હૃદય** ! એ **હવિ** ! **દેવી** હા ! એ !
એ **યજ્ઞ**દર્શન જ ! એ **શિશુ** ! **પંખી** ! હા ! એ !
એ ચિત્ર ! સ્વપ્ન ! અહ ! **પાર્ષદ** ! હા **પ્રભુ** ! એ !
સર્વાંગ ચિત્ર ઉર એ જ રમી રહ્યૂં છે !

અન્ય સંદેહ ત્યાગીને, સ્વપ્ન સત્ય પ્રમાણતો :
અને, એ સ્વપ્ન સ્વપ્નૂં તો, પોતાને સ્વપ્ન માનતો !

ગોકુલમાં ન ગમતૂં ! અધુરો તપસ્વી !
દીઠો વનસ્થ વિલસે વિલપે મનસ્વી !
એ **સોમયજ્ઞ** કરવા ફરીથી જશે શૂં ?
કે **અન્તિમેષ્ઠિ** ? **તપ** ? કે **નવયજ્ઞ** કો શૂં ?

ગમે તે થાવ ! આજે તો, આંસુડે આંસુડે દીઠૂં,
**સ્વપ્ન**, **દેવી**, **શિશુ** સૌને, એ હૈયું અર્ઘ્ય અર્પતૂં !

ખાતો પીતો તદપિ ખાધૂં ન ખાધૂં ખાતો !
ઘેલો ન પૂર્ણ પણ તેમ જ છે ન ડાહ્યો !
જીવે તથાપિ હજી જીવ્યૂં ન જીવ્યૂં જીવે !
હા ! **અગ્નિહોત્રી** મૃદુ એ ઉર **વાનપ્રસ્થ** !

વર્ષ એક વહ્યૂં તેવો, કૈંક કાલ વહી જશે :
કરાશે કોક દિ **અગ્નિ**, સમારોપિત **અન્તરે**.



# મહાત્મા કલાપીના પ્રેમયોગી હૃદયને



ॐ प्रेमधर्माय नमः । प्रेमस्वरूपाय नमः ॥

નમન ! નમન ! શાશ્વતી ભૂમિના નિવાસીને નમન .
ઓ પરમ પૂજ્ય મહાત્મન્ ! તૂંને નમન .
ઓ સ્નેહી-સ્નેહયોગી હૃદય ! તૂંને નમન :
નમને નહુને અન્તરમાંથી
ને અન્તરના અન્તરમાંથી નમન .

ॐ प्रेमधर्माय नमः । प्रेमस्वरूपाय नमः ॥

ઓ સુરહૃદય ! કયાં ફૂલડે પૂજું તૂંને ?
સોના રૂપાનાં તો ખપે નહીં :
ને કદાપિ હાથ લાધે હીરા માણેકનાં ,
તો ય વધાવા દે નહીં : ત્યારે ?
ગુલાબ મોગરો ઘટે નહીં !
ચમ્પક ચમ્એલી ચ્હડાવાય નહીં !
ને પારિજાતક કેવડો ય નહીં !

છાજે તૂંને તે ફૂલડાંની વેલી
તો રોપી છે હૈયે-હૈયાને હૈયે :
ચોટી છે, વાધી છે, ફેલી છે, ફોરી છે :
પણ તો ય નથી : નથી : ફેલી નથી :
હજી વિલમ્બ છે ફૂલડાંને તો.

પૂજાું **આંસુડાંને** ફૂલડે તો ?
એ તો ત્હને **વ્હાલાં** છે :
નિત્યે **નવૂં નવૂં** નાચે ને **આંસુડે** જ રાચે :
ઘટાદાર **આંબલિયાની** **મધલી** ડાળે ગાજે
ને **આકાશની અન્દરના અને પયગામ** ભાખે :
મીઠડા ટહૂકા **મોરલાના – દેવના** બોલ જ.
કલા કરે ત્યારે **આંસુડે** સારે વ્હાલપનૂં **સત્ત્વ**.
**ત્હારી કલા** તે **આંસુની** જ **કલા**.
કલાપીની કવિતા તે **આંસુની** જ કવિતા.

**આંસુનૂં** તો હૈયું હિમાયતી છે.
પૂજાૂં છું પણ આંસુડાંને જ ફૂલડે :
ને **અર્પણ** લાવ્યો છૂં તે ય એવૂં જ.
એ તો **દવે** દીધાં : લાધ્યાં : **આજ** જ પૂજાજોગ **થયાં**.
કોણ સ્વીકારે બીજાૂં તે એવૂં ?
થાય પણ કોને **આંસુનૂં સમર્પણ** ?
**મોંઘાં આંસુડાં** મૂલવ્યાં છે ત્હેં તો :
અભિનન્દ્યાં છે : ચૂમ્યાં છે : લોહ્યાં છે,
**લોહીનાં** ન્હેવરાવ્યાં ય છે જાતે.
**નમન** ! **નમન** ! **સ્નેહ**યોગી **મહાત્મન** ! **નમન**.
જોયેલી છે – વન્દેલી છે – ઝાંખી ઝાંખી ;
આછી આછી પણ અસલની હૂબહૂ,
શમણામાં–પણ આલમે આખી શમણૂં નથી ?–
ત્હારી **છબિ** : શી તે છબિ ?
**શરાબે ઈશ્ક**માં ડુબેલી તર બ તર !
**આંસુના** મહાસાગર રેલાવતી અજબ !
મુખડૂં **મલકતૂં** ને **નયન** નમણૂં :
યાદ છે – તે યાદ છે :
તરવરે છે **નઝરે** તે તાઝૂં **દર્શન** !

વધાવી છે એ ઝાંખી : તે ય **આંસુડે** .
નમન ! નમન ! તે **ફકીરી હાલને નમન** .
ઓ ઈશ્કના **બન્દા** ! **અલ્લાહના** દોસ્ત !
**સાકીને**, **સનમને** ને દોસ્તદારીને, સૌને –
સારી આલમને નવાઝ્યાં છે, **બાપુ** !
**આંસુડાંની** જ સલામીથી ત્‍હારા ટપકતા જિગરે .
વખ્તોવખ્ત ગાયૂં છે – શિખવાડયૂં છે ત્‍હેં
ઑર **આંસુનૂં** સાચેરૂં ગીત :
**આંસુડાંનો મહિમા** મ્હોટેરો છે :
**આંસુડાં** તો **અમર રસનાં** બિન્દુડાં :
**આંસુડાંમાં** તો સન્તાકૂકડી રમતાં **રવિરશ્મિ** :
ખોળી ક્‌હાડે – **સ્નેહનાં** કોઇ હોય **સાધુસાધ્વી** તો .
**આંસુ** તો **પ્રભુજીની** પરમ બખ્શિસ ,
મોંઘેરી ને દુર્લભ .
ટીપે ટીપે અનેક **અવનવી** આલમ :
**આંસુડે** તો **વિદ્યુત્‌ના** બલનો વાસો :
**આંસુડાં** જ ત્‍હારો તો પૂજાપો ,
એ જ ફૂલડે **હૃદયપૂજા**
ઘણી ઘણી કીધી , બાપુ! જગત્ તે શું **જાણશે** ?
નમન ! ત્‍હને **અશ્રુપૂર્ણ** હૈડાનૂં નમન .

**ઓ આંસુના** ઉપાસક ! **સફલ** ઉપાસક !
ત્‍હને **આંસુનૂં નમન** .
**આંસુના** ઉપાસકને **આંસુનૂં** જ .
**આંસુનાં** તે **શાશ્વત સ્મિતનાં** :
ને **આંસુનાં** એ જ **હેતનાં** .
**આંસુડાંના** તે જ **લોહીનાં** .
ત્‍હેં **આંસુના** સાગર ઊલટાવ્યા :
તૂં **આંસુનો** ઉપાસક : **મીમાંસક** નહીં !

હવે ઝમાનો ફિલ્સુફીનો આવે છે –
ને મીમાંસકો અવતરે છે !
અધુરૂં પૂરૂં થનારૂં છે હજી !
આંસુ ખારાં કેમ ? ઉન્હાં કેમ ?
એવૂં તો કંઇ કંઇ શોધાવાનૂં છે !
ખારાં ય નથી ને કડવાં ય નથી – અહીં તો હવે
ખોવાવાં લાગ્યાં છે ને કાળની ધાસ્તી છે :
ગરમીનો પયગામ મહીં ભર્યો હશે ?
બગાસાં લાવે ઊંઘનો સંદેશો : કંઇ તેવૂં ?
પણ ખુલાસો થવાનો છે :
હકીમી કે તબીબીની અક્કલે નહીં :
કુલમે હકીકીને કાયદે .

ઓ સ્નેહયોગી હૃદય ! ત્હને નમન .
હૃદયયોગ તો અતિ વિરલ છે :
અમે સમજીએ તે કરતાં પણ .
योऽन्तः सुखोऽन्तराराम: ।
तथान्तर्ज्योतिरेव य: ॥
કહ્યૂં છે શાસ્ત્રે ને વળી
स योगी ब्रह्मनिर्वाणम् ।
સમજાય છે અત્યારે તો કંઇક એવૂં .
ઓ અન્તર્જગત્‌ના પ્રવાસી ! તૂંને નમન .
ત્હારા યોગી હૃદયને નમન .
ત્હેં તો અગ્નિનારાયણ ખરા ઉપાસ્યા છે .
ત્હેં સાચા પઞ્ચ મહાયજ્ઞ સાચા કર્યા છે :
ત્હારી આહુતિ યે અદ્દભુત : ને તે જ સાચી .
અહુત પ્રહુતનો હોમ તો ત્હારી વેદિએ નિરન્તર ચાલૂ :
અહીંના તો યજ્ઞ–હોમ નામધારી છે :
ને જીવન સુદ્ધાં જાણે કૂહેવા માત્ર જ !

ઓ યોગીજીવન ! ત્હને નમન .
**પ્રણયના પ્રકટ યોગીને** નમન .
**પ્રણય ને પ્રણવનો તો અભેદ** જ છે :
પણ તે તો સમજાવાનો છે ઝમાના જતાં .

આ **અર્પણ** છે .
એક તરંગમાલિકા છે .
**આંસુડે આંસુડે** ગૂંથેલી છે .
રસ નથી : સુષ્ઠુત્વ નથી તેમાં :
નથી એ કુસુમમાલા કે કવિની કવિતા .
ઊણા–અધુરા હૈયાનૂં કોઇ આછેરૂં ચિત્ર છે .
ચીતરનારની પીંછી કમકુનેહ :
આડાં પાછાં આંસુડાંનાં પડ :
એવૂં એ જેવૂં તેવૂં છે :
તો ય ખપશે એ :
પૂરી ખાત્રી છે .

હૈયાના સૂનકારમાંથી એ તો આવે છે :
ને કલાનૂં સૌન્દર્ય નથી :
હૈયાસૂનૂં તે બેહયા તો નહીં :
નથી આવડતૂં રુજૂ કરતાં .
સૌન્દર્ય વિહોણૂં : હેતહીણૂં નહીં :
કદરૂપૂં હોય કદાપિ હૈયાનૂં હેત ?
હેતાળ હૈડૂં ને હેતાળ **આંખ** :
**પ્રભુની** પાંખ પામવાને તો એટલૂં –
એટલૂં જ ગનીમત છે : ઓ **દેવ** !
એ જ **ત્હારો પયગામ** ! ઓ **પયગમ્બર** !
**નમન** ! ઓ **દેવ** ! તૂંને **નમન** .

દેવને તે કંઇ પાંખો હશે, વારૂ ?
ને હશે તો દેખાતી હશે સૌને ય ?
નેત્ર ફોડ્યા વિના નેત્ર ઊઘડે નહીં !
ને દેવની પાંખ કોઇ દેખે ય નહીં !
આંખ ફોડે તો હમણાં દેખે,
ને વખ્તે દેવની પાંખે ફૂટે.
આ તો લોક કહે, રાજા :
ને કોઇ કહે કે, કવિ !
વાતો લવે મેદાનની
ને બોલે ત્યારે ચાર ભીંતો વચ્ચેથી !
કળશી કાંટે કસ્તુરી જોખવી :
ને રતી વાલે મેરૂ તોળવો :
લોક ભોળા ને બોલ જુઠ્ઠા :
માપ ખોટાં ને તોળાટ કાચા સ્તો !

સ્વર્ગનો નિવાસી તે દેવ :
સ્નેહથી અધિકૂં સ્વર્ગ નહીં.
ભર્ગપુરીમાંથી શાશ્વત વચનો તે દેવનાં :
સ્નેહનો સહચારી તે દેવ :
ને અસહચારી તે અસુર :
'સુરતાની વાડીના મોંઘા મોરલા'
'નન્દનવનના પ્રાસાદોની ટોચથી' ટહૂકે
તે દેવહૃદય તો હાઝરજવાબી.
गायत्री छन्दसामहम् ।
વચન શાસ્ત્રનૂં છે.
ને ब्रह्मजन्मास्य.........माता सावित्री ।
સ્મૃતિની સાખ્યે છે :
સાવિત્રીનૂં ધાવણ ધાવ્યૂં :
ને નવહૃદયે બ્રહ્માક્ષર લખ્યા :

**भर्ग वरेण्यं**ના **ભેદ** ભાખવા માંડ્યા :
ને **સવિતો**પાસનની **ઋચાઓ આ**ચારીને ઉચ્ચારી :
ને **उत्पादयति सावित्र्या सा सत्या साजरामरा ।**
એ **સાચૂં** જીવી બતાવ્યૂં :
તે **આ**ત્મા તે **દેવ** .
દ્વિજત્વ તે દેવત્વ .
ને **દેવ** તે **શા**શ્વત .
ઓ કલાપીદેવ ! ત્હેને નમન .
સૌ સાથે નમન .

**ઈ. સ.** ૧૮૯૭ ના **ઑ**કટોબરની **૧૧**મી !
નોંધેલી હકીકત મોજૂદ છે :
"તો તે **શી**રીનકરની પ્રિય તે જ છૂરી
"બેઠો સજીશ મુજ આ ઉરની સરાણે"
ને તે પણ
"આશા ધરી **અ**મર કો **ર**સ પામવાની."
એ **વર્થ**રિઝમનો અખાત ઓળંગીને આવ્યૂં :
**વર્થ**રિઝમ તો કોઇ ઝમાનામાં જીતી ગયૂં :
ને તે ય **જર્મ**ની ને **ફ્રા**ન્સમાં .
**વર્થ**રિઝમ તો જડ-ચેતનની વચ્ચે છે :
પોતે ઈન્કારેલી છે એ મધ્યમ દશા તે .

પણ **શી**રીનકરની છૂરી ખોળંબે નથી પડી , હો‌ં !
**શી**રીનકરની છૂરી ! આહા !
જાણે **ન**વતર બનતી હોય !
ચળકતી, ચુનન્દી, ને ટાંકણે તૈયાર !
આબાદ ! આબાદ ! **અ**વસર પર આબાદ :
સાલ ગુદસ્તા ! મુબારક ! **ઑ**કટોબરની **૧૧મી.**
એ **૧૧મી તા**રીખે કોઇ અજબ જ !

જાણે તવારીખ પર ઑર અજવાળૂં પાથરે !
"જન્મદિવસ" : ૧૧મી :
લગ્નદિવસ : ૧૧મી :
શીરીનકરની "ઝેરી છૂરી" ૧૧મી :
મધ્યમ દશા ઈન્કારી : ૧૧મી..
"એ નિર્માણ પણ બહુ સુન્દર છે": ૧૧મી :
ને, ગગન ભેદી તે 'સ્વર્ગનો સાદ'
સંભળાવ્યો અન્ધારાં વાદળાં ચીરી તે પણ ૧૧મી.
આબાદ છે તે ૧૧મી : આફ્રીન છે :
ચાંદરોઝ છવ્વિશમો મઝહબ મુતાબિક :
પ્રેરિતનૂં – ખુદ શાસ્ત્રનૂં વચન છે :–
હઝારો મહીનાની ઝિન્દગાની બરબાદ છે
એક લયલત્ – ઉલ્ – કાદર સિવાય.

કુહે છે કે, જોગી નવો બોલ બોલે
બરાબર બારે વરસે !
પોતે પિછાન કરાવેલી છે :
ઉકેલાયૂં છે ને ગઈ કાલે જ
હજી તાઝૂં કરાયૂં છે :
"હમે જોગી બધા વરવા"—!
જોગીની ભાષા જગત્ નથી ભણ્યૂં પણ :
પયગામ તાઝા કરવા ઘટે
વાઝબી લાગે તો.
અહીં તો દંગો ઉઠાવવાને કૌવત નથી અત્યારે !
ઝમાનો તો વખ્તોવખ્ત આંખબદલી કરે :
કાલ નવૂં તે આજે જૂનૂં :
ને આજે નવૂં તે કાલ્યે જૂનૂં :
ઝુકવાને તૈયાર છે !
પણ ઝુકાવવાપણું રહેતૂં નથી

ઝુકાવનારને મન .
બાકી રહીએ છીએ તો માટીનાં ખંડેરે :
ને માટીનાં રહેનારાં માટી દેખતાં નથી !
ને માટી સિવાય બીજાની પરખે નથી !
કિસ્સે મજનૂંના કાઝી તો ઠેકઠેકાણે છે
ને રોટલાની કે પત્થરની તો પિછાને નથી,
અમ લોકને – ગાંડી ગૂજરાતને !
રોટલાને બદલે પત્થર કરડાય છે :
ને પત્થર પરખાવનારને મ્હોડે ડૂચા દેવાય છે !
જિગર પથરા જેવાં બનાવાય છે
ને શરીરમાં જીવી શરીર જ જોવાય છે .
ઓ પ્રભુના પ્યારા પયગમ્બર ! દાદ પ્હોંચાડ !
ને પયગામ તાઝો કર : વાઝબી લાગે તો .
પ્રભુતા પ્રેરાય , પ્રેમભક્તિ અવતારાય ,
ને વેરાન મુલકમાં કંઇ આર્દ્રતા સોહાય તો !
पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत् ॥
કંઇ સુરામૃતની આશા ત્યાં — ?
કંઇ સ્નેહના પ્રાણ ફૂંકાય ?
આહ પ્હોંચાડ કંઇ : રાસ્ત લાગે તો .
વચન છે કે,
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥

ઓ પયગમ્બર ! આપણા ભાઈએ કહ્યું છે :
‘ કવિઓ તે પયગમ્બરો છે ! ’
ને બીજૂં પણ કંઈ કંઈ કહ્યૂં !
પણ બધાં યે ઉપાસક છે
એક જ સવિતાનાં .
એક પ્રકારે કે ‘ અન્ય પ્રકારે ’ .
પ્રકાર તો બદલાતા છે : સવિતા તેનો તે .

કવિ તે પયગમ્બર : ત્યારે પયગમ્બર તે કવિ ?
ઈસા પયગમ્બર–મુસા પયગમ્બર : બધા કવિ ?
નવીન દેવાલયના અનુયાયીઓ કહે છે ,
ને અમેરિકાનો વિચારક અનુમોદે છે કે ,
સ્વીડનબોર્ગ પયગમ્બર ! તે ય કવિ ?
પયગામે નૂર પ્હોંચાડે તે બધા ય કવિ ?
પણ સંશય કશો જ નથી .
પ્રભુ પોતે કવિ છે :
કુદરત ત્હેની અનન્ત કવિતા છે :
પ્રકૃતિના પુસ્તકમાં એ ઉકેલી શકાય :
એ કવિતાના હર્ફ કદાપિ સૂકાતા નથી :
ને જેને આંખ હોય તે ઉકેલી શકે .
શી અદ્‍ભુત કવિતા — શો અદ્‍ભુત કવિ !
સ્નેહી એ ગાનમાં હરદમ સૂરો સાંભળી શકે
ત્રોટક સિવાય તમામ .
અભંગ તાલબન્ધ જાણે નિત્યે તાઝા .
ને પયગમ્બરો પણ તેવા જ કવિ .
ત્હારો સ્નેહ એ ત્હારી બધી કવિતા છે .
કવિતા કહો કે પયગામ કહો :
પણ એણે જ હજી નવા કવિ કસાવાના છે .
સ્નેહી કહું કે પયગમ્બર ?
કલાપીનો કેકારવ કહું કે સ્નેહની ગીતા ?
અગર જો કે , અનામી છે સ્નેહનું શાસ્ત્ર :
ને અભ્યાસ પણ જાણે હજી આછેરો છે :
તદપિ , ઓ પયગમ્બર ! ત્હારી પ્રેરિત વાણીને –
ત્હારી કવિતાને – ત્હેના માહાત્મ્યને
સહસ્રધા વન્દન . વન્દન .

ઓ **કલાપી** ! **કીર્તન** ફળે છે !
ને સંભારણાં પૂજાય છે !
પણ પૂજનારી આંખો ?
ત્હેં કહેલૂં : " દરગુઝર કર – "
પણ નથી મળી મ્હને **માફી** .
પણ આશા છે : ઉમેદ છે .
" **સા**કીને ઠપકો " નથી દેવાનો !
નિજપણમાંથી આવે તે બધૂં કાર્પણ્ય , નહીં ? **બન્ધુ** ?

પ્રેમ **પોતે** પ્રભુ છે .
**પ્રેમ** એટલે **સ્વાર્પણ** :
આન્તર બાહ્ય **સર્વસ્વ સમર્પણ** :
**પ્રેમ** , **પ્રેમાસ્પદ** ને **પ્રેમી** :
**ધ્યાન** , **ધ્યેય** ને **ધ્યાતા** :
એ **પ્રવાહ** **પોતે** **પ્રભુ** છે .
છતાં બીજી મ્હોટી મ્હોટી મીમાંસાઓ ,
કૂહે છે કે નજીકના ભવિષ્યમાં છે !
ને ફિલ્સુફોમાં ગર્ભ પોષાય છે હજી !
અવતરશે ત્યારે સવારી આવશે
કદાચ નજરાણૂં ઉઘરાવવા .
ન્હોરશે જેને તંગી હશે તે
ને હૈયે હજમીની હામ હશે તે .
મગર , દફતરે છે જ નહીં
**સૂફી**ઓએ કોઇને સલામી આપ્યાનો દાખલો –
સિવાય **સાકી** , **સનમ** , ને **શરાબ** .
સાંભળે જ શી રીતે કાન વિના ?
એમના કાન તો દેવાયલા છે –
ખેરાતમાં **માશૂક**ને નવાઝેલા છે .
એ લોક જાસ્તી નથી જાણતા :

ફકત ફના ફિદાહ .
**संशयात्मा विनश्यति** એ જાણે છે.

ઓ **સ્વાર્પણ**મૂર્તિ ! ઓ **પ્રે**મસ્વરૂપ !
ત્હને **સ**મર્પણુ આ ' **થા**કેલૂં હૃદય ' :
**એ** વિરમેલૂં છે , **મ**હાત્મન્ !
**પ્ર**ણુય પામેલૂં છે , **દ**યાલુ !
સંસિદ્ધ એ સિદ્ધાર્થ થવા ચાહે છે, **દે**વ !
સ્નેહમાં શામિલ છે , **જો**ગીરાજ !
આપની ધૂનીની ખાકે એ જીવ્યૂં છે , ઓ **અ**વધૂત !
સમર્પણુ હો તે , **સ્ને**હસ્વરૂપ !
**સ્ને**હદ્વારા ને **સ્ને**હપૂર્વક .

**ધ**રતી તો સ્નેહયોગ ભૂલેલી છે :
બહુ અજાણ્યૂં થઈ ગયૂં છે :
પંડિતોને કે કવિઓને તો હોય કદાચ !
પણુ **રા**જયોગના અભ્યાસીને
કે **ફિ**લ્સુફ-**મી**માંસકને તો ન હોવૂં ઘટે .
કોઇ **કા**શી-**મ**થુરા :
કોઇ **મ**ક્કા-**મ**દીના :
ને કોઇ **પૅ**લેસ્ટાઇન-**જે**રુસેલ્મ .
પણુ ઘણી ઘણી ત્રિવેણીઓનો સંગમ છે
**સ્ને**હાત્માનૂં કેન્દ્ર સાંપડે ત્યાં .
**સ્ને**હી **રા**જયોગી યે થાય :
ને જીવન્મુકતે થાય :
**यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ।**
એ આવે છે-આવે છે કૂચમાં મઝલ કાપ્યા પછી
**क्षणे क्षणे यन्नवतामुपैति**
**तदेव रूपं रमणीयतायाः** ને રસ્તે જ .

મુસાફિરીમાં તો મુકામો છે :
ને વાટે સૌ સંગાથી થનારાં છે :
ને એક જ છેવટનો મુકામ .

**સ્નેહનું શાસ્ત્ર** તો **ચેતનનું** છે :
જડનૂં નથી : શરીરનૂં નથી :
**આન્તરનૂં** ને **અનામી** છે .
પણ ઓ **વિરલ વિભૂતિ** ! શૂં પ્રાર્થૂં ?
અત્યારે તો—વ્યાકુલહૃદય છૂં :
ને શૂં અવિદિત છે **સ્નેહને** ?

**ભારતી મૈયાના** એક **ભાસ્કરભક્તે** ભવિષ્ય ભાખ્યૂં **છે** :—
**यो सा वास्ते योगसिद्धः कलापग्राममाश्रित :।**
**कलेरन्ते सूर्य्यवंशं नष्टं भावयिता पुन : ॥**
ઓ **સૂર્યના** પૂજારી ! એ તે હવે ભૂત કે **ભવિષ્ય** ?
**સ**નાતન સમજૂં છૂં હૂં તો .
આપણા **બન્ધુએ** તો સ્પષ્ટ જ કહેલૂં છે કે ,
પોતે — **કલાપી** જ **અવતાર** છો **પ્રેમભક્તિના—પ્રેમશૌર્યના**
અમારે અહીં—ગૂજરાતમાં તો .
ઓ **શાશ્વતી** ભૂમિના નિવાસી !
**નમન** ! ઓ **પ્રેમયોગી મહાત્મન્** !
ઓ **સુરહૃદય** ! ત્હેને **અનન્ત નમન** .
ઘેલા શા ઉદ્‌ગારો છે આ બધા !
ને અન્તે હવે તો ,
**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।**
**स्थितोऽस्मि गतसन्देहः करिष्ये वचनं तव ॥**
**ધનઞ્જયના** એ ઉદ્‌ગારોમાં
વિરમૂં છૂં , **મહાત્મન્** !
દ્રવી પડતો સોલ્લાસ .
**ॐ नमः प्रेमस्वरूपाय। नमः प्रेमधर्म्माय ॥ ॐ ॥**



# પરમાત્માને પ્રાર્થના



પ્રણયસ્વરૂપે હું પ્રણામૂં, પ્રભો !
કરૂં અન્તરમાં કંઇ તાઝૂં, પ્રભો !
સ્મરી નામ સનાતન ત્હારૂં, પ્રભો !
જલ નેત્ર તણૂં કંઇ લૂછૂં, પ્રભો !

તૂં પ્રણાયક પ્રેમ તણો જ, પ્રભો !
તૂં વિનાયક, વિષ્ણુ, વિધાતૃ, પ્રભો !
તૂં વરેણ્ય, તૂં વેદ, તૂં રુદ્ર, પ્રભો !
તૂં અનન્ત મહેશ્વર, ઇન્દ્ર, પ્રભો !

હિત, સ્નેહ તણો તૂં સવિતૃ, પ્રભો !
શુચિ શાશ્વત માતૃ, તૂં પિતૃ, પ્રભો !
અજરામર બાલ તૂં દિવ્ય, પ્રભો !
નવનન્દકિશોર તૂં ભવ્ય, પ્રભો !

શિશુ ગોકુલનો ગિરિધારી, પ્રભો !
વ્રજના વનનો તૂં વિહારી, પ્રભો !
ભજનાર તણો ભરવાડ, પ્રભો !
રમનાર અખંડિત રાસ, પ્રભો !

કુસુમાક્ષત છે નહીં આજ, પ્રભો !
નથી ચન્દન કે નથી અર્ધ્ય, પ્રભો !
અવિદિત ત્હને ન પૂજારી, પ્રભો !
વિધિનૂં ઉર ના અધિકારી, પ્રભો !

હૃદયાશ્રુ હજો મુજ અર્ધ્ય પ્રભો !
સ્મૃતિ એ મુજ કીર્ત્તન સર્વ, પ્રભો !
મુજ પ્રેમ, પ્રભો ! મુજ પુણ્ય, પ્રભો !
મુજ હો તુજ પ્રેરિત કુણ્ડ, પ્રભો !

કરૂં પૂજન શું ! નથી ભાન, પ્રભો !
અધુરૂં હજી છે મુજ જ્ઞાન, પ્રભો !
ઉર એક જ ગાનનૂં તાન, પ્રભો !
ચન્દ્રૂ એ જ વનસ્થ વિતાન, પ્રભો !

ન ગૃહસ્થ નથી ઘરબારી, પ્રભો !
છૂં ગરીબ હૂં પ્રેમભિખારી, પ્રભો !
દીધી ભીખ : લીધો ઉર ભેખ, પ્રભો !
બહુ સુન્દર શા વિધિલેખ, પ્રભો !

તપૂં પ્રેમપ્રતાપિની ધૂની, પ્રભો !
વદવૂં શૂં ! ઘટે થવૂં મુનિ, પ્રભો !
તુજ ધન્ય ગણિતભૂમિતિ, પ્રભો !
લહૂં ન્યાય, પ્રમીતિ, વિભૂતિ, પ્રભો !

સહુ અન્દર છિન્ન સમાજ, પ્રભો !
સહચાર બરાબર છે ન, પ્રભો !
બલ આપ ઉરે બહુ કલાન્ત, પ્રભો !
સહુ વિગ્રહ થાય પ્રશાન્ત, પ્રભો !

ભૂલી ધર્મ વિધર્મ વહે ન, પ્રભો !
સજી સ્નેહ ત્યજે વ્યભિચાર, પ્રભો !
નિજ દેશ પૂજે ન વિદેશ, પ્રભો !
અભિલાષ ઉરે ન વિશેષ, પ્રભો !



# નન્દનક્ષેત્ર



**ચન્દનક્ષેત્ર** છે આ શું ? છે વા **નન્દનક્ષેત્ર** આ ?
રમે છે **રાસ** શું આજે, નમ્ર સૌ ઉરદેવતા ?

આજે **નવીન રસદર્શન** થાય છે કૈં,
આનન્દ આ સ્થલ વિશે કંઇ ઉભરે છે;
સુતો હતો – જગત ત્યાં કંઇ દિવ્ય દીઠું,
જાગી ઉઠી જગત જોઉં, અહા ! મધુરૂં !

વ્હાલાં બધાં ગૃહ અને ગૃહદમ્પતિઓ,
ત્યાં ભેટી ભેટી અહીં આવી રહેલ આજે :
આતિથ્ય પામી બહુરંગી ગૃહી જનોનૂં,
ઠેર્યૂં અહીં જિગર **ચન્દનક્ષેત્ર** વચ્ચે.

રેલાતી **ચન્દ્રી** ફરી આજ જ નિરખૂં છૂં :
શ્વેતામ્બરી **નવલ** શી તુજ મૂર્ત્તિ દેખૂં !
કૈં સ્વપ્ન સુન્દર, અહા ! નઝરે તરે છે,
ને તે જ **તેજ**પ્રભુતા હૃદયે ભરે છે.

અદ્‌ભુત શી **પ્ર**ભુદયા અહીં ઉતરે છે !
સૌને **પ્ર**ભુમય થવા **પ્ર**ભુ નોતરે છે !
વ્હેંચે પ્રહર્ષભર્યૂં **પ્ર**કૃતિ મિષ્ટ લ્હાણૂં,
ત્યાંથી જ કૈં ગરીબ આ ઉર આજ પામ્યૂં.

પ્રેરાયલી શી હતી **પ્ર**કૃતિ હર્ષપૂર્ણ,
ઔદાર્યપૂર્ણ **પુ**રુષે **પ્ર**ણયસ્વરૂપ,
જ્યારે રચ્યો રસભર્યો **વ**નમાલિકાએ,
અદૃષ્ટ સુન્દર નભે **નવ**લો બગીચો !

ને, પ્રાણુપોષક હતી ગગને પ્રભા શી!
શી દિવ્ય વાયુલહરી ઉર ચુમ્બતી'તી!
શાં છત્રચામર કરે રસરૂપ દેવો!
ને દેવીઓ સકલ મંગલ ધોળ ગાતી!

તે કાલ! તે સફલ જીવનમાં ખડો હૂં!
તે કાલ! પૂર્વસ્મૃતિનો ફરી આજ પામૂં!
તે કાલ! તે અજબ જ્યોતિ! શૂં શૂં વિચારૂં?
તે તેજપદ્મ તણી પાંખડીને પ્રણામૂં.

તે રમ્ય, સુન્દર, મનોરમ, દિવ્ય બાગે,
તે તે પુરાણપુરીમાં યમુનાકિનારે,
તે ધન્ય દર્શન અજાયબ! ઉર પામ્યૂં,
હા! ભાગ્યશાલી! અહ! શાશ્વત પદ્મ કેરૂં!

આજે અહીં ય નવદર્શન સાંપડે છે:
હૈયું નવીન રસમાં ફરીથી દ્રવે છે:
છે કૈં ન નૂતન: તથાપિ યુગાન્તરે આ,
હૈયું નવીન હસવા ફરીથી શિખે છે.

છે હાસ્ય હાસ્ય નહીં: રોવૂં નથી જ રોવૂં:
એ મન્ત્રમાં જીવન સર્વ હવે જ ખોવૂં:
એ મન્ત્રના કંઇક ભેદ તણી જ ઝાંખી,
આતિથ્યમાં થતી, અને સ્મૃતિ થાય તાઝી.

આ પ્રકૃતિ હસતી કૈંક મીઠૂં મધુરૂં!
ગાતાં ઉડે ખગ બધાં ય અહીં સૂરીલૂં!
કૈં સૂક્ષ્મ નાદ સુણૂં આન્તર દ્વારમાંથી!
ને, દિવ્ય દિવ્ય ટહૂકા ફરી એ સુણાતા!

સૌ ક્ષુદ્ર બન્ધન, અહા! શું ઢીલાં પડે છે!
જ્યાં કોઇ દિવ્ય ભૂમિમાં ઉર વાસ પામે!
સ્વર્ગીય શાસક નિયન્ત્રણ જ્યાં જડે છે,
કાર્પણ્ય ક્યાં કશું ય ત્યાં કદિ યે નડે છે?

આજે ફરી સરવરે પ્રિય હંસ દેખું,
ચારો મળેલ ઉર તૃપ્ત હસે રસીલું!
મીઠી, અહો! રમત શી જલમાં કરે છે!
સ્વચ્છન્દમાં રત! શું કોઇથી યે ડરે છે?

મ્હારા ગરીબ ઉરની પ્રભુપ્રાર્થનાઓ,
પ્રેમસ્વરૂપ પ્રભુપુનીત કલ્પનાઓ,
ને, આ સુષુપ્ત હૃદયે નિરખેલ ચિત્રો:
સૌનૂં પૃથક્કરણતત્ત્વ, અહો! હશે શું?

આશા હતી ન, હમણાં દૃગ પામવાને,
ખીલેલ પુષ્પ બગીચે અવલોકવાને,
વ્હેતા પ્રવાહ કદિ કૈં પલટાવવાને,
કે ક્ષુબ્ધ ઊર્મિ તણૂં જોર શમાવવાને:

લાંબી મુસાફિરી વિશે તસૂ માપવાને,
ઔદાર્યપૂર્ણ રવિરશ્મિ નિહાળવાને,
વ્હાલાં મીઠાં મૃદુ ઉરે ઉર ચાંપવાને,
સૌન્દર્ય પ્રકૃતિ તણું ક્ષણ પૂજવાને:

કે, ફિલ્સુફી ગભીર કૈંક વિચારવાને,
પ્રેમાબ્ધિ ઊર્મિ પર ઊર્મિ ઉછાળવાને,
આનન્દનો પ્રણયસાગર મન્થવાને,
ને એ નિમજ્જનથી કૈંક સ્વીકારવાને:

ગૂંચાયલાં વમળ સર્વ વટાવવાને,
દીઠું – અદીઠું ગત સૌ પરવારવાને,
કૈં **પ્રેમમન્ત્ર** ઉરતન્ત્ર ઉકેલવાને,
તે તે જ **તેજ** પરિવર્ત્તિત કૈં થવાને:

તે **પદ્મ**પ્રેમકલિકા ઉર પોષવાને,
વ્હેતા ઉરે **ન**વીન કો રસ રેડવાને,
ગમ્ભીર શાન્ત **ન**વસ્તોત્ર ગજાવવાને,
ભીંતો:ય ચૂર્ણ કરી ગાળી બધી પીવાને:

જૂઠું મળેલ સહુ હીર ગુમાવવાને,
ને લ્હેણુદેણુ અહીં એમ પતાવવાને,
એ એ લલિત ઉરલ્હાણુ વધાવવાને,
સેવા **ન**વીન **પ્ર**ભુતાની બજાવવાને:

**દૈ**વત્વ **ચ**ન્દ્રીનૂં ઉરે અવતારવાને,
જ્યોત્સ્નાભરી **ન**વલ પાંખ પ્રસારવાને,
ધીખેલ કૈં **ન**વી ગતિથી શમાવવાને,
તે તે જ **તે**જગગને દૂર ઉડવાને!

કિન્તુ, **પ્ર**ભુની **પ્ર**ભુતાનૂં ઉદાર લ્હાણૂં,
જોઈ શકે કૃપણ શૂં જનનેત્ર ન્હાનૂં,
ટેવાયલૂં જ સ્થૂલતા ગ્રહવા લઘુતા,
લોભાઈને શબથી પ્રાણ ઉપેક્ષવાને,

ચાંચલ્યપૂર્ણ જડરૂપ ઉપાસવાને,
જોવા ભ્રમાત્મક જ તત્ત્વવિહીનતાને,
પ્યારાં પ્રલોભન ગણી ગણકારવાને,
નિર્વાહ ત્યાં જ ભરવા, દગ રોપવાને!

હા ! તે જ તેજપ્રભુની મધુરી દયા શી !
આકાશથી વરસતી હસતી પ્રભા શી !
આજે નવી પ્રણયરાગિણી શી સુણાતી !
ગાતી શી પ્રકૃતિ અનિર્વચનીય ખ્યાતિ !

આ ચન્દ્રિકા સ્મિતભર્યો અમીધોધ રેલે !
વ્યોમાન્તરે ઉડુગણે હસતા રમે છે !
સૌ સ્નેહસ્તોત્ર કંઇ ગૂઢ , અહા ! ભણે છે !
જ્યાં સુણનાર ઉર ત્યાં બધૂં યે ભરે છે !

આ ક્ષેત્ર ચન્દનતણૂં ? સુમુહૂર્ત્ત વા આ ?
આ સૌમ્ય, સ્નિગ્ધ વચનો અહીં સાંભળૂં શાં !
આશ્વાસવા શૂં ડગ ગોઠવવા ફળે છે ,
આજાનબાહુ નવવીર્યજ ક્ષેત્રપાળ ?

આ ક્ષેત્ર ચન્દનનૂં ? નન્દન ક્ષેત્ર આ વા ?
પ્હેલો જ પામ્યૂં પ્રણયાશ્રય ભગ્ન હૈયું !
ને , વાંચ્યૂં જ્યાં હતૂં છુપૂં હૃદયાશ્રુ એક ,
તે તે જ ક્ષેત્રભૂમિના ત્રુઠતા શૂં દેવ ?

જ્યાં કોઇ દેવપગલાં સમૂં સાંભળૂં છૂં !
કો ભવ્ય ભર્ગપુરીના દરવાન જેવૂં !
ગમ્ભીર વાણી નવસ્વાગતમન્ત્ર ભાખે !
તે ભૂમિ દેવભૂમિ ! નન્દનક્ષેત્ર મ્હારે !

તે તે જ તેજભૂમિ દેવભૂમિ કહૂં છૂં ,
જ્યાં ચન્દ્રિકાની ઉર સૂક્ષ્મ પૂજા ભણૂં છૂં ;
પામૂં છૂં જ્યાં નવીન પૂજનમન્ત્ર આજે ,
તે તે જ નન્દનભૂમિ મુજ વન્દનાર્થે !

એ ચન્દ્રિ ! જ્યાં પ્રણયરશ્મિ પૂજેલ ત્હારાં ,
ને રેડી આશિષ ઉરે ગમગીન ચ્હેરે :
જે સ્થાન આજ નવદર્શન દાખવે તે ,
યાત્રાર્થ નન્દનભૂમિ અભિનન્દનાર્થે !

એકાકી યાતૃભૂમિ અદ્‌ભુત વિશ્વમાં છે ,
ને વિશ્વ પાર પણ એક જ એક એ છે ;
કિન્તુ , નવીન વિધિ પૂજનમન્ત્ર પામે ,
આ સ્થાનમાં હૃદયનન્દનક્ષેત્ર મ્હારે !

કોઈક ન્યૂટન નવો ઉરને જડે આ :
કોઈક વૃક્ષ , વિટપે , ફલ , પુષ્પ , શાખા ,
કે , પર્ણ , કો ઝરણ , કોઈ સુધાંશુધારા ,
વા બિન્દુ , બિન્દુ પ્રતિબિમ્બ ઉપાસનારા –

આ હંસ , મોર અથવા છબિ કોઇ ! કોઈ ,
સ્વેપ્સિત કે નયનના પથમાં પડેલી ,
ત્યાં ઉતરી ઊંડૂં જવા , હજી છેક ઊંડૂં ,
એ શિખવે નવલ લૈન્ચ ઉદાસ થાવા .

મ્હારૂં ગણિત તણૂં જ્ઞાન ઘણૂં જ કાચૂં :
પૂરી ભણ્યો ન અધરી હજી ‘ બાદબાકી ’ !
ત્યાં આ જ આ નવીન ગાણિતી શિખવે છે ,
અદ્‌ભૂત વસ્તુગણિતે નવૂં ગુણવાને !

યૂકિલડ કો નવીન આ અહીં ક્ષેત્ર વચ્ચે ,
માપે ઉભો ભૂમિતિ પ્રેરિત મન્ત્રધ્યાને !
આકાશમાં અજબ દૃષ્ટિ ટકાવી ઊર્ધ્વ ,
આ કોણ ભાસ્કર ગ્રહોનૂં ગણિત ભાખે ?

આ કોઈ એક **ઋષિ** **સ્વાર્પણ**હોમયજ્ઞે,
હોમે ખુશીથી નિજ અસ્થિ, અહો! સ્વહસ્તે!
કાર્પણ્ય – ક્ષુદ્ર નિજતા વિષ એ ગણે છે,
ચીરી શરીરપણું **શા**શ્વતમાં જીવે છે!

આ **સાધુ** કોઇ ભગવું ઉર **પદ્મ**શાયી,
આધેડ, શાન્ત, પ્રિય, ગમ્ભીર, દંડધારી,
ઉચ્ચારતો **નવલ** પ્રેમલ દૃષ્ટિપાતે,
જાણે કંઈ, અહહ! ગુહ્ય ભવિષ્યવાણી?

આ કોણ? કોઇ હબસી તણી દેવી **મા**તા,
રૂડા, મીઠા, પ્રિય શિશુકર ચાંપતી શા,
વ્હાલે મુખે ફરી ફરી ફરી ચુમ્બનો દે,
**સૌ**ન્દર્યદેવી તહીં નૃત્ય અધીન નાચે!

આ થોકડા કરી કરી અહીં ગોઠવે છે,
કૈં કાયદા રચી રચી **મ**નુ દક્ષ વૃદ્ધ!
કો **પા**ણિની ન નિરખ્યો ભૂલ ભાખવાને,
ભાષાવિશુદ્ધિ તણું ભાષ્ય ભણાવવાને!

આ **વ્યા**સ! વૃદ્ધ ઉર! પ્રાચીન સ્થાનમાંથી,
આવાહી, પૂજી, કરી રાજી લખાવી લે છે,
કૈં **બુ**દ્ધિદેવીકરથી, **ક્ષ**ણ **ધ**ન્ય પામી,
શા શા વિલક્ષણ વિચારઝરા વહે છે!

આહા! નવું શું **ય**મુનાજલ વિસ્તરે છે!
શાં આરડે ઘણુ **નવીન** કદમ્બકુઞ્જે!
**ગો**પાલ ગાય **નવ**લા સૂર બંસીના ત્યાં,
શાં ધ્યાન, માન ધરી તાલ તમામ દે છે!

શાં આજ આ અહીં નિહાળું નવીન ચિત્રો !
ને, જ્યોત્સ્નિકા નયન દીન નવીન પીતું !
હૈયું ફરીથી હસતું ! હસતાં દ્રવે છે !
ને, પ્રકૃતિવદન કૈં અમૂલું ઝરે છે !

આ સ્વપ્ન શું ? જીવન, મૃત્યુ, શરીર આ શું ?
શું વિશ્વ આ ? મગજ આ ? ઉર આ હસે શું ?
આ સ્વપ્ન ? કે સકલ શ્રુતિ સમાતની આં ?
કે, તે જ તે જ પ્રિય પૂર્વસ્મૃતિ, અહો ! આં ?

આ સ્વપ્ન નન્દનવને નિરખેલ સાચું ?
ને વિશ્વ સ્વપ્ન અનુરૂપ થનાર સ્વપ્નું ?
વ્હાલી બધી ય અથવા મુજ ભાવનાઓ,
ચિત્રો બની ગહન આત્મપ્રદેશ મ્હાલે ?

થાકી ઉભેલું દૃઢ ચિન્તન એકમાં આ,
કિલ્લા તણા નવલ દ્વાર સનીડ હૈયું,
આશા ધરી નવીન કો રમણીયતાનો,
આવે ત્વરિત પગલે સુર દ્વારપાળ ?

રે ! રે ! પરન્તુ, રમણીય નવીનતાને,
ટેવાયલું ન ખમવા દૃગ ભવ્યતાને,
લે કૈં વિરામ નિરખી નરસિંહરૂપ !
તન્દ્રાસુષુપ્તિવશ ત્યાં ઢળતું બિચારૂં !

કિન્તુ, દયાળુ સુરમંડળની કૃપા શી,
પન્થપ્રવાસી પ્રતિ વેગભરી વહેતી !
જાણી શકે શું ગતિહીન અજાણ્યું હૈયું ?
ખેંચે જ દેવ ગતિમાન તણી ગતિને !

તેણે જ આ જ રસદર્શનનો અનેરો,
ભીરૂ પ્રવાસીઉરમાં ભરવા દિલાસો,
લ્હાવો દીધો **નવીન** – **નન્દનક્ષેત્ર** કેરો,
કો ક્ષેત્રપાળ ઉર આશિષ ક્ષાત્ર પ્રેરે!

ચિત્રો અનેક શમણે નિરખેલ મીઠાં,
જાગી ઉઠી મધુર તે પ્રતિબિમ્બ દીઠાં;
ઉત્થાન છે ન અથવા ન નિપાત જાણૂં,
છે આ પ્રવાસી ઉર અગ્ર **અનન્તતાનૂં**!

આશા, પરન્તુ, **નવદર્શન** આપનારૂં,
આશિષ એક જ સુદર્શન રક્ષનારૂં,
કો વિશ્વતન્ત્રગતિમાં બલ પૂરનારૂં,
તે તે જ **તેજ**થી ફરી અજવાળનારૂં.

આ દીન ઉર અહીં નૂર **નવીન** પામે,
કૈં પૂર્વના પરિચયે પ્રીતિપૂર્ણ સ્થાને;
મ્હારૂં ન કાંઇ અહીં, છે મુજમાં ગરીબી:
આ ધન્ય! ધન્ય! **સુ**રનન્દનક્ષેત્રભૂમિ!

એ એ જ **સ્નેહ**, **બલ**, **જ્ઞાન** **નવીન**, **આસ્થા**,
કૈં ભ્હેવરાવી ઉરભાવ સુતા જગાડ્યા!
તે દિવ્ય **નન્દનભૂમિ**! **સુરભૂમિ** માટે,
સ્વપ્ને ન પાત્ર ઉર આશ્રય તો ય આપે!

એ ધ્યાન, એ **નવીનતા**, ઉર એ જ આશા,
સ્વીકારતાં નમન એક નમી પડે છે!
તે **તેજ**પદ્મ તણી પાંખડી! ભવ્યતા એ,
નેત્રે નિહાળી ઉર ચાંપી જરી હસે છે!

ઓહો ! અનેક શમણાં હૃદયે રમે છે !
પ્રત્યેક વસ્તુ નિજ સ્વપ્ન થવા મથે છે !
ને , એમ એમ જ હજી પણ વાધવાને ,
એ માર્ગ નન્દનતરુવર લાધવાને –

કો દેવતા નવીન આ ધરતી તણા કૈં ,
આમન્ત્રતા અમ ઉરે ! સખી જ્યોત્સ્નિકામાં,
રૂપેરી આ જ નવલી રસમૂર્ત્તિ કેરૂં ,
દોરે કરાવી પ્રભુદર્શન ! ત્યાં વહેવૂં .

ચન્દનક્ષેત્ર છે આ કે ? છે શૂં નન્દનક્ષેત્ર આ ?
રમે છે રાસ જ્યાં સ્નેહે , નમ્ર સૌ ઉરદેવતા !



## અજાણ્યૂં ઝરણૂં



અજાણ્યા કો પ્રદેશોથી, અનેરૂં ઝરણૂં વહે :
અહા ! શૂં શૂં અનિર્વાચ્ય , આ તેમાં વહી જાય છે ?

ક્યાં એ હશે અજબ નિર્ઝર આદિસ્થાન ?
જોડાઇ ક્યાં જઇ હશે થતૂં અન્તવાન ?
એનૂં હશે મુખ સનાતન અબ્ધિમાં શૂં ?
વા એ હશે , અરર ! કો રણમાં સમાતૂં ?

થાય છે મન જોવાને , ક્યાં એનૂં મૂલ સ્થાન છે ?
અને , ક્યાં ક્યાં વહી અન્તે , એ સૌન્દર્ય સમાય છે ?

પ્રભુના – પ્રેમીના , પ્રિયતમ છબિના સ્મરણમાં ,
હશે કૈંકે સામ્ય પ્રણયપથ ને આ ઝરણમાં ?
વિચારો એવામાં ઝરણ ભણી નિઃશબ્દ પગલે ,
જતો કાંઠે કાંઠે અતિશય હું આતુર નઝરે !

કૈલાસેથી હશે વ્હેતૂં , વિશુદ્ધોદક ગંગનૂ ?
કાલિન્દીના ધરાનૂં વા , વારિ કાલીયસંગનૂ ?

ચાલ્યો ચાલ્યો દૂર દૂર જતો કોસના કોસ માપ્યા ,
ના પામ્યો એ ઝરણમૂલ વા ભેદ પૂરા ન ભાગ્યા ,
ન્હાનૂં ન્હાનૂં ઝરણૂં નિરખૂં આવતૂં ઠેઠથી શૂં !
વ્હેતૂં વારિ વિજન વનમાં ક્યાંથી આ વાહિનીનૂં ?

સુતેલો સિંહ સુસ્તીમાં , તૃષાર્ત્ત હૃદયે રુવે !
જાય છે જલ ચાલ્યૂં ત્યાં , પાણી કાં ન મુખે પીએ ?

અરર ! પણ , અહીં આ કેમ આવૂં દીસે છે ?
અવિશદ જલ આ શૂં નીલરંગી વહે છે ?
અરર ! અરર ? આ તે ઝેરનો શૂં ઝરો છે ?
કપટમય , અરેરે ! મૃત્યુનો આ ધરો છે ?

સારૂં કે ઝરણો સો યે , ઝેરનાં વહતાં નથી :
અને , આ કાળ જેવાં કો , તે ઝાઝૂં ટકતાં નથી !

બધી ય મુજ શૂં ખોટી ખોટી પડે ઉરકલ્પના ?
હૃદય પણ શૂં વારે વારે કરે હજી વઞ્ચના ?
નયન સહુ આ દેખાવો શૂં જુવે કંઇ સ્વપ્નના ?
મૃગજળ તણા વા જૂઠા આ આ ઝરા શૂં પ્રપંચના ?

સિંહે ત્યાં ચોંટતાં પીતી , અદ્‌ભુતાશ્ચર્ય આંખડી !
ખડી એ તો કલાદેવી ! સિંહે સાચો નથી !

કૈં કૈં ઉરે થતું ભરેલ અજાયબીથી !
રોપાય ત્યાં ઝરણમાં દૃગ આ ફરીથી !
રે ! ત્યાં વ્હેણે જ ! જનથોક જણાય ન્હાનો !
નીચાં નમે સહુ ! હશે ઉર શો ઇરાદો ?

અરેરે ! રે ! અજાણ્યાં કો, પીવા એ જલ માંડશે !
દેખી એવૂં, અરે ! હૈયે, શૂંનૂં શૂં થઈ જાય છે !

અરેરે ! રે ! આ શૂં ? જનહૃદય કાં ભૂલ કરતૂં ?
અવસ્ત્વારોપોમાં જગત કયમ આનન્દ ધરતૂં ?
અહો ! આ શી માયા ! ઉરદૃગ ન પૂરાં ઉઘડતાં !
પ્રભો ! સંરક્ષો સૌ ગરીબ ઉર મૃત્યુવશ જતાં !

જોરથી બૂમ પાડૂં–ત્યાં જાગ્રતિ આવી જાય છે !
ખોવાતાં કાબૂ આત્માનો, ગુસ્સે સ્હેજ થવાય છે ?

સ્વપ્ન છે વિશ્વ આખૂં ત્યાં, જાગર્તિ સત્ય સ્વપ્ન છે :
એ બે વચ્ચે સુષુપ્તિમાં, આ હૈયું પ્રેમમગ્ન છે.

ભીની ભૂમિ રણભૂમિથી ભલી જણાતી,
કિન્તુ, હલાહલપ્રવાહથી દુષ્ટ થાતી;
બ્રહ્માંડ વ્યાપ્ત સઘળૂં વિભુથી અણુ શૂં :
તો, આ હશે વિષઝરો પ્રભુથી સ્વતન્ત્ર ?

તેલ છે તલમાં તેમ, પ્રેમતત્ત્વ બધે વહે :
ઉપેક્ષી તત્ત્વ કાં હૈયું, ઝેરનાં ઝરણાં જુવે !



# સમાધિસ્થ સ્નેહયોગીને



ગુરો ! સુર ! સ્નેહના યોગી ! સમાધિ પૂજવા આવૂં :
ગરીબ હૈયું , સખે ! મ્હારૂં : ચ્હડાવૂં પુષ્પ શૂં , બાપુ !

ગુરો ! પયગમ્બરી ત્હારી , ભરી હૈયે થયો ઘેલો :
ભિખારી છૂં : મગર ભરૂંસે , ભરેલો છૂં હવે ચેલો !

દીધી, ગુરુ ! ત્હેં મ્હને દીક્ષા : હવે માગીશ હૂં ભિક્ષા :
ગુરો ! આજે અગર કાલે , શિખૂં છૂં હું અહાલેક !

ઘણો તુજ મામલો ગાયો : દીઠો : વેઠયો : ગુરો ! રોયો :
ગુરો ! અવધિ ! અહા ! અવધિ ! અજબ છે પન્થ ત્હેં જોયો !

મહા વિકરાલ ભૂખરમાં , ઠગી ત્હારી સમાધિ ના !
સખે ! સ્નેહી ! સહ્યૂં જે ત્હેં , જગત જાણી શકે ના ના !

સિકન્દર કે અકબ્બરથી ! જબર રાજ્યો જીત્યાં , રાજા !
બિરાજે મુસ્તફા સાથે ! સમાધિલેખ મ્હેં વાંચ્યા !

કલાપી ! ગાયૂં કેકામાં , અજબ , ગુરુ ! વેદનૂં ગાણૂં !
ઉઘડશે નેત્ર જ્યાં જ્યાં ત્યાં , કહેશે ગૂઢ કૈં છાનૂં !

ગુરો ! તૂં અગ્નિમાં ચાલ્યો ! શ્મશાને હોંશથી મ્હાલ્યો !
સનાતનમાં જીવ્યો , ખાકી ! અનિર્વચનીય તુજ ખ્યાતિ !

હમે અહીં ' અન્ધ–હસ્તિ 'નો , જૂઠો દાવો રચ્યો, દેવ !
કલાપી ! સ્નેહયોગી છો : અજબ ગુરુમન્ત્ર : ' હાલેક !

દયાલુ છો ! કૃપાલુ છો ! કરો પયગામ કૈં તાઝો ?
ઘટે વ્હાલાં ઉરે , ગુરુ ! તો , નવો સુરશબ્દ ઉચ્ચારો !

નિખાલસ સ્નેહી સુરહૃદયે , લખ્યા , અહ ! ભેખના લેખ !
તું યે , બુલ્બુલ ! ફકીરી ગા ! પુકારો : ઈશ્ક ' હાહૂક !



# ઇશ્કે અનલહક બોલો !



ઘૂંઘટપટ ખોલો ! સખિરી મોરી !
ઘૂંઘટપટ ખોલો !

દરસ લિયે તરસત , સખિ ! અખિયાં !
પ્રણયબચન કછુ બોલો ! સખિરી મોરી ! ૦

બંસી બજાવત બાલ અમર પ્રભુ !
સૂર સુની સુની ડોલો ! સખિરી મોરી ! ૦

સાગર સ્નેહકે બીચમેં સોયા !
ડોલત દિલહીંદોલો ! સખિરી મોરી ! ૦

સાથ અનાથકે સ્નેહબિભૂતિ !
ઈશ્કે અનલ્હક બોલો ! સખિરી મોરી ! ૦
ઘૂંઘટપટ ખોલો ! સખિરી મોરી ! ઘૂંઘટપટ ખોલો !



# દ્વારામતીને



દેવિ ! અહો દ્વારામતિ ! હતી પ્રેમપુણ્યપ્રભાવતી !
શી આજ, હા ! સાગરતટે, તુજ દામણી મૂર્ત્તિ ખડી !

તુજ નૂર ક્યાં ? તુજ શૂર ક્યાં ?
તુજ ધામ, દામ, દમામ ક્યાં ?
એ યાદવોના મ્હેલ ક્યાં ?
ક્યાં સ્નેહસરિતા રેલતી ?

શ્રી કૃષ્ણચન્દ્ર તણાં, અહો !
એ પ્રેમધર્મનિશાન ક્યાં ?
ક્યાં – પ્રેમભીની ભૂમિ ક્યાં ?
ક્યાં આજ, હાય ! ગરીબડી !

ક્યાં સુરસરિત સમોવડી,
સ્રોતસ્વિની સખી ગોમતી ?
મેલી અહીં આ દીસતી,
સાગર તણી શી વીરડી ? !

ક્યાં છે કુમારી સરસ્વતી ?
બ્રહ્મર્ષિઉર હાઝર હતી ?
જેને દિલે દ્વારામતી,
નિજ નેન શી વ્હાલી હતી !

શું શારદા હજી છે અહીં ?
જહીં શ્વાનને ય ગમે નહીં !
શી હેતહીણી ઝૂંપડી !
શું એ વિભૂતિ વસે તહીં ?

તુજ ધર્મધામ રુચિર શું !
રૂપ, નામ સૌ પલટી ગયું !
દ્વારામતી બદલાઇ શું !
શું 'દુવારકા' ! આ શું થયું ? !

ઇતિહાસની જૂની આરસી,
રજ તે પરે શી આ ચ્હડી !
ભીંત આંસુની આડી ખડી !
દેખે નહીં મુજ આંખડી ?

પ્રદ્યુમ્નની ધરતી અહીં !
અનિરુદ્ધ યાદ કરાવતી !
સ્મૃતિ પ્રેમધર્મની રાજતી !
મુજ પ્રીતિ ત્યાં તાઝી થતી !

દેવિ ! ઉષા ! પ્રણયાંગના !
ચૈતન્યજ્યોતિ ! વીરાંગના !
હૃદયે, અહો ! તુજ નામના,
સ્મરણે નવી ગતિ લાધતી !

ભીની છતાં ઉર આંખડી !
હજી યે જુવે કૈં વાટડી !
મુજ ઝિન્દગી લાલી ભરી,
ક્યારે ઉષા અજવાળતી ?

મુજ કલ્પનાની પ્રતિકૃતિ !
મુજ પ્રેમની આછી છબિ !
તુજ વ્યોમમાં શી આ પડી !
પણ, ગાન કાં ગાતી નથી ?



# વ્હાલા પ્હાડને



વ્હાલા હાલા ! પ્રિય ગિરિશિશુ ! સિન્ધના આદિ સ્થાન !
વ્હાલા હાલા ! ભરતભૂમિની સીમનૂં તૂં નિશાન !
વ્હાલા હાલા ! અવિચલ ઉભો યોગી શો ધૈર્યવાન,
સેવા કાજે, સુરજનનીની ! હિન્દના રક્ષણાર્થ !

વ્હાલા હાલા ! અડગ દીસતો યોધ તૂં વીર, બાપુ !
અર્ચ્યૂં છે ત્હેં, પરમય બની સર્વદા આયુ ત્હારૂં :
મીઠૂં કેવૂં પરમય થવૂં ! કેવી દૈવી મઝા છે !
ચાહૂં છૂં કે, મુજ પ્રિય ઉરે દર્દ એ દિવ્ય પામે !

વ્હાલા હાલા ! પ્રિયતમ ત્હને કોણ સર્વોપરિ છે ?
કોનૂં યોગી તુજ ઉર થયૂં ? ખાક કોની દિલે છે ?
કોણે દીધી યુવકવયમાં અંગ ન્હાને ય દીક્ષા ?
વ્હાલા હાલા ! જરીક કહી દે ! છે ઉરે શી અપેક્ષા ?

વ્હાલા હાલા ! બહુ જણ તૂંને બ્રહ્મચારી જુવે છે :
જાણે કે તૂં સહૃદય સખા આ સીમા સાચવે છે :
માને છે કે સુભટ વીર તૂં હિન્દના દ્વાર વચ્ચે,
ઉભેલો છે વિરલ બલથી વારવાને વિદેશી !

વાંચેલૂં મ્હેં સમજણ વિના નામ ભૂગોળશાસ્ત્રે !
વાંચ્યાં ત્હારાં સ્મરણ કંઇ છે વિક્રમો ઇતિહાસે !
હાલા ! તૂંથી બહુ બીધી હતી, રે ! વિરોધી વિજાતિ,
અફ્ઘાની ને તુરક, બલૂચી, આરબો ને ઈરાની !

કિન્તુ, વ્હાલા! તુજ સ્વરૂપ તો જોઉં છૂં ખાકી જેવૂં!
જાણે કોઈ પ્રણયતપસી બાળતો દેહ એવૂં!
વ્હાલા વ્હાલા! વિજન વનમાં મૌન ધારી ઉભેલો!
ભાસે ખાકી હૃદય દુ:ખીઉં! ભાર શો છે ભરેલો?

વ્હાલા! બાપુ! ખટક દિલમાં છે તૂંને શી? અરેરે!
વ્હાલા! વ્હાલા! હરદમ તપે, ભાઇ? તૂં કાં ગળે છે?
બોલી દે તૂં! તુજ ઉર વિશે ભીતિ, શંકા કશી છે?
કે, પ્રેમીને ઝૂરવૂં, તપવૂં એ જ મીઠૂં ગમે છે?

વ્હાલા! તૂંથી પ્રણયી મુજ સૌ દૂર થોડાં વસે છે,
તેથી ત્હારા પ્રણયતપની હૂંફ ઝાઝી ન પામે!
તેને ત્હારા પ્રણયતપનૂં તેજ ખેંચી શકે તો,
મ્હારા ચે કૈં હૃદય પરનો ઓગળી જાય બોજો!

વ્હાલા! થાવા તુજ સમ મ્હને સ્વપ્ન તો રોજ આવે:
રે! રે! કિન્તુ, ઉર મહીં હજી રક્ત જૂનૂં વહે છે:
વ્હાલા! તૂં તો નભહૃદયમાં ગૂઢ મન્ત્રો પૂરે છે:
આકાશે શૂં તુજ છબિ ઉરે પ્રેમથી આ ધરે છે!

હૂં યે મ્હારી પ્રણયછબિની ભક્તિમાં લીન, વ્હાલા!
ને દ્વંદ્વાર્થે ગૂઢ ગગન શૂં સર્જ્યૂં થાવૂં અકેલા!
એકાકી કો પ્રભુજગતમાં પ્રેમ જીવી શકે ના:
તેથી, આજ્ઞા પરમય થવા સર્વને દૈવી, વ્હાલા!

હૂં એકાકી નથી નથી, સખે! માનૂં તો ભ્રાન્તિ છે એ:
એકાકી ના પ્રણયપુરી કો પામતૂં ભર્ગદેશે:
એકાકી તો કુટિલ નિજતા નારકી માત્ર, વ્હાલા!
ઓ ભસ્માંગી! પરમય થતો તૂં તપે! ધન્ય! વ્હાલા!

વ્હાલા ! મ્હારા ગૂઢ જીવનની પ્રેમચૈતન્યમૂર્ત્તિ,
જાગે આજે મુજ હ્રદયમાં ને ઉડી જાય સુસ્તી ;
વ્હાલાં આ સૌ સરિત, સર ને મ્હાડ પ્રેમાળ દીઠાં,
ગાતાં તાઝાં દ્દગભર ઉરે ગીત એ વ્હાલ મીઠાં !

વ્હાલા ! ઉભો ફિકર કરતો ઊર્ધ્વ દૃષ્ટિથી કાં તૂં ?
શું વાંચે છે ગગનપડદે કૈં વિધિલેખ, બાપુ ?
ચિન્તા શાને કશી ય કરવી ? અન્ત છે મિષ્ટ, વ્હાલા !
નિર્માણો સૌ પ્રણયી ઉરનાં એક છે ઇષ્ટ, વ્હાલા !

વ્હાલા ! ત્હારૂં જડ રૂપ જુવે વિશ્વની સ્થૂલ દૃષ્ટિ !
ના જાણે કે, પ્રણયી ઉરની સર્વથા ભિન્ન સૃષ્ટિ !
પ્રેમીઓ છે જડ અગર આ વિશ્વ જૂઠ્ઠું જુવે છે
એ તો, વ્હાલા ! વિદિત સહુ યે પ્રેમના બ્રહ્મને છે.

હૂં જાણૂં છૂં કંઇ કંઇ ! છતાં, જ્ઞાનનો છે ન દાવો !
માગૂં છૂં હૂં પ્રણયતપ એ પુણ્યનો ધન્ય લ્હાવો :
પ્રેમી હો તો તુજ સમ હજો ! ને થજો દેવ, વ્હાલા !
ને, ઉમેરો કંઇક કરજો આ ઉરે એ જ, વ્હાલા !



## સાગરમાં ઘર



સાગરમાં ઘર કીધૂં !
સખિ ! મ્હેં તો સાગરમાં ઘર કીધૂં !

દીધૂં ભાતુ ત્હેં રાખી મ્હેં લીધૂં :
સખિ ! નથી સાથે બીજૂં કશૂં સીધૂં ! સખિ ! ૦

ભરી દીધૂં પ્યાલૂં તે જ પીધૂં :
સખિ ! ઘણૂં જગત હવે જોઇ લીધૂં : સખિ ! ૦

સારી આલમે રૂશણૂં લીધૂં :
સખિ ! નથી તો ય જિગર જરી ખીધૂં ! સખિ ! ૦

મુજ ચિત્ત ત્હેં મસ્ત શૂં કીધૂં !
અહા ! પાછૂં ઘેન ગરીબીનૂં દીધૂં ! સખિ ! ૦

મળ્યૂં સ્નેહસુકાન જ સીધૂં :
સખિ ! ડગ અડગ જ અન્દર ગોઠવ્યૂં ! સખિ ! ૦

ભરદરિયે દીઠૂં દિવ્ય દ્હેરૂં !
સખિ ! ત્હારૂં જ્યોતિ શૂં દૂર અનેરૂં ! સખિ ! ૦

પ્રણયાબ્ધિપ્રયાણ રસીલૂં :
હજો, સખિ ! મીઠડૂં સાગર કેરૂં ! સખિ ! ૦

ભવસાગરથી, હાં ! અધિકૂં !
સખિ ! સુરસાગરમાં ઘર કીધૂં ! સખિ ! ૦

---

# સોરઠી સોમનાથ



ધન્ય ! ધન્ય જગતાત ! આજ આ ક્ષણે સુભાગી !
ધન્ય ! ધન્ય સુપ્રભાત ! રાત્ર શિવરાત્ર સુહાગી !
ધન્ય ! ધન્ય સૌરાષ્ટ્ર ! રાષ્ટ્ર સુરલોક સમાણું !
શો તેનો વિનિપાત ! એ જ નિરખૂં અહીં આવૂં !

એક સમે ઉત્કર્ષ હતો શો, પ્રભાસ! ત્હારો!
તેનો આ અપકર્ષ! હર્ષનો હવે ઉધારો!
શું આ એ જ પ્રભાસ? વાસ ઋષિમુનિઓ કેરો?
કે એ કેવળ ભાસ? માત્ર કવિસ્વપ્ન જ જેવો?

રે! ભુરા આકાશ! બદામી! પિરોજી! રાતું!
આ તુજ ભવ્ય પ્રકાશ! છતાં પાટણ કયમ ઝાંખું?
પૃથ્વી પ્રેમપવિત્ર! યાદવે છાંટયું લોહી!
તે દિનથી તુજ, હાય! બેઠી શું બુરી પનોતી?

મદમદિરાઆસક્ત યાદવો સહુ સ્વચ્છન્દી!
સ્વમત, સ્વમાન, સ્વસક્ત, ક્ષિપ્ત ઉર, દુર્બલ, દમ્ભી!
કૃષ્ણચન્દ્ર! તુજ ગાન, યાદવોને ન ગમ્યૂં કાં?
તું યદુકુલનો ભાણ! છતાં કયમ તિમિર રહ્યૂં ત્યાં?

હશે નિયમ શું એમ, ક્ષેમ સ્વજનો ન પિછાને?
અતિ પરિચયમાં પ્રેમ, પૂજ્યતા કવચિત જ જાણે?
ભૂલી ભાન તમામ, દાખલો દીધો ખોટો!
ઠપકાનો આ ઠામ, ડામ યદુને શિર ચોંટયો!

હતૂં અહીં પ્રભુજ્યોતિ, ભૂતપતિ શંકર કેરૂં!
સેવાયોગ્ય વિભૂતિ! આર્યકૃતિ! અદ્દ્ભુત ન્હેરૂં!
જેનાં સૌ ખંડેર સાક્ષીઓ અહીં પૂરે છે!
આ પથ્થરની ઘેર, વીતેલી વાત રટે છે!

સુન્દરતા સમરૂપ, અહીં પ્રતિકૃતિ પ્રભુની!
પ્રકૃતિ આબેહૂબ! તહીં શંકા સહુ જૂઠી!
હાઝર સાગરરાજ, સ્વામીની આણ મનાવા!
કરતો પ્રેમપુકાર, ઊંઘતાં ઉર જગાવા!

પાટણ ! તુજ પર હોમ ! લોહીથી થયા ઘણાયે !
પ્રભાસ ! પ્રેમી ભોમ ! સહ્યાં અપમાન, અરેરે !
કલા તણૂં મન્દિર ! અરેરે ! બગાડી દીધૂં !
કર્મ વિકર્મ જ વીર હૃદયને અયોગ્ય કીધૂં !

પૂજાતૂં સૌન્દર્ય, પૂજા તહીં પ્રેમપ્રભુની !
પ્રેમ એ જ ઐશ્વર્ય, આર્યઉર તણી વિભૂતિ !
સુન્દરતાનૂં ખૂન ? ખરે ! અપરાધ જ મ્હોટો !
નથી આલમે માફ, કોઇ પયગમ્બર બોલ્યો !

ભલા શાહ ! સુલ્તાન ! જિગર તુજ જરી ન હાલ્યૂં ?
હુસ્ન હૂબ પર ખૂબ ક્રૂર હથિયાર ચલાવ્યૂં ?
ઓ ગઝનવીના શાહ ! રાહ શૂં તૂં ન ભૂલેલો ?
શૂં મઝહબ ફરમાન મુતાબિક તૂં વરતેલો ?

'ધર્મયુદ્ધ' નથી શબ્દ : શીંગ સસલાને કેવૂં ?
હતૂં અજાણ્યૂં તત્ત્વ ? પડોશે શે નવ પૂછ્યૂં ?
ધર્મયુદ્ધ શા માટ કહો ? જાણે જૂઠાણૂં !
પ્રેમધર્મ પ્રભુ એ જ : ક્રૂરપણૂં તહીં ટકે શૂં ?

અરે મહમ્મદશાહ ! સિકન્દર હતો ન તૂં તો !
અફલાતુન પણ હાથ ખાલી લઈ કબરે સુતો !
લક્ષ્મી, વૈભવ, કીર્ત્તિ ! ભોળપણુના ઉર ભામા !
પ્રેમ જ પ્રભુની નીતિ ! વ્યર્થ સહુ અન્ય ઉધામા !

આવ્યો હોત જ શાહ, હકીકત ભરેલ હૈયે,
ઇસ્લામી કાનૂન : 'ફના – ફિલ્લાહ' ગ્હડીને,
હમદર્દી દિલ હોત, હોત વધુ ઝાંખ્યૂં ઊંડૂં,
જિગર ફિદા તુજ થાત, ખુદાઈ જાત ભરી તૂં.

હતો કીર્ત્તિનો લોભ ! થોભ ત્યાં રહી શકયો ના ?
ઉરમાં કંઇ યે ક્ષોભ , બિરાદર ! તૂંને થયો ના ?
જુદો નથી માલેક : ખલ્કનો ખોટો રસ્તો :
હિન્દુ–મુસલ્મિન એક : નેક છે એ જ શિરસ્તો .

બહુ રક્તની નીક , વહી પણ પ્રેમ ડર્યો ના !
ત્રોફાયૂં તન છેક ! છતાં , ડગ તસૂ હઠયો ના !
સુતો આંહી હમીર ! વીર હનુમાન હુઝૂરે !
પ્રેમશૌર્યની વીર ગર્જના કરે હજુ યે !

ગોહિલ કુલ રજપૂત ! પ્રેમવિક્રમની મૂર્ત્તિ !
શો પ્રભુતાનો પાઠ , બોધતી અહીં ઉભેલી !
ધન્ય ! ધન્ય વીરમાત ! ધન્ય તુજ ધાવણ , દેવિ !
શિખ્યો સ્વાર્પણસૂત્ર , પુત્ર તુજ પ્રેમતપસ્વી !

પ્રેમશૌર્ય પ્રભુતેજ ! એ જ ગુરુમન્ત્ર ભણેલા ,
એ જ મન્ત્રનૂં રક્ત , રગેરગ પૂરી ચૂકેલા ,
તન્મય થઇ કરી ત્યાગ , મનુજ મટી દેવ થયેલા ,
સુતા આંહી સુભટ , સનાતનમાં જીવેલા !

ધન્ય ! ધન્ય ! રણધીર ! સખાવત સોમૈયાની !
કીધી અજબ , હમીર ! વીરપૂજા મૈયાની !
અહીં પૂરે તુજ રાખ , સાખ મુજ આંખ અગાડી !
પ્રેમશત્રુની લાખ ફોઝ એકલે હઠાવી !

આમરણાન્ત શરીર , શૌર્ય ને પ્રેમભરેલૂં !
અહીં શિવાલયદ્વાર પ્હાડ શૂં ખડૂં અકેલૂં !
સોમેશ્વર ! તુજ સોમ–સ્નેહરસ પાન પીધેલૂં !
સહર્ષ જાતે હોમ ! સત્રમાં બલિ બનેલૂં !

વીરભૂમિ આ એ જ! તેજ પ્રેમનું પ્રકાશે :
અહીં પ્રભુતા છે જ, ભવ્યતા દૈવી ભાસે :
પ્રભુ નથી એકાન્ત સ્થાનમાં ક્યાંય છુપેલો,
જ્યાં ઉર પ્રેમસ્વાન્ત, દૃશ્ય ત્યાં વિભુ વસેલો.

જ્યાં હો ઉરની આંખ પાંખ પ્રેમની મળેલી,
ત્યાં તો નભમાં સ્પષ્ટ અહીં પ્રતિકૃતિ પ્રભુની ;
પ્રાચીન પુણ્યનું ધામ અહીં શાશ્વતમાં બાંધ્યું,
છતાં, ક્હ્‌ણે શું કામ વ્યર્થ જુજવું ચણાવ્યું ?

નથી તહીં પરમેશ, મૂર્તિમાં બેઠો, બાપુ !
અન્ધારે ઉરદેશ, જાતનું વડપણ સ્થાપ્યું !
હુલ્કર ! ગાયકવાડ ! રાજવી મ્હોટાં કૂહાવે !
પણ કુદરતનું હાસ્ય, જોઇ ઉર હસવું આવે !

જ્યાં સૌન્દર્ય ન લેશ, ક્લેશ, કાર્પણ્ય ભરેલું,
પથરાયો નથી પ્રેમ, ક્ષેમ ત્યાં ટકી શકે શું ?
ખાલી દમ્ભદમામ ! કોટડું એ કીર્તિનું !
ને, ક્યાં અદ્‌ભુત ઠામ, ધામ આ પુણ્યપ્રીતિનું !

ઓ યાત્રાળુ લોક ! કોકમાં પ્રેમ વસે તો,
શૌર્ય, વીર્ય, ઐશ્વર્ય, હૃદયમાં જરી ડસે તો,
પૂરૂં નિજપણુ પાપ, આપથી કદિ ખસે તો,
સ્મરણાંજલિ, ઓ બાપ ! આપ તૂં અહીં ભલે તો.

સોમેશ્વરનો વાસ, આ સ્થળે જોઇ શકે તો,
ઊંચે જો આકાશ, ખાસ કંઇ દગે પડે તો,
આવૂં જોઇ મકાન, હૃદય તુજ પ્રેમ દ્રવે તો,
હૃદયાંજલિ તૂં એક અશ્રુથી ભલે ધરે તો.

સમુદ્રનાં ગુણગાન, કાન તુજ સુણી શકે તો,
ત્રિપુટીમાં તુજ તાન, ક્ષણે અવધાન ટકે તો,
પ્રેમશૌર્યની પુણ્યલ્હાણ તુજ ઉરે ફળે તો,
ઓ બાન્ધવ! તુજ પ્રાણ ભલે પ્રણયાંજલિ દે તો.

રક્ત હૃદયનૂં ક્ષાત્ર, અન્તરે હોય ભરેલૂં,
પવિત્ર પ્રેમે ગાત્ર, તન્ત્ર ઉર સાથ નમેલૂં,
તો તો સંફલ જ શ્રાદ્ધ, સાશ્રુ અહીંઆં સારેલૂં!
ધન્ય! ધન્ય! જનનેત્ર! ધન્ય ઉર! અહીં ગળેલૂં!

લૂટારા કહિ લાખ, લશ્કરો લઇને આવે,
ભારે તોરતુમાખ બતાવી ભલે ડરાવે,
ભલે બાહ્ય સર્વત્ર ખૂબીઓ બગાડી નાંખે,
અહીં તો ભર્ગ અનન્ત! મર્ત્યનૂં ત્યાં શુ ચાલે?

મર્ત્ય જનોના મોહ, નશ્વરે, અરે! સમાયા,
જૂઠા શા વ્યામોહ – છેહથી ઘણા ઠગાયા:
પૂરો પ્રેમપ્રતાપ, સાફ દિલ વિના જડે ના.
પ્રેમશૌર્યનો તાપ, પાત્ર વિણ સહી શકે ના.

પ્રેમ! પ્રેમ! પોકાર, અન્તરંગે જ લખેલો,
એ જ અસિની ધાર ઉપર ચિરકાલ સુતેલો,
પરમ પૂજ્ય શૂરવીર, હમીર અહીં જ દીઠેલો,
જોતાં એ રણધીર, ધોધ મુજ ઉરે વહેલો!

પ્રેમ એ જ મુજ ધર્મ: ધ્યાન ઉર એક ધરૂં છૂં:
સ્નેહ, જ્ઞાન, હિતમર્મ, અન્તરે સ્મર્યા કરૂં છૂં:
પ્રેમશૌર્ય ઉર સ્થાપ! પ્રેમની પામૂં સેવા;
ઓ સોમેશ્વર બાપ! આપજે પ્રસંગ એવા.

સોમેશ્વર ભગવાન ! ભાન મુજ ભૂલૂં એવો ,
પ્રેમનશે ગુલ્તાન , મસ્ત મદિરા પીધેલો ,
મ્હારે દીન મકાન , નવાઝયો એ ગુરુ , સ્વામી !
અન્ય નથી જ નિશાન , વૃત્તિઓ હવે વિરામી .

જાગે વૃત્તિ અખંડ , પન્થમાં આગળ વાધે ,
પ્રેમશૂરત્વ અનન્ત , હૃદયમાં સમાધિ સાધે :
ગૂજરાતી છૂં ગરીબ ! ગીત ગરવાં શાં ગાવાં !
રાખે પ્રભુ તે રીત , પ્રીતમાં રૂહેવૂં , વ્હાલાં !



## હાં ! હાં ! જરી દારૂ !



હાં ! હાં ! જરી ‘ દારૂ ’ ! ફરી તૂં ભરી દે !
ફરી દે ! ભરી દે ! હાં ! હાં ! જરી દારૂ ! ફરી તૂં ભરી દે !

દારૂની તલબે થયો , બાગે દિલ બેહાલ !
બેહાલે બેહિશ્ત છે ! હૂં એથી જ નિહાલ !
હાં ! હાં ! જરી દારૂ ફરી તૂં ભરી દે !

દારૂડિયા મુર્શિદ મળ્યા ! હૂં દારૂ પીનાર !
જોડી મળી અમોવડી ! દારૂડિયણ દિલ્દાર !
હાં ! હાં ! જરી દારૂ ફરી તૂં ભરી દે !

અય દિલબર ! તુજ જામમાં . નશો ભર્યો અદ્‌ભુત !
એક ટીપે દિલમાં ભરી . અજબ જ ઈશ્કભભૂત !
હાં ! હાં ! જરી દારૂ ફરી તૂં ભરી દે !

દારૂના દિલ્જામમાં, દેખૂં ઔર દીદાર !
દેવો પણ માગ્યાં કરે, એ દારૂ, દિલ્દાર !
હાં ! હાં ! જરી દારૂ ફરી તૂં ભરી દે !

પાઇ મ્હને મદિરા, સખિ ! કર્યો નશે ચકચૂર !
તો ય સબુરી ના રહે ! દે દારૂનૂં પૂર !
હાં ! હાં ! જરી દારૂ ફરી તૂં ભરી દે !

બસ ! બસ ! એ જ કટોરીનૂં, હરદમ દિલમાં તાન !
દારૂ પી ખોયૂં, અહા ! આ દુનિયાનૂં ભાન !
હાં ! હાં ! જરી દારૂ ફરી તૂં ભરી દે !

તુજ દારૂને હર ટીપે, ઈશ્ક અનલ મહબૂબ !
આબે હયાતીનૂં વહે, પૂર નૂર ખૂબખૂબ !
હાં ! હાં ! જરી દારૂ ફરી તૂં ભરી દે !

જામ ભરી ભરી આપજે ! પીવૂં વારંવાર !
માગૂં છૂં એક જ, પ્રિયે ! દારૂ તુજ, દિલ્દાર !
હાં ! હાં ! જરી દારૂ ફરી તૂં ભરી દે !

ત્હારાં તરસ્યાં ચશ્મને, આલમ આખી ખિલાફ !
દે ! દે ! દે ! દિલ્બર ! ફરી, દે તુજ ઈશ્ક શરાબ !
હાં ! હાં ! જરી દારૂ ફરી તૂં ભરી દે !

માલેકે દારૂ પીને, કીધી સર્વ જહાન !
એ દારૂ તુજ એ જ એ ! દે ! દે ! દે ! દિલ્જાન !
હાં ! હાં ! જરી દારૂ ફરી તૂં ભરી દે !

દારૂ એ મુજ ઝિન્દગી : પ્રેમ પ્રાણઆધાર :
દારૂડિયો મ્હારો ખુદા ! પ્રેમનશો કરનાર !
હાં ! હાં ! જરી દારૂ ફરી તૂં ભરી દે !



# અવનવી વીણા



**અવનવૂં બીન, અહો! આ કોણ બજાવતૂં?**
છેડે **પ્રેમવીણા** **વરદાથી** હસ્ત જો!
ગાજે ગગન, અહો! વાધે સૂર સામટો!
સુસ્ત હૃદય મદમાતૂં થાતૂં મસ્ત જો!
**અવનવૂં** બીન, અહો! આ કોણ બજાવતૂં?

ઘેરા, મીઠા, આવે કોમલ સુસ્વરો!
પ્રેમ જ પ્રેમ, અહો! હૈડે ઉભરાય જો!
તરવરતૂં નઝરે પ્રિય પૂજનમૂર્ત્તિનૂં—
તેજ અનિર્વચનીય ઉરે ઝળકાય જો!
**અવનવૂં** બીન, અહો! આ કોણ બજાવતૂં?

દીન થતૂં ઉર કેવૂં યોગવિલીન, હા!
**પ્રેમસમાધિ** સાધે અન્તર આજ જો!
આવે—આવે અન્દર સ્વર શા સ્નેહના!
ઉપકૃત હૃદય સુણે કૈં અજબ અવાજ જો!
**અવનવૂં** બીન, અહો! આ કોણ બજાવતૂં?



# સાથી છૂં સર્વદા, બન્ધુ!



કવિ કો પ્રેમનાં ચિત્રો, સર્વાંગી ના રચી શકે:
પ્રેમના રંગ તો પ્રેમી, જાતે માત્ર અનુભવે.

ઝાઝો ન આજ અવકાશ મ્હને, સખે! છે,
માથૂં અને દિલ બધૂં ય બહુ દુઃખે છે;
એવી જ કોઇ ક્ષણમાં તુજ આન્તરોર્મિ,
જાણૂં ન શું ય લખવા મુજને કહે છે!

જાણૂં છૂં અલ્પ, અતિ અલ્પ કહ્યાં કરૂં છૂં,
ને એ જ એ જ ફરીથી અહીંઆં લખૂં છૂં:
છે પ્રેમનો ગહન આત્મપ્રદેશ દિવ્ય,
જોઈ શકે વિરલ કોક ઉરપ્રદેશ.

છે યાદ કૈંક ગુરુએ શિખવેલ સૂત્ર:
'લૂછે ભીનાં નયનને રડનાર નેત્ર':
રોનારૂં શોધ્યૂં જગમાં ન જડી શકે છે:
રોનાર તેથી ભવ સર્વ રડી રહે છે.

રોનાર હૂં! તદપિ છું હજી યે અધુરો:
ને, યાચના રુદનની કરતો ઉભેલો:
પન્થપ્રવાસી અનભિજ્ઞ અનન્તતાનો,
છું પ્રીતગીત બહુવિધ પુકારનારો.

મીમાંસકો નથી મળ્યા! નથી તત્ત્વજ્ઞાની!
છૂં ભાગ્યહીન! પ્રભુ ભાસ્કરનો ઉપાસી!
રશ્મિ દીઠૂં હૃદયમન્દિરમાં પ્રકાશ્યૂં,
ને રક્ત સાથ મળી અન્દર એ જ ચાલ્યૂં.

ઝાંખી કીધી હૃદય **ભર્ગ**ની **પ્રેમ** કેરા,
એ સ્વપ્ન **સત્ય** કરવા તપ આદર્યાં આ;
હૈયે હવે મધુરી પ્રેમગરીબી વ્યાપે,
ને દિવ્ય આશ્રમ ઉરે ઉર **પ્રેમ** સ્થાપે.

ત્યાં લાખ લશ્કર પ્રલોભન મોકલે છે,
ને **પ્રેમ** પાત્ર ઉરને બહુધા કસે છે;
ઉત્તીર્ણ પૂર્ણ ઉર આ ન થયૂં કદાપિ,
અશ્રુપ્રવાહ બદલાઇ જતો તથાપિ.

જે **પ્રેમ** યોગ સહુ ક્ષેમ સદા વહે છે,
તે તો ઉપાધિ બધી તોડી કૂદી ઉઠે છે:
બાહ્યાન્તરે અતિ અતિ અતિ એ સહે છે,
તોયે, સહ્યું ન ઉર એ કદિ યે ગણે છે.

સર્વોપરિ **પ્રણય**: પૂર્ણ સ્વતન્ત્ર છે એ:
બ્હાનાં કશાં ય **પ્રણયે** ન ટકી શકે છે:
આધીનતા હૃદય પૂર્ણ ભણી ચૂકે છે:
પોતાની ખાતર ન **પ્રેમ** કશું કરે છે.

છે રાજ્ય **પ્રેમ** તણૂં અદ્ભુત **ભર્ગ**વ્યાપી,
સાંખી શકે ન ઉપભોગ જરા કદાપિ:
સામ્રાજ્ય **સ્નેહ** તણું સેવક સર્વ છે જ્યાં,
આત્માર્પણે જ ઉપયોગ બધાં ચહે ત્યાં.

છે **જ્યો**તિર્દ્વાર નયનો: ઉર સ્વર્ગભૂમિ:
હો અશ્રુધાર કદિ, તોપણ શી મધુરી!
**પ્રેમે** શરીર અશરીર થવાનૂં લ્હાણૂં:
એ પ્રેમ **પ્રેમ** જ! અહો! **પ્રભુ પ્રેમ** જાણૂં!

આ આપણાં હૃદયમાં રચી દેવસૃષ્ટિ,
સ્વામી કરે તહીં સદોદિત સ્નેહવૃષ્ટિ;
એ સૌ પિછાની અહીં વિશ્વકુટુમ્બ સાથે,
પ્રેમપ્રવાસી થવૂં એ ચહ્યૂં વિશ્વનાથે.

પ્રેમના પ્રભુના આવા, સાચા સૌ અભિલાષમાં,
સાથી છૂં સર્વદા, બન્ધુ! ત્હારા પ્રેમપ્રવાસમાં.



## પ્રાસંગિક



પરમ પ્રભુની કેવી મીઠી દયાઝરણી વહે!
ગરીબ ઉર સૌ સ્હનારાંનાં, અહો! વિમળાં કરે!
પ્રણયી ઉરના સંકલ્પો સૌ બલિષ્ટ પ્રભુ કરે!
કશી કુટિલતા સાધુતાને કદાપિ નહીં નડે.

અહમહમિકા, પાપી માયા રહી જહીં જેટલી,
ઉર અનુભવે આપત્તિઓ તહીં તહીં તેટલી;
પ્રણયતપમાં ખામીઓ જ્યાં રહે અહીં જેટલી,
નહીં જ ભય ને પ્રારબ્ધે ત્યાં અસિદ્ધિ જ તેટલી.

પ્રણયપ્રભુએ આલેખેલૂં સુચિત્ર ઉરે તરે,
અજબ સુરખી પૂરી પૂરી ખૂબી નવલી ભરે;
અવનવી, અહો! દૈવી પીંછી હમેશ ફર્યાં કરે,
રમણીયપણૂં નિત્યે નિત્યે નવૂં ધરતી રહે.

તહીં ય કરવા ડાઘાડૂઘી અશુદ્ધિ ભમ્યાં કરે !
સરલ ઉરને હંફાવાને નિપાતક આથડે !
હૃદય તપતૂં એકાકી કો સ્વરૂપસમાધિમાં,
કૃપણુ નિજતા તેને ખેંચે શૂં આધિ ઉપાધિમાં !

દ્રવિત ઉરની છુપી ચીસો, છતાં પ્રભુ સાંભળે,
પ્રણુયમયતા પ્રમીની તો ફળે જ સદા ફળે ;
અસર ગતિની મોડી વ્હેલી જરૂર થતી છતાં,
કરુણુ પ્રભુનૂં એવૂં આંહી નિયન્ત્રણુ સર્વદા.

ડર જરી અહીં હૈયાહીણું તણો નવ માનવો,
ઘટિત પ્રભુનો પૂરેપૂરો પ્રસાદ સ્વીકારવો ;
વિપથ - પગને ગોઠેલાને - તસૂ ન ઉપાડવો,
પ્રણુયપ્રભુમાં શ્રદ્ધા રોપી પ્રવાસ વધારવો.

હૃદયઝરણૂં કીધૂં વ્હેતૂં, સદા ય વહાવજે :
ઘનીભૂત કરી ભારે ધોધે પ્રવાહ પ્રસારજે :
પ્રણુયરવિનૂં જ્યોતિરશ્મિ અનિર્વચનીય જે,
પ્રકટ, પ્રભુ ઓ ! કીધૂં હૈયે, હવે પથરાવજે !

મૃદુ હૃદયને માયા જો કે ઘણૂં ઘણૂં પીડશે,
પ્રણુયી ઉરને તો યે અન્તે કદાપિ ન જીતશે ;
પ્રણુયી ઉર તો પ્રેમે ક્ષેમે સદા ગતિ વાઞ્છશે,
પ્રણુયપ્રભુના મીઠા દૈવી સૂરો પર નાચશે.



# સત્ય



સત્ય સદા બલવાન મહા છે :
સત્યનૂં જ્ઞાન, પ્રભુની દયા એ :
સત્યની પ્રીતિ પ્રભૂની પૂજા છે :
પોતે સત્ય પ્રભુ.



# રીબાતૂં કુરંગ



ન્હાનકા કોમળા અંગે, ઉન્હી લૂ અથડાય છે :
કુણૂં હૈયું બિચારાનૂં, અરેરે! ગભરાય છે.

વાચા નથી, અરર! દર્દ પુકારવાને!
રે! દર્દ એનૂં અહીં કોણ ખરૂં પિછાને?
ટોળાવિખૂટૂં રડતૂં ભમતૂં પશુડૂં!
હા! બાપડૂં મૃદુ કુરંગ ગરીબડૂં શૂં!

ભરેલો આગથી માથે, ભાનુરાજ પ્રચંડ છે :
વર્ષાવી દેવતા શૂં આ, પૃથિવી પર પાથરે!

ઘણાં મનુષ્યો સુખમાં સુતાં છે :
આરામમાં પંખીપશુ બધાં છે :
નિઃ શબ્દ આ ઘોર અરણ્ય વચ્ચે,
ત્રાસેલ, હા! હરિણુ એકલ આથડે છે.

દાઝતું, દોડતું દુઃખી! ધીખતી ધરતી પરે!
બિચારાથી બને તેવી, ફલંગો ટુબળૂં ભરે!

તૃષા લાગેલી છે, વળી ન ડગલાં યે ઉપડતાં:
હવે, થાકી સુતું જમીન પર લાંબૂં લથડતાં!
વિકર્મો શાં કીધાં! પ્રતિફલ શૂં આ સર્વ નડતાં!
બિચારાનૂં બેલી, અરર! નથી શૂં કોઇ અહીંઆં?

દયાલુ દેવ! ઓ! મ્હારી, એટલી નમ્ર યાચના:
ક્ષમો! શાન્તિસુધા સિંચ્યો! પામો આ મૃગ ચેતના.



## નિયન્તા પ્રેમદેવતા



અનન્ય પ્રેમમાં નિત્યે, જે હૈયાં અભિયુક્ત છે,
પોતે પ્રેમપ્રભુ ત્યાં તો, યોગક્ષેમ વહ્યાં કરે.

દયા વર્ષાવે વા પ્રણય ભરતો, ક્ષેમ વહતો,
પ્રભો! એવો મીઠો અનુભવ મહા મંગલ થતો;
ભૂલે વારે વારે મનુજ પણ તૂં તો ય ક્ષમતો,
સદા યે દેતો તૂં પ્રણયી ઉરને પોષણ, પ્રભો!

વટેમાર્ગુનો જે પ્રણયપ્રભુએ હસ્ત પકડયો,
લૂટારો શૂં કાંઈ નઝર સરખી ત્યાં કરી શકયો!
છતાં, હૈયે શ્રદ્ધા ડગુમગુ કરે જ્ઞાન જગનૂં!
પ્રવાસી ભોળાને ભૂલવતૂં વૃથા પંડિતપણૂં!

બનાવેલું જાતે સકલ જગ આ માયિક, પ્રભુ!
અમે આરોપેલૂં સત અસતમાં કલ્પિત સહુ!
સ્વયંભૂ ન્હેનારૂં સતત ગતિએ પ્રેમઝરણું,
તહીં મિથ્યા! મિથ્યા જગતજનનું મન્મથપણું!

પ્રભો! સંરક્ષો છો: ફરી નહીં હવે વ્યર્થ જ ડરૂં:
હવે હું પોતીકી અસત કશી ચિન્તા નહીં કરૂં:
પ્રભો! પ્રેમે યોગે અવિચલ ચહૂં ચિત્તસ્થિરતા:
અશ્રદ્ધાનૂં પ્રેમે કરીશ નહીં હું પાતક કદા.

પ્રભો! દીધી મીઠી સુમનસુરભી નન્દન તણી,
ઉડી જાવૂં ઊંચે રસભર હવે મારુત બની;
ન ઇષ્ટાનિષ્ટોના નિજમય વિચારે રત થવૂં,
વિભો! તૂં વ્યાપ્યો ત્યાં, ઘટિત નવ હેહભૃતપણું.

સ્વતસ્ત્વે હૂં મ્હારી અસુરવત ચિન્તા કરૂં, પ્રભો!
પછી તૂંમાં મ્હારો, પ્રણયપ્રભુમાં છે હક કશો?
વિના માગ્યે દે છે પરિમલરસાસ્વાદન, પ્રભુ!
ન લોભી થાવૂં ત્યાં અયતિ નવ વા શંકિત થવૂં.

પ્રભો! હૂંમાં તૂં છે: શરીર જ સકંચો જડ નથી:
અભિજ્ઞાની કીધૂં હૃદય, સૂચવી વાસ્તવ ગતિ:
ઘણાં ગુહ્ય જ્ઞાનો, પ્રણયપ્રભુ! તૂં સ્પષ્ટ જ કરે:
હવે, માત્ર પ્રેમે અનુસરણ: એ કાર્ય મુજ છે.

નથી મ્હારે ચિન્તા, જગત તણી જૂડા ન પરવા:
ચહૂં સ્વસ્તિ શ્રીનૂં–પ્રણયપ્રભુનૂં પૂજન થવા:
ધણી જ્યાં દોરે ત્યાં અધીન હૃદયે હાઝર સદા:
પ્રવાહે ખેંચાવા ઉપકૃત ઉરે તત્પર, અહા!

અસત્ય તે સત્ય કદિ થશે ના,
ન અન્યથા સત્ય ફરી શકે વા:
કરે ખરો નિર્ણય તત્ત્વદર્શી,
પામેલ પ્રેમગરીબી ઉર દિવ્ય દૃષ્ટિ.

પ્રવાસી પ્રેમસૃષ્ટિના, જૂઠું વિશ્વ ઉવેખતા,
અન્તર્દૃષ્ટિ ઉઘાડે ત્યાં, નિયન્તા પ્રેમદેવતા.



# લુકમાનજી આવ્યા !



વગર તેડયા અહીં ક્યાંથી, અહો ! લુકમાનજી આવ્યા ? !
ભલે ! ભૂલા પડયા, આવા ! મગર, શી આ બલા લાવ્યા ? !

ઇજન કોણે કર્યું ? કોણે લખ્યો દાવો તબીબીનો ?
અરે ! અહીં કોણ હાઝર છે ? હકીમજીને સલામી દો !

અરે ! ઓ ! નાંખી દો નશ્તર ! સીસા સૌ ફોડી ફેંકી દો !
ઈશાની દારૂની પ્યાલી હકીમજીને ભરીને દો !

તબીબજીના બદનમાં બે જલદ પીપો ભરી રેડો !
જનાબે આલી હઝરતને નવેસર ઝિન્દગાની દો !

અરે ! દિલ્દાર ઓ યારો ! શહર શિરાઝમાં ચાલો !
ભલા મિઝમાનને ગરદન ઉપર ઊંચકી ઉઠાવી લો !

શરાબોના ઊંડા હોઝે, હકીમજીને ડુબાડી દો !
મઝા મ્હેમાનદારીની દીવાનાની ચખાડી દો !

**દીવાના ઈશ્કના પૂરા, અરે! ગુમદિલ બનાવી દો!**
**હકીમી યા તબીબીની હવે તસ્દી પતાવી દો!**

**બિમારે ઈશ્કનાં બિસ્તર, તબીબજીને ભૂલાવી દો!**
**અગર, આ ઈશ્કને દરિયે શરાબોમાં સુવાડી દો!**

# ઘોર શાન્તિ



અયે દિલ્દાર ઓ વ્હાલી! રસીલા સ્નેહી! ઓ બન્ધુ!
ડરૂં છૂં, કમ્પૂં છૂં આજે, નિહાળી આ હૃદયસિન્ધુ!

તુફાની ના, ન ઘૂઘવતો, પછાડા ના, નથી મોજાં:
ડરૂં દેખી મગર ઊંડાં ભર્યાં ગમ્ભીર પાણી શાં!

ઉજૂં આકાશ આ ભુરૂં બધૂં નવરંગ શૂં ઊંચે!
લખ્યા આ લેખ શા આવા! જિગરને બ્હીવરાવે છે!

નથી નિદ્રા: હશે તન્દ્રા? સુષુપ્તિ વા ન જાગર્તિ:
ન જાણૂં ઓટ યા ભરતી! થતી ચ્હડતી અગર પડતી?

અહો! ઊંડાણ શૂં ભારી! ન પ્હોંચે કૈં નઝર મ્હારી:
હશે ઊંડાણમાં શી શી થતી ત્યાં ગેબ તૈયારી?

અજાયબ ભેદ એ, વ્હાલી! મિલાવી ના શકૂં ચાવી:
મથૂં શાને, સખે! મિથ્યા? ઉકેલી ના શકૂં ભાવિ!

અજાણી ઘોર છે શાન્તિ! **સનમ**! **તુજ** હાથ ત્યાં યે છે:
મગર **સાગર** મ્હને આજે, ઉદાસી ઔર ભાસે છે!

# હમારૂં જાહેરનામૂં



નવી – સુરવૃષ્ટિ સૃષ્ટિને, અમીથી શૂં નવાઝે છે!
સુતેલા સુસ્ત હૈયાને, અહો! શૂં એ જગાડે છે!

અજબ જાદૂગરી, ઓહો! જિગર કેવૂં હલાવે છે!
અહો! કમઝોરને આજે, કુતૂહુમી કોઇ લાધે છે!

દયા, ઔદાર્ય, દુનિયાના, ઘણા ભેદો ભણાવે છે!
જિગરને ખુદ બ ખુદથી એ, ખરે! આજે બચાવે છે!

નથી લાયક, અહો! દુનિયા, વફાદારી હઝમ કરવા:
રહેમત પણ પડે ભારે? કહો, ત્યાં શી ઘટે પરવા?

શૂં આ કવિતા, ગઝલ, બેતો, રમુજી કોઇ છે કિસ્સો?!
હમારાં આંસુમાં, બોલો, તમારો કેટલો હિસ્સો?

હમારા દર્દથી તમને, બતાવો! ક્યાં પડ્યા ચીરા?
ઝખ્માં છે? હર્ફ છે આ? કે બધા લાગે મૂંગા લીટા?

ન હમદર્દી? ન વા પરવા? શરમ નથી કૈં? રહમ નથી યા?
અરે! અફસોસ! છે અફસોસ! અરેરે! બેરહમ દુનિયા!

હવે છે ફર્ઝમાં ઝુરૂરી, અહીં પડઘમ બજાવાનૂં!
અને, ઝાહેરનામૂં આ, હમેશાંનૂં સુણાવાનૂં:–

બધાંને છૂટ છે સરખી: ભલે દિલ ચ્હાય ત્યાં જાવૂં:
મગર આ ઈશ્કદરિયાનૂં, ન એકે બંધ છે બ્હારૂં!

છતાં, ચ્હાશો ન કો હમને, ઇરાદો હોય મતલબનો:
ન દુનિયાદારીનો કબજો: પછી નાતો કશા ખપનો?

લખાવ્યું છે શું રોવાનું? લલાટે ભેખના લેખો?
થવા ભિખારી છે મરઝી? ચહો તો લ્યો ભલે કેડો!

ખપી જવૂં છે પૂરેપૂરૂં? બધી અક્કલ ગુમાવી છે?
ભલે તો આવજો આંહી, જિગર હરદમ ઝુકાવીને!

જલાવીને બધી દુનિયા, ખુશીથી રોશની જોવી:
નવેસર આંસુની આલમ, અહો! તાઝી કરી દેવી!

ભડકવૂં ના: થશે ભડકો! ઝફા ને ખૌફ ને ખ્વારી!
બુરી ગરમી સહેવાને, બરાબર છે શું તૈયારી?

નહીં તો, લોક દુનિયાના! ડહાપણમાં પડયા રહેજો!
ભૂલ્યેચૂકયે હમારૂં તો, ન નામે કોઇ દિ લેશો!

હમારા ઈશ્કની વાતો, તમોથી ના હઝમ થાશે!
અજાયબ અટપટી આંટી, તમારાથી ન ઉકલાશે!

બલા, બદનામી, બુરાઈ, હમે બરબાદી ચ્હાનારા!
મના દુનિયા કરે ત્યાં તો, કૂદીને ખાસ જાનારા!

અલગ દુનિયા બનાવીને, સુખે બન્દા રહેનારા!
હમારી ઈશ્કધૂંઈથી, જહાંનાં ચશ્મ પૂરનારા!

હમારા લોકના રસ્તા, ભયંકર ભૂતથી ભૂંડા!
તમારા કાયદાકાનૂન, રિવાઝોથી બહુ છૂટા!

જિગરની શહેનશાહતના, મીનોઈ મુલ્કમાં દાખિલ,
થવા ઇજન કબૂલ્યૂં છે! હમે એ રાહમાં શામિલ!

તમારા મર્તબા પર ના, હમારી ઝિન્દગી મ્હાલે!
હકીકતમાં તમે છો ક્યાં? જહાં ઝખ મારતી ચાલે!

દિવાલો જંગી તોડી છે: રહ્યા તે ચીરવા પરદા:
હમે મુર્દા મિસાલે છો, ભટકીએ જંગલે તપતા!

હમારી ખાકની ચપટી, અરે! શૂં બેકદર બૂઝે?
ચૂમે સોનૂં રૂપૂં શાણા! ગમારો પથ્થરો પૂજે!

હમારા મસ્ત જોગીઓ, નથી જડવાદી કે જૂઠા:
તમારી બેવકૂફી પર, ટપકતી આંખથી સુતા!

હમારો દેશ છે જુદો: ઝમીં હરદમ ભીંજેલી છે:
મગર, વ્હાલાં બધાં રૂબરૂ હમે છાતી ચીરેલી છે!

ફકીરી હાલના ખ્યાલો, વહાલાંમાં ભરેલા છે:
કરી ઉલટી કહી થૂ! થૂ! બધાંએ અવગણેલા છે!

મનાતૂં ના! ન દેખાતૂં! બધી પતરાઝી પાજી છે!
તમે આંખો મીંચો ત્યાં તો, ખુદાની નાઇલાઝી છે!

હમારે તો સનમની શી, અહોહો! મહરબાની છે!
નશો જરી ઉતરે ત્યાં તો, ફરી એ રેડનારી છે!

હમારી ખલ્કમાં મઝહબ, અજબ છે ઇશ્કદારીનૂં:
ઝમીં અસ્માન ના જુદાં! વહે જલ જ્યાં હયાતીનૂં!

હમારા રાહનાં સાથી, શરાબોમાં ડુબ્યાં રહેતાં:
થતા ઝખ્મો ઝખમ પર તે, નશાના ઘેનમાં સ્હેતાં!

'શરાબો દો! ઝખમ દો! દો!' દીવાનાં એ લવે ઘેલૂં!
ફરી ફરી એ પુકારીને, જગાડે દર્દ સુતેલૂં!

હમારા **ઓલિયા** **મુર્શિદ**, લૂટાવે **હુસ્નની** લાલી:
યૂસૂફદિલમાં કરે ખાલી, **નશાની** પ્યાલી પર પ્યાલી!

ખડો છે દાર પર **મન્સૂર**! તપે છે દરખતે **મજનૂં**!
અહો! આ ભેટ આવે શૂં, અજબ ત્યાંથી **સુરાબિન્દુ**!

હમે **દર્દી** છીએ, બેશક! **દીવાના** **આશકો** ઘેલા!
મગર, દાના કયામતમાં, શૂં ઘેલાથી થશે વ્હેલા?

હમારી આવી ને આવી, બધી હાલત હમેશાંની:
ભર્યો દરિયો જળે છે જ્યાં, ફકત દિલ્બર **પરેશાની**!

જિગર **મન્સૂર**, **મજનૂંમાં**, ઝુકેલૂં ને ઠરેલૂં છે:
તરંગી એ ફકીરીને, ચહાવૂં એ ન સ્હેલૂં છે.

હમારૂં દિલ્રૂબા બજતૂં, અગર બુલ્બુલ રડે ગાતૂં,
તહીં દે તાલ ને નાચે, હમોને તે જ તે ચ્હાતૂં.

તમારાથી શૂં સમજાશે, હમારા ઔર રસ્તા એ?
ભલે ચ્હાજો: તમારા તો, ગુલામો એ દીવાના છે.

ન ચ્હાતાંને બધાંને તો, હમારા આ પુકારો છે:
ન ચ્હાશો: ના દુઃખી થાશો: ખરો ત્યાં એ જ દાવો છે.

ખરા દિલની ફકીરીની, **દીવાના** આ તરંગીની,
સુણો મિસ્કીન ફિદ્વીની, અરઝ આ ઈશ્કરંગીની.

હમેશાંના દુવાગીરના અહીં ઝાહિર પુકારો છે:
બધાં ચ્હાનારનો **સાગર** અવલ આખિર તમારો છે.



## બન્ધુ ઓ મ્હારા !



શૂં લખૂં શાહીથી લેખ નકામો ?
આંસુથી લેખ લખેલ સદાનો :
લોહીથી છાતી મહીં છે છપાયો :
બન્ધુ ઓ મ્હારા !

'ચાહૂં' કહ્યાથી અતિ મહિમા શૂં ?
લેખ સુરેખથી શૂં વધનારૂં ?
સ્મરણ સદા પ્રણયે તુજ પ્યારૂં :
બન્ધુ ઓ મ્હારા !



## હમારા સવાલ



અમીના જામમાં ક્યાંથી, ઝરી આ ઝેરની આવી ?
કહો, અસ્માન ખુલ્લામાં કહીંથી વાદળી કાળી ?

કયે શયતાન ભઠીઆરે, મિલાવી કબાબમાં હડ્ડી ?
શરાબી આ ગુલાબીમાં, કહો ! ક્યાંથી નડે મખ્ખી ?

બગાડે કોણ ? બોલી દો ! ભરેલી પાક આ ભઠ્ઠી ?
બખૂચક ! બેકદર ! ક્યાંથી, મિલાવે દારૂમાં મિટ્ટી ?

પ્હડે બુલ્બુલ ગઝલ ગાવા ! ગળૂં બેસી જતૂં ક્યાંથી ?
અધુરા રાહદારીનાં, કદમ વાંકાં પડે ક્યાંથી ?

ભરી મજલિસ દીવાનાની ! કહો, ત્યાં દાનિયત ક્યાંથી ?
ખુદા કિસ્મત ફિરાવે ત્યાં, ખડી શયતાનિયત ક્યાંથી ?

જિગર ભૂંજાય જાતે ત્યાં, કમી ગરમી થતી ક્યાંથી ?
બઝારે ખુદ મહોબ્બતમાં, બુરી બરકત ખડી ક્યાંથી ?

ન રોઝે મસ્જિદે રાઝી ! જતા ક્યાંથી તહીં કાઝી ?
બિમારીના બડા શોખીન ! તહીં લુકમાનજી ક્યાંથી ?

ચીરેલી છાતી મરઝીથી ! મલમપટ્ટી તહીં ક્યાંથી ?
ઠરે અખરોટ ઘુમ્મટ પર ! હવાની ત્યાં ઝડી ક્યાંથી ?

ઉડે બુલ્બુલ ગગનમાં ત્યાં, થતી શરદી કહો ક્યાંથી ?
સળગતો આતશે દરિયો ! તહીં ઠંડી પડે ક્યાંથી ?

દિલે હૂલે કટારી તે, રહે કાં બેરહમ બાકી ?
ગુલે અંગારમાં જળતાં, ફુદા પર કાં રહમ રાખી ?

થતી ઝાંખી ખુદાઈ ત્યાં, કહો ! પરદો પડે ક્યાંથી ?
મગર, ચશ્મે જિગર ખોલ્યાં ! કાળુ ત્યાં આ કહો ક્યાંથી ?



# ભાવિ



સુરલેખ બધા ય શૂં ભાવિ તણા !
અહ ! સુન્દર તો ય અભેદ્ય મહા !
કંઇ હોય મહોજસ ઓર ભર્યા !
પણ ગૂઢ જ કિસ્મતના પડદા !

સમજાય નહીં !
ઉકલાય નહીં !

અપરોક્ષ મનુથી થવાય નહીં !
ગગને રવિરાજ પ્રસિદ્ધ જહીં,
શશી આ અમીવૃષ્ટિ કરે જહીંથી,
જનથી શૂં જવાય તહીં જ નહીં ?

વિચરાય નહીં ?
શૂં જણાય નહીં ?

સુરભૂમિ અલૌકિક દિવ્ય મહીં,
શૂં પ્રભેદ ભર્યો પરખાય નહીં ?
શૂં મનુષ્યથી વ્યોમ મપાય નહીં ?
પ્રભુતાભરી પાંખ પમાય નહીં ?

શૂં કૂદાય નહીં ?
શૂં ચીરાય નહીં ?

ભયવાચક ભીંત ભગાય નહીં ?
જગઝાળ બધી શૂં પીવાય નહીં ?
વન નન્દનમાં વિહરાય નહીં ?
શૂં મનુષ્યથી દેવ થવાય નહીં ?

શૂં નિરાશ થવૂં ?
અમથૂં જીવવૂં ?
શૂં શરીર થયે ક્ષય પૂર્ણ થવૂં ?
જનનૂં શૂં વૃથા જીવવૂં – મરવૂં ?
વિભુહસ્તથી એ જ હશે શૂં લખ્યૂં ?
સરજ્યૂં મનુ માટીથી માટી થવૂં ?

પણ – આ શું મ્હણે ?
સ્મૃતિ તાજી કરે ?

દૃગ કૈંક અચાનક શું ઉઘડે ?
કંઇ છિદ્ર પડે, અહ ! વ્યોમપટે ?
ખડું ચિત્ર શું ભાવિ તણું પડદે ?
મુજ જેવી, અહો ! શી પ્રતિકૃતિ છે ?

મુજ પ્રેમ તણી,
મુજ ભાગ્ય તણી,
છબિ એક જ એક પડે નઝરે !
ઉર મ્હારૂં તથાપિ હસી ન શકે !
પ્રતિમા પણ એ ગગને શી રડે !
નભઘુમ્મટમાં પડઘો જ પડે !

છૂં ઉદાસીન હૂં !
ગતિહીન રહૂં !
નભમાં અતિ શાન્તિ તદા નિરખૂં !
મીચી નેત્ર પ્રમાદી પડ્યો હૂં રહૂં !
તહીં ધૂમ્રથી વ્યોમ છવાય બધૂં !
મુજ જેવૂં જ એ ચીતરામણ શું !

કરૂં ગાયન હૂં,
જવ આંસુ વડે,
તવ ગર્જનથી નભ તાલ ધરે !
મુજ ગાન જરાક જ ઓર કરે,
તહીં એ છબિ જાદૂ નવીન ઝરે !
જલસ્રોતથી સૂર સુરેખ પૂરે !

મુજ ભાવિ તણી,
મુજ કિસ્મતની,
પ્રભુપ્રેરિત પ્રેમપ્રસાદ તણી,
છબિ એ મુજ ! એ મુજ ! એ જ છબિ !

મુજ યત્કૃતિ એ !
તહીં તત્કૃતિ તે !
મુજ પ્રેમપ્રતિકૃતિ અન્ય નથી !
મુજ ભાવિ જ હૂં ! બીજૂં કોઇ નથી !

ક્યમ આમ થયૂં ?
ક્યમ એમ બન્યૂં ?
સહુ કૃત્રિમતા ! ન નિમિત્ત કશૂં !
વહી આંખ ! અને તહીં વારિ ખૂટયૂં !
ચીરી છાતી ! અને તહીં લોહી વહ્યૂં !
ચહ્યૂં દર્દ ! અને દિલ દર્દી થયૂં !
રચી બેડી ! અને ઉર કેદી બન્યૂં !
હતૂં માગ્યૂં ! અને જ યથાર્થ મળ્યૂં !
કર્યૂં કીર્ત્તન ! ને સહુ એ જ ફળ્યૂં !

શૂં પુકાર કરૂં ?
ક્યમ ભાવિ કહૂં ?
ચહ્યૂં આ મુજ કિસ્મત મ્હેં જ રચ્યૂં !
ન નિમિત્ત કશૂં ! ન નિમિત્ત કશૂં !
મુજ ભાવિ તણૂં છૂં નિમિત્ત જ હૂં !

સમજાય, અહો !
ઉકલાય, અહો !

બહુ ગૂઢ જ કિસ્મતનો પડદો !
પણ, છિદ્રિત થાય જરાક, અહો !
નિરખ્યું અધુરૂં ! પણ નિશ્ચય છે !
મનુ વ્યોમ જરૂર જ માપી શકે !
પ્રભુતા ભરી
પાંખ મિલાવી શકે !
સુરવર્ત્મપ્રવાસી થઈ જ શકે !
મનુબાલક દેવ બની જ શકે !

પણ – ઓ પ્રભુ !
ઓ પ્રભુ ! ઓ પ્રભુ ! ઓ !
મુજ પ્રેમપ્રણાયક તાત, અહો !
પ્રભુ શાશ્વત બાલ નિયામક હો !

રમણીય, અહો !
ફરીથી દિસતો –
જળનો પડદો,
મુજ આંખડીનો,
પડતો પડતો ! પણ શો રચતો –
બહુ સુન્દર એ મુજ ભાવિ, અહો !
તુજ હસ્ત વડે નવભવ્ય, અહો !
સ્મૃતિચિત્ર વધુ સ્ફુટ થાય, પ્રભો !
મુજ કિસ્મત
કૈંક કળાય, અહો !



# ઉદાસી



લખી ન શકતો ! એવું એવું ઉરે કંઇ થાય છે :
કહી ન શકતો ! એવું હૈયે મ્હને કંઇ થાય છે :
ઝખમી ઉર આ વારે વારે, અરે ! ઝખમાય છે :
સહુ દરદના સર્વાળા આ હવે ન સહાય છે.

ફકીર બનવા સાચે સાચો ઉરે અભિલાષ છે :
તજી દઇ બધું ચાલ્યા જાવા, ખરે ! મન થાય છે :
અસત સહુને લાખો લાખો હવે ફિટકાર છે :
ગિરિવર તણી કો ગુફામાં જવું સુખકાર છે.



# ઇસા ! અર્ઝી કબૂલી લે !



ખુવારીની કરી યારી ! હવે તું પૂર તૈયારી !
મુનાસિબ હોય તો ભરજે, ઇસા ! પયગમ્બરી ત્હારી !

ઇસાઇ પ્યાલીથી ત્હારી, મહોબ્બતને સલામી દે :
ઇસા ! જો રાસ્ત લાગે તો, **દીવાનાને સમાલી લે** !

ચમનદારી જૂની છોડી : **સનમદિલમાં** નઝર જોડી :
મગર દરબન્દ લોખંડી ! ઇસા ! તું દે હવે તોડી !

લખ્યૂં અસ્માનમાં શૂં શૂં ? ઇસા ! એ તું ઉકેલી દે !
અગર વાસ્તે મુસાફિરને, ઇસા ! તું દ્વાર ખોલી દે !

ઇસા ! દરબાન છે હઠીલો ! ન માને ! તૂં મનાવી દે !
કહે હંગામી નોકરને : દીવાનાને પિછાની લે !

ઇસા ! એની નથી હુકૂમી ! હુકૂમદારી હમારી છે !
ન માલેકી , ઇસા ! એની : વતનદારી હમારી છે !

લગાવી લાત દુનિયાને , અને દરબાન ઝુલ્મીને ,
હયાતીમાં જીવે શીરીન્ , હજી ફર્હાદની કબરે !

જમાતે જાય મધરાતે , જિગરમાં ડર વગર બિલ્કુલ ,
શરાબી મજલિસે શામિલ , છકેલી છોકરી એઇન !

ઇસા ! દરબાનને કહી દે : ચ્હડયો મન્સૂર સૂલીએ !
વહી દે : દે અગર ફરમાન ! મગર એ દર ખુલાવી દે !

બધૂં જો બેરહમ બગદાદ ! ઇસા ! સુલ્તાન જો ગુમરાહ !
બચાવી લે , ઇસા ! બન્દો : ખલીફે તબ્રીઝે તોબાહ !

ઇસા ! આ ર્હાડના ર્હાડો , ખસેડી દે ! ખસેડી દે !
દિલે મિસ્કીન ચૂમી લે ! ઇસા ! અર્ઝી કબૂલી લે !

ઇસાઇ નૂર પયગામે , નતીજો તૂં મિલાવી દે !
કરી મંઝૂર લે દાવો ! ઇસા ! અર્ઝી કબૂલી લે !

ઇસા ! ઇશ્કે અનલમહબૂબ ! મઝલ જાતે તૂં માપી દે !
ચલાવી ખુદ કદમ તૂં દે ! ઇસા ! અર્ઝી કબૂલી લે !

મુસા પયગમ્બરે દીધી , ખુદાઇ જાદૂઇ લકડી !
ઇલમ તાલીમ મગર તૂં દે ! ઇસા ! અર્ઝી કબૂલી લે !

શહર શૂં બેખુદા બગદાદ ? જલાવી દે ! જલાવી દે !
દિલે જળતા દીવાનાની , ઇસા ! અર્ઝી કબૂલી લે !

ઇસા ! પરહેઝગારીને, પૂરેપૂરી ફિદાવી દે !
શહર ભર તર તૂં મયનાબે ! ઇસા ! અર્ઝી કબૂલી લે !

દિલે કમઝોર ફિદ્‌વીને, રુહે કૌવત ટકાવી દે !
અગર, જો રાસ્ત લાગે તો, ઇસા ! અર્ઝી કબૂલી લે !

## રુદન



અરર ! હજી યે મ્હારે માટે, અરે ! રડવૂં રહ્યૂં ?
અરર ! હજી યે શૂં શૂં બાકી હશે સહવૂં લખ્યૂં ?
અરર ! હજી યે મ્હારૂં હૈયું નથી કયમ ફાટતૂં ?
અરર ! હજી યે શૂં એ પૂરૂં ન ચિત્ર બતાવતૂં ?

ખટક દિલમાં વ્હાલાંઓની, અરે ! મુજને રહી !
સ્વજન ઉરમાં આ શૂં ? શ્રદ્ધા ય છેક ઉઠી જતી ?
સ્વજન મુજ જો સાચાં હો તો ઉરાશ્રુ તપાસજો :
અગર, મુજ આ જાતે, વ્હાલાં ! ભલે ! ઉર ચીરજો.

## રુસ્તમ પહેલવાનને



દીવાના પર થવૂં આશક ! ન લાઝિમ છે, ભલા રુસ્તમ !
ફિદા થા ના ! પરત જા ! જા ! ન દે તલ્વાર, ઓ રુસ્તમ !
અયે બહાદુર તલ્વારી ! દિલે અહસાનમન્દી છે :
મગર, કર માફ ! ફિદ્‌વીને હવે બુઢ્ઢી જવાની છે !

જવાંમર્દી હતી જ્યારે, બિરાદર! ક્યાં હતો ત્યારે?
થયો પલટો હવે ભારે! દીવાનો છૂં હૂં અત્યારે!

દીવાનાને હવે, રુસ્તમ! અનલમહબૂબમાં આકીન:
પરત તલ્વાર આ ત્હારી! હજો, રુસ્તમ! ત્હને આમીન!

મુનાસિબ છે ઝખમ ખમવા: ન ડર યા ખૂનની પરવા:
દિલે શમશેર ઊંચકવા ન કૌવત, રે! નઝર કરવા!

નથી હથિયાર ત્હારાની કદર, કિમ્મત હૂં કરનારો:
હિમાયત હોય ત્યાં, જા! જા! હૂં તલ્વારે ન રમનારો!

બિરાદર! કર નઝર લાંબી! મ્હણે જો! એ પડી આલમ:
મુબારિક દોસ્તદારી ત્યાં, સલામી લાધશે, રુસ્તમ!

ગરઝ પડશે મ્હને તો છે ભલી મન્સૂરની સૂલી!
અગર ગનીમત મ્હને પ્યારી શીરીન્‌દિલની મીઠી છૂરી!

હમારા દેશમાં, રુસ્તમ! ભલા! હથિયારબન્દી છે:
કટારે ઇશ્કના ખેલે ફ્કત દાનેશમન્દી છે!

હમારી ઇશ્કતલ્વારે કરી પૂરેપૂરે યારી:
જહાંના જંગમાં, રુસ્તમ! હમારી માફ્ લાચારી!

થશે તલ્વાર ગુલવેલી! તૂં યે કર એ જ તૈયારી:
અગર, કર દરગુઝર, રુસ્તમ! પરત તલ્વાર લે ત્હારી!



# ઊર્મિમલાપ



પોકે પોકે રુદન કરીને, રે! ઘણાંને દુભાવ્યાં!
દીઠાં હૈયાં પ્રણયભર શાં પ્રાણપ્યારાં ભીંજાયાં!
આ બિચારાં ગરીબ જનની શાન્તિનૂં ખૂન કીધૂં!
તો યે ના ના કમનસીબ આ પામતું સ્વાસ્થ્ય હૈયું!

સ્વસ્નેહ કે મોહ નથી નથી આ:
સ્નેહો બધા છે અનુરૂપતાના:
દુઃસહ્ય ત્યાં પુષ્કળ દર્દદાવા:
સૌને છતાં પ્રાપ્ત ન પ્રેમલ્હાવા.

હૂં પ્રેમનો બ્રહ્મ નથી થયેલો:
વા ફિલ્સુફી પૂર્ણ નથી પીધેલો:
વ્હાલાંદિલે હાઝર છૂં ઝુકેલો:
સ્નેહાશ્રુના સાગરમાં ડુબેલો.

પર્વા બધી છોડી છૂટો થયો છૂં:
છતાં, ચહૂં સ્નેહ તમામને હૂં:
ન જાણુતી આલમ સ્નેહ છે શૂં?
· અનુભવૂં છૂં હૂં, છતાં, અધુરૂં!

ઓહો! પ્રતાપી સુરલોક તણા સ્વદેશે,
ઊંડાણ છે અજબ શૂં, અહ! એ પ્રદેશે!
છે એ અગમ્ય જ, ખરે! મનુબુદ્ધિ માટે:
આ વિશ્વ તેથી જ ન જોઇ શકે પ્રવાસે.

વિશ્વમાં – વિશ્વવાસીમાં, જ્યાં જ્યાં સ્થૂલ પ્રધાન છે,
ભૂમિના સૂક્ષ્મ ભેદોની, સાચી ત્યાં ન પિછાન છે.

પિંડબ્રહ્માંડમાં છુપો, પ્રેમદેશ મહાન છે:
વિશ્વનાં વિશ્વનો જેમાં, આદ્યન્તે અભિરામ છે.

ન્હાનૂં મનુષ્ય રચ્યૂં! દૃષ્ટિ ટૂંકી કરી છે!
શી ગૂઢ ત્યાં હૃદયસૃષ્ટિ, અહો! છતી છે!
હૃદ્‌ભાવ અદ્‌ભુત અગમ્ય અપાર કીધા!
ઓ પ્રેમબ્રહ્મ! તુજ શી, અહ! ઓર લીલા!

તોડયા ઘણા ગઢ: ભયંકર દૂર્ગ ભેદ્યા:
ત્હારા બળે, પ્રભુ! અસુર અનેક છેદ્યા:
તો યે, પટાન્તર હજી જબરા જણાતા:
રે! શૂં વિરોધી હજી યે પડદે છુપાતા?

અક્કેકા રક્તબિન્દુથી, લાખ ફોઝ થતી ખડી!
પ્રભો! કાં કારમી કીધી, દાનવી સૃષ્ટિ આવડી?

છેલ્લાં જણાય અહીં, તે જ થનાર પ્હેલાં:
પ્હેલાં ગણાય અહીં, તે ન સદાય વ્હેલાં:
તેડયાં ઘણાં પણ પસન્દ કરેલ થોડાં:
તો, તાત! કલાન્ત ઉર છેક નથી અસૂરાં!

ગતિહીણૂં રહ્યૂં સ્થમ્ભી: વિકર્મી ન જરા ય છે:
છતાં, જ્યાં સિન્ધુ ખેંચે ત્યાં નાવડૂં ઘસડાય છે.

સમુદ્રે ભરતીઓટે, સ્વભાવે ઊર્મિ ઉછળે:
પ્રવાસી નાવ ડોલે ત્યાં, કોઈ યે શૂં કરી શકે?

પ્રેમબ્રહ્મકૃપાના ત્યાં, વાયરા સર્વદા વહો!
ડોલતૂં દરિયા વચ્ચે, મુકામે નાવ પ્હોંચજો!



# ખોવાયલૂં બાલક



ઓચિન્તા દુઃખથી માતા, બાપડી ગાભરી બની :
સુણેલી આંખમાંથી શી અશ્રુરેલ વહ્યાં જતી !

પાસે ઉભૂં કોઇ બનેલ દીન,
માતા તણાં લોચન લૂછતૂં'તૂં :
ના ચિત્તનૂં સાન્ત્વન થાય કિન્તુ !
લ્હોનાર જાતે જ રડી જતૂં'તૂં !

પ્રેમનાં દર્દની ના ના બુદ્ધિગમ્ય પરિસીમા :
પિછાને સંભવે ના ના હૈયાની આર્દ્રતા વિના.

રોનારનૂં હૃદય છેક ગળી ગયેલૂં,
લ્હોનાર જોઇ ન શકે બહુ વાર એવૂં;
હૈયે ધૃતિ બધી યુવાન ગુમાવી દે છે,
કમ્પિત, મૂર્ચ્છિત થતાં ધરણી ઢળે છે.

નાથને બાથમાં ઘાલી, ચાંપે વ્હાલ કરી કરી :
આંસુ ઢાંકી લૂછે આંસુ : સાચેરા સ્નેહની સખી.

ના અન્તરે સ્વાસ્થ્ય કશૂં ય છે જ્યાં,
ત્યાં સંભવે બાહ્ય કશી વ્યવસ્થા ?
અસ્વચ્છ છે ઝૂંપડી ને અજીઠાં –
રાંધેલ પાત્રો હજી યે પડેલાં !

રાંધેલાં ધાન્ય જ્યાંનાં ત્યાં, અરેરે ! આ પડયાં રહ્યાં !
નિર્માણો દૈવનાં મિથ્યા, ના ! ના ! કોઇ થઈ શક્યાં !

સાડી સજેલ નવરંગ વડે પિયુનાં,
લૂછે સખી નયન પ્રેમથી અશ્રુભીનાં,
બેભાન જોઇ પ્રિયને નિજતા ભૂલે છે,
ઉન્હૂં શરીર શરીરે સખી દાબી દે છે.

નાથને બાથ શૂં ચાંપે, ઊંડૂં વ્હાલ ભરી ભરી:
આંસુ ઢાંકી લૂછે આંસુ: સાચી એ સ્નેહની સખી.

મૂર્ચ્છિત તન્દ્રિત ઉરે પ્રણયાર્દ્રતાની,
ધ્હોંચે બલિષ્ટ અતિ હૂંફ, અહો! પ્રિયાની:
ચૈતન્ય સ્પર્શિત થતાં પિયુને જગાડે,
નિઃશ્વાસ દીર્ઘ અતિ આર્દ્ર યુવાન નાંખે.

ભરાતૂં પ્રિયનૂં હૈયું, ધ્હરાણે સ્વાસ્થ્ય મેળવે:
દેવીની દૃષ્ટિશૂં દૃષ્ટિ, ટકાવી ન છતાં શકે.

ખોવાયૂં બાલ પ્રિય એ નવદમ્પતિનૂં:
દૈવી હતૂં મુકુલ એક જ સાંપડેલૂં:
વાત્સલ્યને વિદહદર્દ દિલે દહે છે:
ધીમેથી જ્ઞાન ધૃતિબોધ તહીં ભરે છે: –

'આઘૂં પાછૂં જરા થાતાં, રડે છે, સખિ! આમ શૂં?
'આડૂં તેડૂં સદા ખેલે, બાલ એ અળવીતરૂં!

'જે દૈવની અતિ દયાથી અહીં મળેલૂં,
'તે છે સુરક્ષિત સદા પ્રભુથી રહેલૂં:
'સ્વામી સમર્થ, સખિ! રક્ષક ત્યાં શી હાનિ?
'ચિન્તા ઘટે ન પ્રભુ પાલક ત્યાં કશાની.

'પ્યારાં છે પ્રભુનાં ત્યાં તો, કદિ કાલ ન ફાવશે:
'છાની રૂહે! પ્રાણ! છાની તૂં! આવશે બાલ આવશે.'

આશ્વાસવા પ્રિયતમાઉરને વદે એ,
જાતે ન કિન્તુ કંઇ હામ ધરી શકે છે:
ઘા એક એક જ હતો પિયુને પ્રિયાને!
ત્યાં આ પ્રયત્ન પ્રિયનો, વ્રણ રૂઝવાને!

પોતાથી ના બને તે કાં બીજાને કરવા કહે?
ભરે ત્યાં જ્ઞાન તો, બન્ધુ! ત્હારાં કેમ દૃગો વહે?

શ્રદ્ધા પિયુવચનમાં નિજ રોપનારી,
સર્વસ્વનૂં પ્રિયઉરે બલિ હોમનારી,
વ્હાલાનૂં સર્વ પ્રિય પૂજ્ય સ્વીકારનારી,
એ પ્રેમદેવી ઉરજ્યોતિ પ્રકાશનારી.

પારખે પિયુનૂં હૈયું: ઉકેલે સૂર સુન્દરી:
છતાં, નેત્રો હઠીલાંને મનાવી શે શકે સખી?

'ઓ નાથ! પ્રાણપ્રિય! આપણ દંપતિનૂં,
'પ્રેરિત પ્રેમતણું વ્હાલભરેલ બીબૂં:
'કેવૂં વિનોદરૂપ બાલકડૂં, અરેરે!
'ક્યાં હિઝરાતૂં રડતૂં ભમતૂં હશે એ?

'કાલૂં ઘેલૂં કહી કેવૂં, સ્વાનન્દે મસ્ત નાચતૂં!
'ઉપાધિપૂર્ણ હૈડાંમાં, પ્રભુતા પૂરતૂં હતૂં!

'હૃદયદ્વયની છીપોલીમાં ભરી રસબિન્દુડૂં,
'પ્રણયપ્રભુએ કેવૂં મોંઘૂં સુમૌક્તિક ત્યાં રચ્યૂં!
'નવલ શિશુનૂં એ મ્હો! એ મ્હોં! અનુપમ શોભતૂં!
'નવગભીર સૌ દ્રષ્ટાઓને ય પાઠ પ્રબોધતૂં!

'કુણા ત્હારા કરે, ગાલે, અધુરાં ચુમ્બનો રહ્યાં:
'વિજોગે, બાપલા! ત્હારા અકારાં જીવવાં થયાં!

મૃદુ ઉરે દર્દ વધી પડે છે :
સુકોમલાંગી ન સહી શકે છે :
ના ચિત્તમાં ભાન કશું રહે છે :
ઢળી પડે છે ધરણી પરે એ !

પ્રેમનાં દર્દની ના ના બુદ્ધિગમ્ય પરિસીમા :
પિછાને સંભવે ના ના હૈયાની આર્દ્રતા વિના .

અકથ આ વ્યથિતાર્દ્ર દશા તણી ,
અનુભવે જ પિછાન થતી ખરી :
હૃદયનું સુરરાજ્ય મહાન છે :
અતિ મૃદુ પણ ભવ્ય ઊંડાણ એ .

વીતે છે દર્દમાં રાત્રિ : ટકોરા ચારના થતા :
દુ:ખીઆરાં દિલે ભાવો એના એ જ વધારતા .

એ દીન આકૃતિ દીસે ગમગીન કેવી !
જાણે દયાભરી વિરાજીત અશ્રુદેવી !
નિ:શબ્દ દુ:ખદ અવાચ્ય દશા જુવે છે !
કાબૂ યુવાન ઉર છેક હવે ખૂવે છે !

છૂટૂં મૂકી દીધૂં હૈયું : લોહીનાં આંસુડે રડે :
પડેલો પૃથ્વીને ખોળે : માતા ત્યાં ઝટ જાય છે .

'આ શું ? અરે !' વદી જતી યુવતિ ત્વરાથી ,
ચાંપે પિયુથી નિજ હાંફ ચ્હડેલ છાતી :
'વ્હાલા ! તમે –' પણ વધુ ન વદી શકે છે ,
અસ્વસ્થ દમ્પતિઉરે ભડકા ઉઠે છે .

બેવડા દુ:ખથી માતા , બાપડી ગાભરી બની :
સુણેલી આંખથી ભારે , અશ્રુરેલ વહ્યાં જતી .

આવો મહાવ્રણુ થયે કંઇ કાલ વીત્યો ,
શું લેખિની લખી શકે ઇતિવૃત્ત પૂરો !
એ દુઃખ શું ગહન પુત્રવિજોગનું રે !
માતાપિતા સહુ ! પ્રભુ તમને બચાવે !

હવે તો તાતને ત્યાંથી સમાચાર મળેલ છે :
સુરક્ષિત શિશુ હૈવી પ્રેમામૃત પીધેલ છે .

માતા તણો પ્રેમ પચાવતું હો !
માતા તણી આશિષ પામતું હો !
માતા ઉરે પ્રેમ પ્રકાશતું હો !
ભલું જીવો ! માતપિતા ! શિશુ , અહો !

માતાના પ્રેમનું બચ્ચું : બાલ તાત મનુષ્યનો !
જસોદા નન્દનો કહાનો : કિન્તુ , શ્રીકૃષ્ણ વિશ્વનો !



# જંગલનો મ્હેમાન



તાજી તાજી , અહો ! તાજી રાખવી આંસુની સ્મૃતિ :
મોંઘેરી પ્રેમની ઉંડી એ છે દુર્લભ ફિલ્સુફી .

જે વાતો લખવા ય ચાલુ સમયે ના ના મળે સુરખી ,
ને જે વાત પૂરેપૂરી ય વદવા શક્તિ ઉરે ના હજી ;
જે લેખો હૃદયે જ માત્ર લખવા , જેની સદાયે સ્મૃતિ ,
તે ચિત્રકૃતિ પત્રના પટ પરે આલેખતાં શી સ્થિતિ ?

અગત્ય છે ના, યદિ હોય તો યે,
આ હસ્ત કૈં ચિત્ર રચી શકે ના!
વિના લક્ષ્યે એ પ્રભુતા ભરેલા,
ભલે રહે ભાવ ઉરે લખેલા!

ચાલે ના લેખિની, ઓહો! કલ્પના પ્હોંચતી નથી:
હૃત્પ્રદેશે, ખરે! લેશે બુદ્ધિ કૈં ફાવતી નથી.

સાદા બનાવો બહુ સાદી રીતે,
ગમ્ભીર આ જીવનમાં બને જે,
તે ગૂંથવા યત્ન થઈ જતો આ,
કલા વિના કેવળ ઊર્મિમાલા.

બધૂં છે એ જ! જેનૂં તે! ફેરફાર વધુ નથી:
વ્યથા, આંસુ અને સ્હેવૂં, રોજનૂં જ! નવૂં નથી.

છે મૈત્રી આ હૃદયને ઝખમોથી જામી,
ને કૈં પરિચય વધ્યો મૃદુ આંસુડાંથી:
એની કૃપાથી હજી દૂર પ્રવાસ થાશે,
એ અશ્રુનાં જ ઉરગાન, અહો! ગવાશે.

તાજી તાજી સદા તાજી રાખવી આંસુની સ્મૃતિ:
મોંઘેરી પ્રેમની એવી દૈવી દુર્લભ ફિલ્સુફી.

પરન્તુ, આ વિશ્વ બધૂં ય ચાલે,
ટેવાયલૂં ભૂલકણૂં વિમાર્ગે!
અસત્યને ભેટી રહ્યૂં કસીને!
તે આંસુની કિમ્મત શૂં કરી શકે?

જીવે છે ક્ષુદ્ર અર્થોમાં, બાંધેલાં ન્હાનકાં ઉરો:
ઉવેખો અન્તરાત્માના ઊંડા ચૈતન્યસુસ્વરો.

જાતે જ કારાગૃહ શાં રચે છે!
પ્રકાશથી વૈર થવા મથે છે!
પશુથી યે જીવન ઉતરે છે!
અરે! મનુષ્યો શું જીવી શકે છે!

હાય! દીવો લઈ હાથે, હઠીલાં કૂપમાં પડે!
તસુ યે શી રીતે ઉંચે જન્તુ એ ગગને ઉડે?

પરન્તુ, એ પામરતા પિછાની,
જ્યાં ઉદ્‌ભવે સ્ફુર્તિની પુણ્યવૃત્તિ,
જે માગતૂં જાગ્રતિ ત્યાગી સુસ્તી,
મુમુક્ષુ તે: તે જ ચહે વિશુદ્ધિ.

મીઠી આ યાતૃભૂમિમાં, દર્શનો કૈંક સાંપડ્યાં:
પ્રેમની પ્રભુતાનાં શાં રસીલાં સ્વપ્ન જાગતાં!

જાણે હતો કૈં સહરા સમા એ,
પ્રચંડ કો જંગલમાં રહેતો:
એકાકી કો વૃક્ષથડે પડેલો,
બાહ્યાન્તરે તાપપ્રતાપ સ્હેતો.

કાષ્ટના કૈંક વેપારી, જંગલે આવતા હતા:
લખોટા કાસદો લેઈ, જવલ્લે ચાલતા જતા.

વેપારીઓ પ્રીતિ બહુ જ રાખતા:
ને કાસદો કોઇ વિરામ આપતા:
વેપારીની પ્રીતિ! પડે શી ત્યાં મઝા?
ને કાસદો! તે ય વિદેશી લાગતા!

દર્દનાં અનભિજ્ઞાની ! છતાં ઔદાર્ય દાખતાં :
ઊંડાં ત્યાં સ્નેહનાં સત્ત્વો પ્રભેદાન્તરમાં ખરાં .

ટાપુ પરે વાસ રચી રહેલો ,
જાણે હતો ઉજ્જડ હેલિનાના !
સૂની હતી કૈંક શ્મશાન જેવી ,
છતાં ખરે ભેદ ભરેલ ભૂમિકા !

કોક દિ પ્રભુઇચ્છાથી આસપાસ જુવે દૃગો :
ઉડવા મથતાં જાણે કેદી કોઇ કબૂતરો !

આવે , અહો ! દૂર સ્વદેશમાંથી ,
ત્યાં – એ ગૃહે હેતભર્યો અતિથિ :
ત્યાં – એ ગૃહે ! જંગલમાં જ એ – એ !
વા હેલિનામાં તપતો હતો ત્યાં !

દીવાના દર્દીઓને ત્યાં આતિથ્યો જ નથી થતાં :
સાચા દર્દ વિના કોઈ કદિ ત્યાં નથી ફાવતાં .

આવી ગયાં કૈંક ! જનો અજાણ્યાં ,
બેદર્દ વા અક્કલના નમૂના !
પરન્તુ , જ્યાં ભેખ વિના ન બીજૂં ,
ત્યાં લક્ષ્મી વા કીર્ત્તિ ક્ષણે ટકે શૂં ?

તથાપિ અતિથિ આ તો વ્હાલેરો જોગીરાજને :
દોસ્ત ના દર્દનો પૂરો : છતાં કૈં કંટકો ઉરે .

વ્હાલી , અહો ! એ હૃદયંગમાના –
કશા સમાચાર નથી જ લાવ્યો !
નવી કશી વાત હતી ન સાથે ,
છતાં ય વ્હાલો ઉર એ અતિથિ .

લાગણીથી બળે હૈયું, પોચૂં, પ્રેમભર્યૂં ભલૂં:
પ્રેમના ભેખધારીને, ઘણું છે ઘણૂં એટલૂં.

આ વિશ્વમાં એ જ મળી શકે ના:
મળે કદિ કિન્તુ ટકી શકે ના:
બની બનાવી બનતી ન પ્રીતિ:
ને તેથી વ્હાલો ઉર એ અતિથિ.

જેટલૂં સ્વપણૂં સ્નેહે, તેટલો સ્નેહ સ્નેહ ના:
અર્પાવૂં વા ખપી જાવૂં, માગે સેવક સ્નેહના.

સદ્ભાવના પૂર્ણ ઉરે વહેતી,
થોડી છતાં સાચી હતી જ પ્રીતિ –
ભરેલ શી શુદ્ધ પવિત્ર મીઠી!
ને તેથી વ્હાલો ઉર એ અતિથિ.

દીવાના દર્દીઓને ત્યાં, આતિથેય નથી હતાં:
મુમુક્ષુ, આર્દ્ર હૈયાંને, લાધે દર્દ નવાં નવાં!

તથાપિ જો દર્દી દિલે કદાપિ,
સમાન દર્દી દિલ આવી ભેટે,
દિલો ખૂલે! રેલ નવીન ચાલે!
ખરે! અતિ અદ્‌ભુત રંગ જામે!

હેલી તો રંગની ન્હોતી: ફોરાં કોઈક વર્ષતાં:
થોડો કાલ વહ્યો તો યે લાભચોઘડીઆં હતાં.

સદા રહે જે દિલ દર્દરંગી,
તેને ન શાન્તિ થતી તેટલાથી,
પરન્તુ, કૈં દૂર પ્રયાણ કાજે,
અતિથિ તૈયારી કરે જવાને!

યાચે છે વનવાસી એ, આગન્તુક અતિથિને:
'ના જજે – ના જજે આજે! બને તો વધુ ઠેરજે.'

ઉઠયો હતો જંગલમાં દવાગ્નિ,
ત્રાસે પશુપંખી તમામ પ્રાણી:
વળી વધુ દર્દ, થતી ન વૃષ્ટિ!
જાણે હતી શુષ્ક ઉદાસ સૃષ્ટિ!

વિનન્તિ કરતો એવી: 'દશા સર્વ નિહાળવી:
'ભારેલૂં કૈંક છે ભારે! સખે! આજે જવૂં નહીં.'

વળી કહેલૂં મિજમાનને કે,
'નિર્માણથી પ્રેરિત છે થયેલો,
'શૂં કામ – તે તો બધૂં કોણ જાણે –
'પરન્તુ, અત્રે તૂં પધારવાને.'

હતૂં છેલ્લૂં ઉમેર્યૂં કે, 'વધારે ઝખમાણો છૂં:
'કૃપાળુ! ઠેરજે એવૂં, અતિથિમિત્ર! ચાહૂં છૂં.'

ઠેલી વિનન્તિ ઝખમી ઉરોની,
ચાહી શકે કોણ સુખી થવાને?
અતિથિની ગમ્ભીર ચિત્ર દેખી,
સ્વાભાવિકી લાગણી આર્દ્ર થાતી.

દર્દ દેખી દ્રવે, દાઝે સ્નેહીની સાનુરૂપતા:
સ્હેવાને જ રહે સાથે, સાચી સૌહૃદ ભાવના.

કુરંગ કો એ દવમાં પડયૂં હતું:
વાચા વિના દર્દ પુકારતૂં હતું:
ગરીબડૂં છેક ઘવાયલૂં હતું:
ઠેર્યો અતિથિ શૂં ઉગારવા પશુ?

કારી કિન્તુ મધુરો ઘા, એ તો એ જાણતો હતો:
ને હૂંફાળા ઉરે વ્હાલૂં એ દર્દી ચાંપતો હતો.

દર્દી તણા દર્દની જાણ થાવી,
સ્હેલૂં નથી એ ય અહીં કદાપિ:
છતાં દયા કૈંક કરી શકે છે,
બની શકે ના વધુ તો, અરેરે!

ખરૂં છે કે દયા દર્દો છેદી છેક શકે નહીં:
પમ્પાળે તો ય દર્દીને! એ ય દુર્લભ છે અહીં.

આકાશ ત્યાં એક દિને હતૂં શૂં,
ભારે બધૂં વાદળથી છવાયૂં!
જે બ્હીકને કૈંક પિછાનનારાં,
તે તો ઉરો અન્દર કમ્પતાં હતાં!

તોફાનો લાખ કૈં જુદાં, જંગલે વાધતાં જતાં:
માયાળુ કાફલા પેલા, ઝાઝૂં ના આવતા હતા!

અવાચ્ય દાવા દિલમાં ભરેલા!
દુઃસહ્ય કૈં ગૂઢ વ્રણો પડેલા!
એવા અતિ ગમ્ભીર મામલામાં,
હતો અતિથિ વનવાસીનો આ!

ચાર ને પાંચ વચ્ચેનો, પ્રભાતે અરસો હતો:
દૂરથી કૂકડો કોઈ 'કૂકૂ! કૂકૂ! કૂકૂ!' બોલતો હતો.

તે રાત્રિએ, તે જ, અહો! પ્રભાતે,
વનસ્થને ને મિજમાનને યે,
દેવી તણાં દર્શન સાંપડેલાં!
સદા ય જે ધન્ય ઉરે લખેલાં!

ભક્તોને આપવા કાજે મોંઘી ભેટ ઉરે હતી,
અર્પી દે છૂટથી દેવી! પૂજા કેવી અતિથિની!

વિચિત્ર આ જંગલનો નિવાસી,
કોઈ નવા દેશ તણો પ્રવાસી,
ઉપાસના જેની હતી સદાની,
તે અશ્રુદેવી જ પ્રસન્ન થાતી!

ત્હારાં, ઓ અશ્રુની દેવિ! ગાયાં ગીત ઘણાં ઘણાં:
છતાં, પથ્થરનાં હૈયાં અમારાં હજી યે રહ્યાં!

તથાપિ તે દિન હતો રૂપાળો!
દેવી તણી પ્રીતિ ભરી દયાનો!
જેણે હતું જંગલ એ ભીંજાવ્યું!
અતિથિને યે રડવું ભણાવ્યું!

હસાવે ને હસે એવું, આખું આ વિશ્વ છે પડ્યું!
પરન્તુ, શિખવે રોતાં, એવું તો કોક વીરલું!

આ વિશ્વ છે કાયમનું ન થાણું:
માપેલ વખ્તે જ ઉડી જવાનું:
ધીમે ધીમે વર્ષ બધાં જવાનાં:
લાખો કરોડો નથી ગાળવાનાં!

ઝિન્દગી અલ્પ છે, એમાં કમાવૂં સત્ય જીવવૂં:
આંસુથી પ્રેમના પૂરા પ્રભેદો પારખી જવૂં.

હેવે દીધી ગૂઢ શરીરનૌકા,
જે જીતતાં વિશ્વ બધૂં જીતાતૂં:
આ વિશ્વ સૌ પ્રેમ વડે તરાતૂં,
ને આંસુથી પ્રેમ ભણી જવાતૂં!

જંગલી એ પ્રવાસીનાં આંસુથી અતિથિ રડે:
રોતાં રોતાં ઉરે એને વિશુદ્ધિ નવી સાંપડે!

પ્રભાવ છે અશ્રુ તણો અનેરો:
અગમ્ય શી અદ્‌ભુતતા ભરેલો!
અતિથિ પોતે નવ જાણતો કે,
નવા પ્રદેશે ડગલૂં ભરે છે!

અસ્તુ! અસ્તુ! સખે! અસ્તુ! સુખરૂપ પ્રવાસ હો!
ગતિમાં બળ વાધો! ને આંસુના અભિલાષ હો!

તપસ્વીનાં અશ્રુ ચૂમી લઇને,
એથી અજાણ્યૂં નિજમાં ભરીને,
હવે અતિથિ પ્રતિયાણ ત્‍હાતો,
દે છે રજા જંગલનો દીવાનો!

સલામો કરતા સ્નેહે, અતિથિ, યજમાન એ!
ત્યાં તો આ આંખ મીચેલી, ઓચીન્તી ખુલ્લી થાય છે!

દર્દી અને દર્દ ભર્યો છતાં એ—
પ્રદેશ જાદૂઇ ન વિસ્મરે છે—
એ ટાપુ—એ જંગલ! એ બધૂં એ!
મ્હને સદા દૃષ્ટિ સમીપ ભાસે!

જાગ્રતસ્વપ્ન આ છે કે સુષુપ્તસ્વપ્ન આ હશે ?
પૂરેપૂરું, અહો ! એ ના અધુરે ઉર ઉકલે !

કદાપિ સ્વપ્નાં ય ખરાં પડે છે :
સત્યો ઘણાં સ્વપ્ન બની નડે છે :
જાગર્તિ વા સ્વપ્ન, સુષુપ્તિ, નિદ્રા !
શા એ વિતર્કો કરવા નકામા ?

તાજી તાજી સદા તાજી રાખવી આંસુની સ્મૃતિ :
છુપી છે પ્રેમની એવી દૈવી દુર્લભ ફિલ્સુફી.

અદૃશ્ય એ સ્વપ્ન થયૂં મધુરૂં,
આ નેત્રથી કૈંક પડયૂં વિખૂટૂં :
છે સ્વપ્નભાવો પણ એ ન સુતા,
તાજાં થતાં ચિત્ર હમેશ એ ખડાં !

ટેવાયાં સ્વપ્ન જોવાને સદાનાં દૃગ રાંકડાં :
તત્ત્વો એ દર્શનો દ્વારા તેવાંને જ ખરાં જડયાં.

એ સ્વપ્નના ચિત્ર તણા વિચારે,
ઊંડાણમાં દૃષ્ટિ પ્રપાત પામે :
નવી નવી સુન્દરતા જણાતી,
ને ગૂઢ શી ગમ્ભીરતા પમાતી !

સ્વપ્નનો, અશ્રુદેવીનો, વસ્તુબોધ વિચારતો,
જાણે એ જ બધાં ખ્વાબો, ઉરે હૂં ઘોળતો હતો.

એ સ્વપ્નના દર્શનને હજી તો,
લાંબો નથી કાળ કશો ય વીત્યો,
ત્યાં તો દિલે સ્વપ્ન ફરી કૂદે છે !
પ્રભુકૃપા શી, અહ ! વિસ્તરે છે !

આકાશે ચન્દ્રની ઝાંખી બદામી ચાંદની હતી :
અમીધારા હિમાંશુની આંખનૂં પાન ના થતી .

ગાતૂં હતૂં ગાયન આંસુડાંનૂં —
કોઈકિ ત્યાં ભક્ત નવીન થાતૂં :
એ દેવીની દિવ્ય ઉદારતાનૂં ,
ફરી , અહો ! દર્શન ત્યાં જણાતૂં !

મીઠી આ યાતૃભૂમિમાં , દર્શનો કૈંક સાંપડયાં !
પ્રેમની પ્રભુતાનાં શાં જાગ્રતસ્વપ્ન આ ખડાં !

નવી ભૂમિમાં ડગલૂં ભરેલો ,
ચિતાર જે યાદ કરે બનેલો ,
અતિથિ જે જંગલમાં થયેલો ,
જાણે અહીં એ જ , અહો ! ઉભેલો !

પૂજે છે અશ્રુદેવીને , હૈયું એ ગમગીન છે :
હજો તૂં લીન આંસુમાં ! હજી ભક્ત નવીન છે .

પ્રેમાશ્રુના દિવ્ય પૂરે તૂં ન્હાજે !
એ આંસુનાં ગીત હઝાર ગાજે !
ચોખ્ખાં મધુરાં પ્રણયાશ્રુ વ્હાજે !
એ માર્ગથી મ્હાલ નિજાત્મરાજ્યે !

હૂં , તૂં ને વિશ્વ આખૂં યે જંગલે મિજમાન છે :
માર્ગદ્રષ્ટા , સખે ! તેમાં , અશ્રુદેવીની લ્હાણ છે .

પ્રવાસી જો જંગલમાં પડેલો —
સંભાર શો દર્દભર્યો રડેલો !
હોજો ત્હને એ જ કૃપા પ્રભુની !
તૂં પામજે જોગીની એ વિભૂતિ !

મોહના જગમાં અન્તે, જીવનૂં નુકસાન છે:
સાચૂં જીવાડનારૂં તો જોગીનૂં જ શ્મશાન છે.

અને સદા ઉન્નત ભાવનાથી,
પ્રેમાશ્રુદેવીની ઉપાસનાથી,
ત્યાગી ઉપાધિ ઉરલીનતાથી,
નવૂં જીવો, જોગી! શ્મશાનમાંથી!

જાગ્રત સ્વપ્ન આ છે કે સુષુપ્ત સ્વપ્ન આ, સખે?
ઉકલ્યૂં અધુરૂં, બન્ધુ! કોક દિ પૂર્ણ ઉકલે!

કદાપિ સ્વપ્નાં ય ખરાં પડે છે:
સત્યો ઘણાં સ્વપ્ન બની નડે છે:
જાગર્તિ વા સ્વપ્ન, સુષુપ્તિ, નિદ્રા!
શા એ વિતર્કો કરવા નકામા?

જે વાતો લખવા ય ચાલુ સમયે ના ના મળે સુરખી,
ને જે વાત પૂરેપૂરી ય વદવા શક્તિ ઉરે ના હજી,
જે લેખો હૃદયે જ માત્ર લખવા, જેની સદા યે સ્મૃતિ,
તે ચિત્રકૃતિ પત્રના પટ પરે આલેખતાં શી સ્થિતિ?

લખ્યૂં આ પ્રેમને લેખે, આલેખે શૂં પ્રયત્નથી?
ડુબે જ્યાં લાખ બ્રહ્માંડો, અક્કેકા ઉરરત્નથી!

અગત્ય છે ના: કંઇ હોય તો યે,
આ હસ્ત ના ચિત્ર રચી શકે એ:
વિના લખ્યે એ પ્રભુતા ભરેલા!
ભલે રહ્યા ભાવ ઉરે લખેલા!

તાજી તાજી સદા તાજી રાખવી આંસુની સ્મૃતિ:
એ છુપી પ્રેમની મોંઘી, દૈવી દુર્લભ ફિલ્સુફી.



# વ્હાલા વિજ્ઞાપકને



કૈં હેતથી, કૈં હોંશથી, વિજ્ઞાપકે વચનો કહ્યાં :
પ્રતિ વર્ષનાં બે ચક્ર તે પર પ્રેમમાં સુન્દર વહ્યાં!

ઓ મિત્ર! કૈં તુજ સાથ ટૂંકી વાત હૂં આજે કરૂં :
વ્યક્તિ ચહો, વ્યાપક ચહો, પણ ભૂલવૂં પોતાપણૂં.

મુજ ઊર્મિઓ, મુજ આત્મબલ – પુરુષાર્થ છે મુજ પ્રેમમાં:
ને પ્રેમનો જ પ્રવાસ જોડે ચિત્ત યોગક્ષેમમાં.

વ્યષ્ટિ, સમષ્ટિ એક છે : જો! બિન્દુ, સિન્ધુ અભિન્ન છે :
જો! પિંડ ને બ્રહ્માંડના સંબન્ધ સૌ અવિચ્છિન્ન છે.

દ્વિજત્વ વા નવીનત્વથી, પૂર્ણત્વમાં જીવને જવા,
કૈં ગૂઢ ક્રમનિર્ણીત થયા ઉરનૂં નિજત્વ ગુમાવવા.

નિજત્વની ભૂમિ નારકી : તજી એ જવૂં જ અનન્તમાં :
તપવૂં મળ્યૂં પરમય થવા પરિપૂર્ણ પ્રેમસ્વરૂપમાં.

દમ્ભે જીવે જડવાદી! એ નખરાં જ જૂઠાં જાણવાં :
સેનાપતિ પ્રભુ એકનાં, અનુશાસનો સ્વીકારવાં.

પંડિતપણૂં પોતાતણૂં, ભૂલી જવૂં એ ભવ્યતા :
જ્યાં ઘડમથલ જૂઠી જ ત્યાં મીચાય દૃગ એ દિવ્યતા.

હૃદયેશ્વરી મુજ પ્રીતિદેવી! આશિષો વર્ષાવતી :
ક્ષારે ભર્યા ઉરસાગરે, પ્રેમામૃતોર્મિ વહાવતી!

પ્રેમોર્મિના કૈં હર્ષથી, કૈં પ્રેમયોગવિયોગથી,
નાચી રહ્યૂં ઉરનાવડૂં, છૂટી જતૂં મુજ હાથથી !

ભૂલી જતો ઝાઝૂં ! હવે પ્રભુહસ્ત સર્વ સુકાન છે :
સુરસાગરે પ્રભુ પ્રેમનો સૂચવે તહીં જ પ્રયાણ છે.



# હલેસૂં છોડ ! બિસ્મિલ્લાહ !



મુબારિક હો મુસાફિરને ! કદમ લાઝિમ હવે ભરવાં :
મુકર્રર મસ્ત મસ્તાની ! મુસાફિર છે : ડરે છે કાં ?

ચૂમી ચશ્મે રુહેગુલ, યાર ! પી લે પ્યાલી પરસ્તીની :
હઝમ કર હિજ્રૂમાં હરદમ, અજબ ફિલ્સુફી મસ્તીની.

દીવાની અંજુમન છે ! ત્યાં નથી હક ! યા નથી દાવો :
અનલ્હક છે અનલ્મહબૂબ : ખપી જવૂં એ ખરો લ્હાવો.

નથી મુર્શિદ ! નથી ચેલા ! મુસાફિર છેક છે ઘેલા :
પીધેલા દારૂના પૂરા ! બધા મુર્શિદ ! બધા ચેલા !

ફરેબી સૌ બઝારોમાં, કલાલોની દગાબાજી :
પિછાની છે બનાવટ એ ! મિલાવે રંગમાં પાણી !

મિલાવટ માલ ! તર્કટ છે ! ન થોભો : દૂર જાવાનૂં :
શિરાઝી જામ પીવાને, પૂરા તૈયાર થાવાનૂં.

જલદ બુરો નશો પીને, અજબ મુરદ્દ થવું લાઝિમ :
પડેપડ ચીરતાં વધવું : ફના થવું ! એ અસલ તાલીમ.

વગર મર્હમ મીઠા મર્ઝે, રીબાવું એ અદલ રસ્તો :
ખયાલી ખ્વાબમાં જીવવું : શિરસ્તો એ પરસ્તોનો.

દુરંગી લોક વેપારી ! ન ત્યાં કાયમ વતનદારી :
ઈશારો છે : પિછાની લે : ભલા ! ગુલ્બોની કર યારી.

હકીકતમાં ન ગુલ ! મિટ્ટી ! નથી પથ્થર ! નથી દુનિયા !
અજબ ગૌહર ચહે તો દિલ – ડુબી જા – ઈશ્કદરિયામાં !

મીચીને ચશ્મ ચાલ્યો જા ! ન ડર ! છે દૂર ! સીધો રાહ !
સનમના નામ પર, મસ્તાન ! હલેસૂં છોડ– બિસ્મિલ્લાહ !



## પ્રભુજી ! આપો તો આપો !



ઓ પ્રભુ ! શાશ્વત સ્નેહસવિતા !
ભર્ગસ્વરૂપ પ્રભો ! તું ભર્ત્તા !
કાર્ય તૂં ! કારણ તૂં ! તૂં કર્ત્તા !
પ્રેમપ્રભો ! તૂં ! તૂં !

માત તૂં ! તાત તૂં ! ભ્રાત, પ્રભો ! તૂં :
મિત્ર તૂં ! પત્ની તૂં ! સર્વ, પ્રભો ! તૂં :
યાચૂં અનુભવમાં, પ્રભુ ! એવું :
આપો તો આપો !



## ડરવૂં શાને?



યોગ અમૂલખ ત્હેં, પ્રભુ! દીધો:
ભેખ અજાયબ મ્હેં, પ્રભુ! લીધો:
પન્થ બતાવ્યો ત્હેં, પ્રભુ! સીધો:
તો ડરવૂં શાને?



## એક પ્રાર્થના



પ્રેમના – ક્ષેમના ભર્ત્તા! પ્રભો! ભર્ગસ્વરૂપ છો:
સાચા પ્રેમભિખારીના, પ્રભો! ભૂપ અનુપ છો.

પ્રભો! ત્હારૂં જ્યોતિ ઝળહળ થતૂં ભવ્ય પ્રકટે
કૃપાવારિ ત્હારૂં, પ્રણયપ્રભુ! નિઃસીમ વરસે:
છતાં, સ્વામી! મ્હારૂં નયન નબળૂં તેજ ન સહે:
પ્રકાશે ટેવાવા અનધિકૃત હૈયું કરગરે.

અમાપી પાપી છૂં: પ્રણયછબિ સ્થાપી હૃદયમાં –
છતાં, અશ્રુ વ્હેવા કૃપણમયતા શી નયનમાં!
પ્રભો! તૂં ધક્કેલે સુરરસભર્યા પ્રેમપથમાં:
છતાં, ઉભો છૂં હૂં ગતિહીન, પ્રભો! પર્યટનમાં.

પ્રભો ! રોતો, કિન્તુ, નયનજલનો ધોધ ન વહે :
પ્રભો ! પસ્તાતાનૂં પતિત ઉર તો રોજ જ રડે :
છતાં, ત્હારા દૈવી અમીઝરણનો ના હક મ્હને :
પ્રભો ! હૂં જેવામાં રવિકિરણવિસ્તાર ન ઘટે.

પ્રભો ! હૂં જોઊં છૂં મુજ હૃદયની વિકૃત છબિ :
ડરૂં – કમ્પૂં દેખી અહમહમિકાપૂર્ણ, પ્રભુજી !
નથી, સ્વામી ! મ્હારૂં ઉરવહન એકીકૃત નથી :
અરે ! હૂં જેવાને બહુ દૂર પ્રભુદર્શન હજી.

છતાં, આ શૂં ! આ શૂં નવલ નભમાં બિમ્બ તરતૂં !
ન વેઠાતી ઉષ્મા ! ગરીબ ઉર આ મૂર્ચ્છિત થતૂં :
પ્રભો ! માફી ! માફી ! કરુણ પ્રભુ ઓ ! માફ કરવૂં :
પ્રભો ! રોવાનૂં દે ! હજી ય ઉર છે પથ્થર સમૂં.

પ્રભો ! આશાવન્તાં, સરલ ઉર, વ્હાલાં ધખધખ્યાં :
બિચારાં પ્રેમીલાં, સભર, મૃદુ, મીઠાં, રસભર્યાં :
પ્રભો ! ભોળાં, દૈવી મુજ ગરીબમાં આશ ધરતાં :
અરે ! હૂં પાપીને વિમલ ઉર કાં ચાહી શકતાં ?

પ્રભો ! મ્હારે હૈયે નથી નથી કશી લાગણી નથી :
પ્રભો ! હૈયું તો છે : નિજપણ છતાં પુષ્કળ હજી :
વિશુદ્ધાત્માઓ છે : મુજ પ્રતિ ન આકર્ષણ ઘટે :
પ્રભો ! સંકેલી લે : અસુર ઉરને દંડ જ ઘટે.

ત્હને સોંપૂં, સ્વામી ! મુજ પ્રતિ ઉરો વ્હાલપ ભર્યાં :
ધરૂં ત્હારે ખોળે પ્રણયી હૃદયો સૌ ટપકતાં :
ન રોતાં – સૂકાંને રુદન કરતાં તૂં શિખવજે :
બિચારાં રોતાંમાં, વરુણવિભુ ! સામર્થ્ય ભરજે.

અભો ! રોતાં – લ્હોતાં તુજ ચરણને યોગ્ય કરજે :
અમારાં એ રીતે પતિત ઉરમાં શાન્તિ ભરજે :
હું ને મ્હારાં વ્હાલાં ! નથી મુજ કશૂં ! સર્વ તુજ હો :
અને, એ ત્હારાં ! તે સકલ શિશુઓ પ્રેમમય હો .

વ્હાલાં મ્હારાં બધાં ત્હારાં : હૂં તો પથ્થરરૂપ છૂં :
ક્ષમા ! સ્વામી ! દયા ! સ્વામી ! બેવફા બેવકૂફ છૂં .



# નન્દનક્ષેત્રનાં પંખીડાંને



અભો ! સ્વામી ! દયાલુ છો : પ્રેમજ્યોતિસ્વરૂપ છો :
વ્હાલાંનાં આંસુની વ્હારે એકાકી ચ્હડનાર છો .

વ્હાલાં ! છો પ્રભુથી પાસે : હૂં તો છેક જ દૂર છૂં :
તપસ્વી, પુણ્યશાળી છો : બાપુ ! હૂં હજી ક્રૂર છૂં .

અધિકાર નથી, વ્હાલાં ! તમારાં પુણ્યદર્શને :
ક્ષમા, વ્હાલાં ! દયા, વ્હાલાં ! ક્ષુદ્રને, રંકને મ્હને .

આવવા પ્રેમભૂમિમાં, દૈવી પુણ્યતપોવને,
અધિકાર નથી હૂંને ! વ્હાલાં ! છેક ગરીબને .

તમારાં આર્દ્ર છે હૈયાં : પ્રેમનૂં બિમ્બ ત્યાં ખરૂં :
હાય ! હાય ! હજી, વ્હાલાં ! વજ્ર છે દિલ માહ્યરૂં .

પૂજવા તમને, વ્હાલાં ! મ્હને શો અધિકાર છે ?
હાય ! હાય ! હજી મ્હારે હૈયે તો સૂનકાર છે .

બન્ધુઓ! ભગિનીઓ સૌ! માર્દવે ભરપૂર છો:
બાપલા! હજી યે હું તો, અરેરે! હા! કઠોર શો!

સાચાં અશ્રુ તમારાં છે: વ્હાલાં! પ્રેમી પવિત્ર છો:
અરેરે! મૂઢનાં હૂંનાં હજી યે સર્વ મિત્ર છો.

મીઠડાં હૃદયો, બાપુ! તમારાં દિવ્ય દીન છે:
હાય! હાય! હજી મ્હારાં નેત્રો તો અશ્રુહીન છે.

ક્રૂરને દિવ્યતા જોવા ના તાકાત કશી હવે:
વ્હાલાં એ આર્દ્ર હૈયાંઓ! દાઝૂં છૂં શૈત્યના દવે.

પુણ્યથી, તપથી, બાપુ! તમારી દિવ્યતા વડે,
વિશુદ્ધિ ભરજો, વ્હાલાં! જો આ પથ્થર કૈં દ્રવે!



## પ્યારા પરિન્દાને



પરિન્દા પ્રાણપ્યારા હો! થતૂં બેચેન કાં, બુલ્બુલ?
રડે ગમગીન! કાં, વ્હાલા? ઝરદ કાં થાય છે દિલ્ગુલ?

અજાયબ બાલ કુદરતના! તૂં ગાતૂં મૌનનૂં ગાણૂં:
નવૂં ભર્યૂં આંસુનૂં લ્હાણૂં! અહો! તે રાત! તે વ્હાણૂં!

ફિરિશ્તા ઓ! મુબારિક હો! કદમ મિજમાન ઓ ત્હારાં:
જિગર મુજ સુસ્તમાં રોપી, છુપી ત્હેં આંસુની ધારા!

મગર, દિલ્ગુમ અયે બુલ્બુલ! મઝા કાં ખોઇ ત્હેં, બાપુ?
જિગર તુજ ખુલ્લૂં છોડી દે! બિરાદર! બોલ! શૂં આપૂં?

નથી મીઠાશ મ્હારામાં: ખઝાનો છે શરાબીનો:
હમારા લોકનો, પંખી! બધો ધંધો ખરાબીનો!

તું છે દિલગીર? તો, બન્ધુ! કટોરી એક પી લેવી:
મુલાયમ પંખી! ઓ ગભરૂ! બધે છે દિલ્લગી એવી.

ઘરાણે દિલ મૂકી દેવૂં: ન પાછૂં કોઇ દિ લેવૂં:
વગર આરામની આશા, નશામાં દર્દ સૌ સ્હેવૂં.

હુસેની જામ પી એવૂં, થયો તાજિર તરંગી હૂં:
તમન્ના યા તરસ ત્હારી, છીપાવા એ જ પીજે તૂં.

જનાબી યા નવાબીમાં, નથી નથી માલ! ઓ પંખી!
જિગર ભર તર શરાબોથી! રહેજે એક દિલરંગી!

ભલે રોજે! ભલે ગાજે! ભલે બેભાન તૂં થાજે!
મગર, લાઝિમ ગણે તો આ દુવાગીરથી ન છુપાજે!

ઝખમ હોજો ત્હને, બુલ્બુલ! મગર, હો દર્દ દિલ્જાની:
ન સાગર દૂર હો લબથી! દુવા એ હો દીવનાની!



## એક ઉદ્ગાર



ક્યાં મૂકૂં? ક્યાં મૂકૂં? ભાર ભરેલો!
ક્યાં રહૂં? ક્યાં રહૂં? છેક જ ઘેલો!
ક્યાં કહૂં? ક્યાં કહૂં? આંટી ઉકેલો!
બોલો ઓ વ્હાલાં!



## એક પુકાર



પ્રકટ છતાં યે જરીક છુપેલો :
અજબ પુકાર ઉરે અટકેલો :
ખાલી હજી ના પૂર્ણ થયેલો :
ઓ સ્વામી મ્હારા !



## એક આમન્ત્રણ



ગીત ગમે પ્રભુનાં તમને તો,
ચિત્ત અનન્ય પ્રભુજી ચહે તો,
હૃદય પ્રતાપ અમાપ સહે તો –
ઓ વ્હાલાં ! આવો !



## પ્રેમનો પ્રાથમિક પાઠ



એક જ મૂરત તે ખૂબસૂરત :
સૂર્યથી, ચન્દ્રથી ત્યાં વધુ નૂરત :
ભૂલ જુવે તહીં તે દગ મૂરખ :
સૂરત એક જ એ !

મ્હારૂં બધૂં, પ્રિય ! ત્હારૂં જ ત્હારૂં :
ત્હારૂં બધૂં, પ્રિય, ત્હારૂં જ ત્હારૂં :
અન્ય ઉરે અભિલાષ ન ધારૂં –
પાઠ જ આ પ્હેલો.

---

# પ્રેમનો બીજો પાઠ



લશ્કર લાખ પ્રલોભન લાવે :
બ્રહ્મનૂં દર્શન બ્રહ્મ બતાવે :
તો પણ, યોગી ન આંખ ઉઘાડે –
પાઠ, અહો ! બીજો.

---

# પધારો પાદરી બાવા



પધારો પાદરી બાવા ! પ્રભુની ભાખરી ખાવા :
શરાબો પી ભરી પાવા : નવી એતો ગઝલ ગાવા !

કહ્યૂં છે આપણા ઈસુએ : પિતા હૂંથી નથી જુદો :
અને, મન્સૂર બોલે છે : ખુદા મૈં હૂં ! અનલ્હક જો !

બિરાદર ! આપણા દેશે બધા યે ઈશ્કદર્વેશો :
अहं ब्रह्मास्मि ઇતિ મન્ત્રો પુકારે છે મહર્ષિઓ !

ઈશાની યા કુરાની યા રિકાબી હો કિશ્તાની :
જુદી પ્યાલી : મગર અન્દર બધે યે દારૂની વાની !

મીચી આંખો હરામી પર અનલ્હકની પૂજા કરવા –
ભલા બુઝુરગ બિરાદર હો ! પધારો પાદરી બાવા !

અનલ્હકના અનલભડકા ! જુઓ ! જ્યાં ત્યાં હવે જાગ્યા !
જવા ખપી ઝંપલાવા ત્યાં, પધારો પાદરી બાવા !

નવા યજ્ઞે નવી વેદિ ! નવું નવું જાગતું જ્યોતિ !
ફરી ફરી ડુબવું દરિયે ! નવું નવું લાધતું મોતી !

હજમ કર દેવતા, બન્ધુ ! છુપાં આંસુ પચાવી જા :
હવામાં છોડી દો પર્વા : પધારો પાદરી બાવા !

અયે ! જો ! સાદ પ્હોંચે છે ! પ્રભુનો હાથ તેડે છે :
તું જો ! જો ! દૂર જો ! પેદર ! ઈસુનું રાજ્ય આવે છે !

પડયાં ભૂલાં બિચારાંને શિખવવા પૂર્ણ પસ્તાવા –
પ્રભુના નામ પર, બુઢ્ઢા ! પધારો પાદરી બાવા !

લગાવી તેલ ચ્હેરા પર, અહા ! હસતે વદન, વ્હાલા !
ભલા ! અપવાસી ! ઉદાસી ! પધારો પાદરી બાવા !

હમારૂં સૌ તમારૂં હો : તમારૂં તે પ્રભુનું, હા !
જિગર અમીભર નજર તરથી પધારો પાદરી બાવા !

મહમ્મદ ! કૃષ્ણ ! ગૌતમ ! આ જુઓ ! ઓહો ઈસા આવ્યા !
ખૂલે દિલ્દાર દરવાઝા ! પધારો પાદરી બાવા !

જિગર બ્હોળૂં બિછાવીને સૂલી મન્સૂરની સ્હેવા –
વધસ્તમ્ભે હવે જાવા, પધારો પાદરી બાવા !

સૂકાં ખેતર લીલાં થાશે : લીલાં રસભર બની જાશે :
સદા રસરેલમાં ન્હાવા, પધારો પાદરી બાવા !

કદિ કદિ આંસુડાં લ્હોવા : દિલે દિલની દુવા દેવા :
પીધેલા પ્રાણપ્યારા હો ! પધારો પાદરી બાવા !

સનમના શબ્દના કેવા , અજાયબ બાજતા પડઘા !
ઝીલી કાયમ સૂરો લેવા , પધારો પાદરી બાવા !

મકાનો આ હમારાં તો હજી ખંડેર છે , બાવા !
મગર , દેવળ પૂરૂં કરવા , પધારો પાદરી બાવા !

નવા દાવા ! નવા લ્હાવા ! અસંભવ સંભવિત થાવા –
બધૂં સ્હેવા , બધૂં ચ્હાવા , પધારો પાદરી બાવા !

અજબ ! અહ ! અગ્નિહોત્રી છો ! ભલે ! એકાન્તવાસી હો !
મગર , અધુરૂં પૂરૂં ભરવા , પધારો પાદરી બાવા !

સમાધિસિદ્ધિ સાથે હો : નવી જાગર્તિ સ્ફુર્તિ હો :
ન હો ખટકો : ખુશીથી ઓ પધારો પાદરી બાવા !

ખટક યા ખામી દેખો તો , નથી છૂટી કદમ ભરવા !
મગર , તનહા ભજન કરવા , પધારો પાદરી બાવા !

પધારો પાદરી બાવા ! પધારો પાદરી બાવા !
જહીં દિલ ચ્હાય ત્યાં જાવા , પધારો પાદરી બાવા !

નવેસર વાયરા વાતા ! ફજરની છે સલામો આ !
ગમે તો એ કબૂલ કરવા , પધારો પાદરી બાવા !

ઘટે તો આવજો , બાવા ! બિરાદર ! પાદરી બાવા !
વધાવો યા સિધાવો યા પધારો પાદરી બાવા !



# પ્રેમયોગનો પાઠ ત્રીજો



તૂં તૂં તૂં તૂં તૂં તૂં તૂં તૂં તૂં તૂં તૂં :
તૂં તૂં તૂં તૂં તૂં તૂં તૂં તૂં તૂં તૂં તૂં :
તૂં તૂં તૂં તૂં તૂં તૂં તૂં તૂં તૂં તૂં તૂં :
તૂં તૂં તૂં તૂં તૂં તૂં !



# એક સંદેશો



મીચ્યૂં છૂં મીચ્યૂં છૂં આંખડી મ્હારી :
મીચી દો મીચી દો આંખ તમારી :
માટીથી માટીથી શી કશી યારી ?
વ્હાલાં ઓ મ્હારાં !



# દિવ્ય બાલકનો જન્મદિવસ



આનન્દ ! અહો ! આનન્દ આજ ઉભરે છે !
અહ ! અજબ ગુપ્ત સંગીત ગગન ગજવે છે !
શૂં નવો નવો સુરસૂર મયૂર બોલે છે ?
કે દયાભરી દિલ્દાર દ્વાર ખોલે છે ?
ન્હાનકડૂં નાજુક બાલ સાલ બદલે છે !
હસતે વદને ઉર લ્હાણુ વધાવી લે છે !

•

**નવતર નવતર** સંગીત !
**પ્રીત**નાં ગીત !
અહો ! **નવ**વિધ વિટપ તરુ ડોલે !
મુજ જીવનયમુનાતટે **બાલ નવૂં** બોલે !
જૂની જૂની રમત કંઇ **બાલ** , અહો ! ભૂલે છે !
શું **નવલ શિશુ** સદ્‌ભાગ્યવિવર્ત ખૂલે છે ?
રોનારૂં **બાલક** રોજ ! રુદન વિસરે છે !
ચ્હેરા પર લાલી ગુલાબી શી પ્રસરે છે !

**મા**તાને ખોળે હતૂં !
ધાવતૂં હતૂં !
કનડગત કરતૂં !
સ્વચ્છન્દરકત ! અણુજાણુ ! માતદિલ દૂભતૂં !
આ તે જ **તે**જશિશુ ! દીઠૂં મીઠૂં કૈં હસતૂં !
ઉરમાં શો પુણ્યપ્રકાશ **ન**વેસર ભરતૂં !

**મા**તા ! તુજ **બા**લક દિવ્ય !
શાન્ત ! ગમ્ભીર !
ધીર મુખમુદ્રા !

જો ! જો ! આ જો ! ઉડી જાય બાલ્યની તન્દ્રા !
જો ! નિરાલમ્બ નવનૃત્ય કરે સાનન્દ હસે છે રમતૂં !
તો ભલે ! **ભ**ર્ગભૂમિ ભણી ભલે હો વળતૂં !
તુજ **બાલ** ! અહો ! તુજ **બાલ** સદાનૂં ત્‍હારૂં !
જાણૂં છૂં એ તુજ , પ્રાણ ! પ્રાણથી પ્યારૂં !
તૂં આપે તો દઊં રઝા : છોડી દઊં મ્હારૂં !
કિસ્મતમાં એના લખ્યૂં અભય જીવવાનૂં !
તુજ **બા**લક છે તુજ સદા ! નથી મટવાનૂં !
એ તો છે **બા**લસ્વભાવ ! ગમે રમવાનૂં !

ત્હારૂં એ બાલક, સખિ !
નથી નથી મ્હારૂં !
પ્યારૂં હોજો, પ્રિય પ્રાણ !
સનાતન ત્હારૂં !

પણ, 'મ્હારૂં – ત્હારૂં' નથી ભેદ પ્રેમના દેશે,
જ્યાં આત્મતત્ત્વ બ્રહ્માંડ એક વિલસે છે :
બ્રહ્માંડ – પિંડ નથી ભિન્ન સચ્ચિદાનન્દે :
મ્હારૂં – ત્હારૂં ત્યાં કશૂં ? શબ્દ જૂઠા બે !
છે પ્રેમ ! પ્રેમ ભરપૂર ! પ્રેમનૂં સઘળૂં :
આ ઉરમાં ત્હેં ભર્યૂં, પ્રિયે ! એ જ અજવાળૂં !

હૂં જાતે તો નથી કશૂં :
સનમ ! સહુ ત્હારૂં :
પણ તૂં છે પ્રેમસ્વરૂપ !
પ્રેમનૂં ના શૂં ?

નથી રૂપ, રંગ, આકૃતિ, તિમિરમય માયા :
નથી મ્હારા ત્હારા તણી આંધળી છાયા :
છે પ્રેમ અગ્નિ અદ્ભુત – 'અહંમમ' બાળે :
એ એ જ અજબ રવિજ્યોતિ જગત અજવાળે.
તો દિવ્ય બાલ બલવાન થતાં છો મ્હાલે :
સામર્થ્યવાન શિશુ ભલે પગે નિજ ચાલે !

પડશે આખડશે નહીં :
દેવતા રક્ષે :
દે ! દે ! દે સ્નેહાશિષ !
સખિરી સુભદ્રે !

નથી નથી ફિલ્સુફી કશી – હર્ષ બેહદ છે !
છે નવી છતાં છબિ એ જ સ્નેહસદને છે !
ગાવા દે ! બાલક ગાય રાગ નવરાગ ભલે આનન્દે !
ફાલે છે પુષ્પપરાગ ! પ્રેમ અભિનન્દે !

એ દિવ્ય બાલની માતા !
જ્યોતિની પુણ્યજનેતા !

જો ! જો ! આ ઢાંકણ ખસે ! બાલ તુજ હસે ! મૌક્તિકો ઝરતાં !
શા નવલ પવન, અહ ! વહે દિલાસો ભરતા
સાંભળ ! શું પડઘમ બજે ! કોઇ બોલાવે !
તુજ બાલક પર નવપુષ્પપુન્જ વરસાવે !
જો ! જો ! જો ! નવલા નાદ ફરી ફરી બાજે !
અમીવર્ષણ કીધૂં, ચન્દ્રિ ! ત્યાં જ રવિ રાજે !

અવિનાશી છે અવધૂત !
અતિ અદ્‌ભુત !
પ્રેમનો જોગી !
રવિરશ્મિ પીધૂં તુજ શિશુ ! રમે રસભોગી !
જો ! પાંખ ફૂટેલાં પંખી ગગનમાં ઉડે રમે સ્વચ્છન્દે !
હરખે છે માદા સદા ! આશિષો વડે બાલ અનુમોદે !
ભૂલે ના ચેતનબાલ કોઇ એ વ્હાલ – આદિહાલરડૂં !
તો ભલે જમાતે જાય, જોગીઓ માંહ્ય, દિવ્ય બાલકડૂં !

નથી નથી ફિલ્સુફી નથી –
કલ્પના નથી –
બાલ તુજ બોલે !
વાંચૂં છૂં વદને લેખ ! ભેખના ભેદ બધા એ ખોલે !

શંકર સરખા અદ્વૈતબ્રહ્મલીન બની અનલ્હક્ક બોલે –
પણ વ્હાલપ માતા તણી !
અહોહો ! તહીં –
દ્રવિત ઉર ડોલે !

જો ! અહીં નવેસર હવે કલાધર કહે ગજાવે સૃષ્ટિ !
નથી કલાકલ્પના સ્વર્ગ ! ભવ્ય છે ભર્ગ – પ્રેમની ભક્તિ !
નથી કેમ કશું બોલતી ?
રખે શોચતી !
અરેરે – આ શું ?
તો – બેટા ! ઓ ! જરી થોભ ! હજી ગીત ગાશું !
પણ સમજે ના ઉર કેમ ? ક્ષેમ ભરવાને ?
કાં બાલક તાકીદ કરે કૂચ કરવાને ?

તૂં બોલ ! બોલ ! દિલ્દાર !
બાલ ક્યમ દોડે ?
શા હેતુથી દરબાન દ્વાર ખખડાવે ?

શા માટે બચ્ચૂં શિખ્યૂં નવૂં હસવાને ?
શી રીતે તેને કહૂં ફરી રડવાને ?
વધ્યૂં વર્ષ ! આયુ વધ્યૂં ! બાલ હવે થતૂં મ્હોટૂં !
રમવા દે ! ઉડવા હવે પન્થ અવનવે ! શી રીતે રોકૂં ?

બ્રહ્માંડ ઘૂમી ઘૂમી ,
મહા રમત રમનારૂં !
પણ અયિ જનેતા !
ત્હને પગે પડનારૂં !

બચ્ચા ! કર કૈંક વિલમ્બ ! મૃદુ ઉર દ્રવે ! જનેતા રોતી !
ઠેરી જા , વ્હાલા વત્સ ! અધુરી હશે હજી ય કસોટી !

બાલક હો ત્‍હારૂં સદા! પ્યારૂં સર્વદા! પ્રિયે! તૂં વિધાતા!
તુજ ચરણે હરદમ રહે!
જનકમય બને!
દુવા દે! માતા!



# નવસંવત્સરે હરિચરણે



**अथ प्रेमस्वरूपाय प्रेमधर्माय ॐ नमः।**
**हरे ॐ भर्गरूपाय नवार्काय नमोऽस्तुत॥**

વાજતૂં ગાજતૂં આવે, નવૂં વિક્રમવત્સર:
ભરો ભર્ગવરેણ્યે આ અમારાં, હરિ! હૃત્સર.

નવૂં વ્હાણૂં હવે વાતૂં: તૂં એ શાશ્વત સ્થાપજે:
દશા બ્રાહ્મી થવા, બ્રહ્મન્! તૂં બ્રાહ્મી શક્તિ આપજે.

અમારાં, હરિ! હૈયાંમાં, વાયરા નવલા વહે:
નવા વર્ષે નવૂં લ્હાણૂં, નવાં જીવનનૂં ગ્રહે.

જીવવા, તાત! ત્‍હારામાં, હવે તૂં કર તત્પર:
માયા મૂકી જુવે બ્રહ્મ, બ્રાહ્મણો સૌ પરાત્પર.

હર્ષ ને શોચનાં શાને વિરૂપો રચીએ અમે?
સ્થાપો છો સત્યમાં, સ્વામી! સચ્ચિદાનન્દ છો તમે.

બ્રાહ્મણો બ્રહ્મપન્થેથી , બહિર્મુખ થયા અમે :
આન્તરાભિમુખી દૃષ્ટિ , ઉઘાડો ! ઈશ છો તમે .

ધર્મ , કર્મ તણા મર્મો , સાચા સૌ વિસર્યા અમે :
આછું છોડી ઊંડૂં જોવા , પ્રેરો , ઓ પ્રભુજી ! તમે .

ભણાવો , તાતજી ! પ્રેમે તમે છો દિલડા મહીં :
હૈયાનો ધર્મ છે સાચો : હાથનો માત્ર છે નહીં .

દમ્ભથી , નાથ ! ના રીઝો : રીઝો ના શુષ્ક કર્મથી :
રીઝો પોતાપણું ત્યાગે , યોગે વા પ્રેમધર્મ

અમારાં અધુરાં જ્ઞાને , અમે શૂં જોઇયે ? પ્રભો !
નવાર્કજ્યોતિ ! ઓ ભાતિ ! વિસ્તારો હૃદયે , વિભો !

ખરા દ્વિજ થવા માટે , લખ્યૂં છે દિવ્ય ચોપડે :
ઉષ્માભર્ગપ્રદાતાને હૈયાથી ધાવવૂં પડે .

સંસ્કારો સ્થૂલથી માત્ર ના ના બ્રહ્મત્વ સાંપડે :
ખરૂં તો ચક્ર અન્તરનૂં આખૂં ફેરવવૂં પડે .

બ્રહ્મજન્મ નવો જન્મ : મનુએ સત્ય શિખવ્યૂં :
જૂઠૂં છે , બાપ ! જૂઠૂં છે , બધૂં આ બાહ્ય જીવવૂં .

ઉચ્ચારી છે જીભે માત્ર , આચારી ઉરથી નથી –
ગાયત્રીમન્ત્રની ઉષ્મા , આત્મામાં ઓળખી નથી .

શંકરે શિખવેલૂં કે , મનોબુદ્ધિ અહં નથી :
બ્રાહ્મણોએ અમે તો યે ના શોધ્યો બ્રહ્મસારથિ .

પોતાની પંડિતાઈમાં, અન્ધારે જ પડી રહ્યા :
નવા વર્ષે હવે, દેવા! નવી તૂં ભરજે દયા.

અમારે કાજ તૂં, રાજ! ભિન્ન ભિન્ન રૂપો ધરે :
પિછાની પ્રેમ એ ત્હારો, ત્હારે દેશે પ્રવેશીએ.

પ્રેમના દેશનો વાસી, ઉપાસી જ્યોતિનાથનો –
નિત્યે નિત્યે નવો પામે, વારસો તાતહાથનો.

મનુષ્યત્વ મળ્યૂં મોંઘૂં : પ્રભો! પ્રેમપ્રતાપથી :
બ્રાહ્મણત્વ હવે પામૂં : બખ્શજે બલ, બાપજી!

મુમુક્ષુ પ્રેમપન્થીને, બ્રહ્મમાર્ગ નવો જડે :
જૂઠા સૌ જડવાદીનાં બૂઠાં તીર નહીં નડે.

બ્રહ્મદેશપ્રવાસીને, કલા વા કવિતા કશી!
અનન્તાદ્વૈતમાં, સ્વામી! કાલની ગણના ય શી!

નવૂં માગૂં : નવૂં તૂં દે : યાદી એ જ ઘડી ઘડી :
સ્નેહના સાગરે ત્હારે ભેટજો સ્નેહની નદી.

इति प्रेमस्वरूपाय प्रेमधर्माय ॐ नमः ।
हरे ॐ भर्गरूपाय नवार्काय नमोऽस्तुते ॥



# બંસીધરને



બંસી બદલ કરીએ !
કન્હૈયા ! સૈયા ! બંસી બદલ કરીએ :

અદલ બદલ કરીએ :
કન્હૈયા ! સૈયા ! બંસી બદલ કરીએ !

દે છે ઘડી ઘડી – લે છે પાછી ! કામણ એવૂં ન કરીએ !
કન્હૈયા ! સૈયા ! ૦

પ્રીત પુરાણી મ્હેં ગાઈ ઘણી ઘણી ! હરખ થતો કંઈ હૈયે !
કન્હૈયા ! સૈયા ! ૦

અજબ અજબ કંઈ નાચ નચાવે ! નટવરને શૂં કહીએ ?
કન્હૈયા ! સૈયા ! ૦

જૂની જૂની , ક્‌હાના ! બંસી અમારી ! રાગ બસૂર શૂં ગાઇયે ?
કન્હૈયા ! સૈયા ! ૦

કુન્દ થતા સ્વર , બાલમુકુન્દા ! નન્દાનન્દ ! શૂં વદીએ ?
કન્હૈયા ! સૈયા ! ૦

ના ના ગમે અહીં ગોકુલગ્રામે ! ગિરિવરધર ! કયમ ઠરીએ ?
કન્હૈયા ! સૈયા ! ૦

બંસી બજાવે , વ્હાલા ! વૃન્દાવનમાં ! સુણી સુણી જળી જઇયે !
કન્હૈયા ! સૈયા ! ૦

આજ લગી, ક્‌હાના ! કાંઠે જ રમતાં ! ચાલો હવે મધદરિયે !
કન્હૈયા ! સૈયા ! ૦

છાંટા ઉડે, ક્‌હાના ! છાછર પાણી ! નવજમુનાજલ ઝીલીએ !
કન્હૈયા ! સૈયા ! ૦

સૂરત સુહાગી, ક્‌હાના ! બંસીથી લાગી ! લાજ શરમ પરહરીએ!
કન્હૈયા ! સૈયા ! ૦

ભરદરિયે પડીએ, પ્રિય ! પ્રીતમ ! પાણીડે શૂં ડરીએ !
કન્હૈયા ! સૈયા ! ૦

લે મ્હારી મુરલી ! ને દે ત્હારી બંસી ! હાવાં, હરિ ! હઠ કરીએ !
કન્હૈયા ! સૈયા ! ૦

પ્રીતિની રીતિમાં નીતિ નિયમ ના ! હક્ક કરી કાં નવ કહીએ ?
કન્હૈયા ! સૈયા ! ૦

કાળ વીતે છે ને ફાળ પડે, ક્‌હાના ! આવે છે ? કે આવી મળીએ ?
કન્હૈયા ! સૈયા ! ૦

ઝાંખ વળે, ક્‌હાના ! આંખે ન દેખૂં ! કાન ફૂટયા ! એમ જીવીએ !
કન્હૈયા ! સૈયા ! ૦

જો ! જો ! જો, સ્નેહસાગર ! બંસી ! શી રીતે સૂર વહીએ ?
કન્હૈયા ! સૈયા ! ૦

બંસી બદલ કરીએ : કન્હૈયા ! સૈયા ! બંસી બદલ કરીએ.



# દયાલુ દેવ દે માફી



નવૂં તુજ બાલકો જીવે, પ્રભો ! ત્હારૂં શરણ પામી :
જવા ભૂલી જૂનાં પાપો, હૃદયબલ પૂર્ણ દે, સ્વામી !

અધુરી છે, પ્રભો ! ભક્તિ : નથી નથી ઈશ્વરી શક્તિ :
પ્રભો ! તૂંમાં પ્રતીતિ છે : નથી નથી જૂઠી આસક્તિ.

અહડે ઉધેઇ અગ્નિને, બિચારી બેવકૂફીથી !
પ્રભો ! એ પાયમાલીને, બચાવી લે તૂં માફીથી.

પ્રતાપી તૂં, પ્રભો ! ત્રાતા : પ્રણયભર જો હૃદય નમતૂં :
પ્રભો ! ત્હારા ભિખારીને, નથી કોઈ લૂટી શકતૂં.

ગુનેહગારો, પ્રભો ! ત્હારાં, સદા અન્ધારનાં વાસી :
પ્રભો ! અજ્ઞાની પામરને ઘટે માફી : પ્રભો ! માફી !

અસુરથી ભક્ત ઉદ્ધાર્યો : પ્રભો ! પ્રહ્લાદને તાર્યો :
હમારો પ્રેમી બાલોનો, પિતા નરસિંહ તૂં સાચો.

સહે છે સિંહ સુસ્તીમાં : જુવે ના ના નઝર માંડી :
સુષુપ્તિને, પ્રભો ! માફી ! ઘટે ત્હારી નઝર, સ્વામી !

વિલક્ષણ બંસી બાજે છે, અજબ વૃજમાં કન્હૈયાની :
સુણે ગોકુલપુરી ઘેલી, ઇશારત સ્નેહસૈયાની !

અજાયબ પ્રીતિની નીતિ : નથી નથી કુંસની ભીતિ :
ગજાવે ગોપગણ ગીતો : ભમે દુનિયા : જીતે ભક્તિ.

ઉપાધિને કરી આધી, સમાધિ સ્નેહમાં સાધી:
ન રહેતાં ડર ઘટે હૈડે: પ્રભો! થાવૂં ન અપરાધી.

અસત્યો છેદવાનૂં છે, પ્રભો! ત્હારે: નથી મ્હારે:
પ્રભો! જીત્યૂં નથી જાણ્યૂં કદિ અજવાળૂં અન્ધારે!

પીવો રસ સોમવલ્લીનો: ખરેખર દ્વિજ થાવૂં છે:
ન વેપારી ન જડવાદી ન જૂઠાથી બ્હીવાનૂં છે.

પ્રભો! તુજ નામ પર ઉભાં બિચારાં દીન બાલક છે:
અસત્યો ઘૂરકે છે, જો! પ્રભો! તૂં નેક પાલક છે.

સુરાસુરયુદ્ધ છે જૂનાં: પ્રભો! બદલાય ના સૃષ્ટિ:
પ્રભો! તુજ બાલકો માગે, નવા વર્ષે નવી દૃષ્ટિ.

મ્હને ને ભાઇબ્હેનોને, પ્રભો! માફી! પિતા! માફી!
જગત્‌ને સર્વને માફી! દયાલુ દેવ દે માફી!



# દિલદેવળમાં વેણુ વાગે



દિલદેવળમાં વેણુ વાગે!

વેણુ વાગે! દિલદેવળમાં વેણુ વાગે!

જો! જો! જો! અન્દર આઘે! વેણુ વાગે! દિલદેવળમાં વેણુ વાગે!

માણુકડૂં મીઠડૂં જાગે! વેણુ વાગે! બંસીધર બંસી બજાવે!

જો! જો! કેવૂં અનુરાગે! વેણુ વાગે! હસતૂં રમતૂં અનુરાગે!

માગે માણુકડૂં માગે – વેણુ વાગે – કામગરી કૈં કૈં માગે!

રવિભર્ગ અગમ ! શશુ ભાખે! વેણુ વાગે! જો! જો! જો! અન્દર આઘે!

સુર નાચે નવલા નાદે! શાન્ત નાદે! હૃદયો રઢીઆળાં રાચે!

જો! જો! સખિ! ઓ-વ્હડી ચાળે-પ્રેમબાલે! જમુનાજળ ક્‌હાન ઉછાળે!

મોહન! છુપતો શૂં બજાવે? કૈંક આઘે! સન્તાકૂકડી સંતાપે!

સખીઓ ચાળે વ્હડી મ્હાલે! મસ્ત મ્હાલે! જમુનાજળ ક્‌હાન ઉછાળે!

જો! જો! પ્રિય બાલક ચાલે! દિવ્ય ચાલે! હરિહસ્ત તણે રખવાળે!

રવિભર્ગ અગમ ગમ ભાખે! ભવ્ય રાજે! જડતાની ભીંતો ભાગે!

અતિ અદ્‌ભુત બંસી બજાવે! હર્ષ આવે! ઉરસાગર સ્નેહ ઉછાળે!

દિલદેવળમાં વેણુ વાગે! વેણુ વાગે! દિલદેવળમાં વેણુ વાગે!



## સનમ સરકાર છે મ્હારે



ટપાલીએ કલાલીની દીધી લાલી ભરી પ્યાલી:
સૂકાતૂં શાએરી દરખત! તહીં પાછી કલમ ચાલી!

કવ્વાલી – કાફિયા – એતો – નથી નથી દિલ ગઝલ ગાવા:
ડુબૂં હૂં – છે નવા લ્હાવા – જિગરદરિયાવમાં ન્હાવા!

નથી ચશ્માં મુસાફિરને: ઇશારે જાય છે ચાલ્યો:
નવા કોલમ્બસે કોઈ મીનોઈ મુલ્ક દેખાડયો!

ખડો તલ્વારની ધારે ! હુકૂમ હક્કદારનો મ્હારે :
ફૂટયાં ચશ્મો ! ઝબાં ટૂંકી ! ઇનામે ઇશ્ક એ મ્હારે !

નશો પી ઘેનમાં સુતો : જિગર ભર્યૂં તર બ તર યારે :
કમાતો છૂં હૂં વેપારે ! સનમ સરકાર છે મ્હારે !

હમારી શહેનશાહબાનુ દીવાનાને પિછાને છે :
નવૂં નવૂં નૂર આશકને સનમ હરદમ નવાઝે છે !

મળ્યૂં છે મોત મૂઠીમાં : નફામાં ઝિન્દગી આખી :
દીવાના ઇશ્કદર્વેશે નથી અક્કલ સિલક રાખી !

અહીં જા ! જા તહીં અથવા ! અલગ ના ના મગર કિસ્મત :
અજબ ખેલે ! સદા શામિલ ! કબૂલ ના ના કરે રિશ્વત !

દીધૂં છે દિલ : ગઈ અક્કલ ! ગુમાવામાં મઝા ભારે :
હુકૂમસર જો ! હુકૂમસર છે ! જીતાડી બાજી દિલ્દારે !

ન ઇઝ્રાઇલિ ! ન જિબ્રાઇલિ ! નથી નથી ઉપરિ મ્હારે !
કરૂં નઝરાણૂં કુલ – જુમલે ! સનમ સરકાર છે મ્હારે !

નથી નથી કોઇએ જીત્યો , હમારો દેશ હથિયારે !
ગુલામી ચશ્મતલ્વારે : જીતાવૂં આંસુની ધારે !

દિલે દિલ બાદશાહત છે , વિલાયત – હિન્દથી ભારે :
નવે તખ્તે હવે રોશન સનમ સરકાર છે મ્હારે .

વગર હક ફૂર હંગામી : રુહે રુહ રંગ છે કાયમ :
મળ્યૂં માલેક મધદરિયે ! નવી કાપે મઝલ માલમ !

નથી નથી જોશમાં દરિયો : નથી હોકા પડયૂં જૂઠૂં :
દિલે દરિયાઈ દેવીનૂં નથી નથી દિલરૂબા બૂઠૂં .

વગર ડર હજ્જ કરે હાજી ! સનમશાહી સીને રુક્કો —
અસલ ચલણી ! સલામત છે ! સનમ સરકારનો સિક્કો !

બદનમહતાબ માશૂકનાં કદમ હીને રહ્યો રંગી :
ઇરમ ગુલ્ઝારની ખુશ્બો વહે છે દસ્ત નવરંગી !

કલાલી મસ્ત મતવાલી ! નથી નથી પ્યાલીથી મ્હાલી !
શું આખો દારૂનો દરિયો દીવાનામાં કર્યો ખાલી ?

ભર્યો કરજો ! ભલે રેલે ! ગુલામી કાયમી ત્હારી :
અવેજી યા પગારી યા નથી નથી નોકરી મ્હારી !

લખ્યૂં છે ખત ! ઇજન અલબત્ત ! હકીકતમાં હુકૂમદારે :
ચૂંટાયૂં દિલશહર ચશ્મે સનમ સરકારથી મ્હારે .

હઝારો લાખ ખંજરથી , કરોડો સખ્ત ઝખ્મોથી —
કબઝ થતૂં ના ! જીતાતૂં તે સનમશાહી ઇશારતથી !

ઝમીં પર ચાલતાં પ્યાદાં ભલે દે ઘાવ બેગિન્તી !
સલામત દૂરને દરિયે સનમ સરકારની કિશ્તી .

ગુમાવી ગમગીની ગઝબી : પડે પોબાર ! જો ! પાસા :
કયામતમાં કમાણી છે : અનલ્હક્ક ! એ જ છે આશા !

નવી નવી દિલદુરૂસ્તી છે , મુશીબત ઇશ્કબાજારે :
પુકારે પાયરી ભારે , સનમ સરકારમાં મ્હારે !

થયૂં દિલ ઇશ્કનૂં કેદી : બીજી બેડી બધી જૂઠી :
અજાયબ ઇશ્કઆલમ છે , સનમ સરકારની છૂટી !

નથી નથી છાપ હંગામી : ઇજારાની અગર ના ના !
ઇજાઝત મુફ્ત છે , અસલી સદર સરકારી મયખાના !

નવી રંગત બિછાવી છે, જિગર મિસ્કીન ગમખ્વારે :
ઉડે આસમાનમાં બુલ્બુલ , ચૂમી દિલ્બખ્શ સરકારે !

પરેશાની પરસ્તાની ભરી દિલ્બર નઝર ઠારે :
ન લશ્કર લાખ ત્યાં ફાવે ! સનમ સરકાર છે મ્હારે !

જૂનાં ચશ્મો ઝર્યાં ઝહરી : અજબ એ ગુલ ! અજબ ખારે !
ઉડે પંખી ! નઝર પામે ! નવૂં નવૂં નૂર સરકારે !

હલેસાં દે ! હલેસાં દે ! ખલાસી ! છોડ દરકારે !
તૂં જો ! જો ! ચાંચીઆ હારે ! સનમ સરકાર છે મ્હારે !

બધાં બન્દર બરાબર છે : મુકામે વખ્તસર વ્હાણે !
પુરાણા પ્રેમસાગરમાં સનમ સરકાર છે મ્હારે !

---

દર્વેશ દિલદરબારનો –
દોરંગી દુનિયા પારનો :
દર્દી દીદારે યારનો –
સાગર સનમ સરકારનો .

તાલીબ તસવ્વર પ્યારનો –
ગર ઝખ્મી અન્દર બ્હારનો :
પરવર્દ પર દિલ્દારનો –
સાગર સનમ સરકારનો .

# સુન્દર દરસ હિ પાયો !



સુન્દર દરસ હિ પાયો !
સખિ ! મોકો સુન્દર દરસ હિ પાયો !

આહા ! ગિરિવર પર હિ ચ્હડાયો !
સખિ ! મોકો સુન્દર દરસ હિ પાયો !

'દારૂ'કે પીપ ભરી ભરી, માશૂક !
આપસે પાન કરાયો ! સખિ ! ૦

પાંખ ભરી ભરી પ્રેમકે પંખી,
સ્વર્ગકો ભર્ગ ચૂમાયો ! સખિ ! ૦

ભાન ભૂલાકે સખાસખી કાયમ !
ગુમ હિ શરાબે બનાયો ! સખિ ! ૦

બહુત બસૂર હિ બોલત તોતા !
મૂંગો મૂંગો બનવાયો ! સખિ ! ૦



# હૂં બિમાર !



હૂં છૂં બિમાર ! છતાં દવા કોઈ કશી કરશો નહીં !
મ્હારો બિમારીથી જરી કોઈ તમે ડરશો નહીં !

શીરીં વગર ફરહાદને બીજૂં અગર કથશો નહીં !
દિલ્દારની વાતો વગર બીજૂં કશૂં લવશો નહીં !

ખાલી દવાની પ્યાલી મ્હોં આગળ કદિ ભરશો નહીં !
દિલ્જાનના દારૂ વગર બીજૂં મ્હને ધરશો નહીં !

યૂસૂફ વગર માંદી ઝુલેખા ! સાજી કરી શકશો નહીં !
નાહક હકીમ તબીબને, બાપુ ! ઈજન કરશો નહીં !

કાવા ઉકાળા ચે બળ્યા ! તસ્દી કશી સહશો નહીં !
લયલાં વિના મજનૂં રુવે : એ દર્દીને દમશો નહીં !

આ માંદગી મુજ જોઈને, કોઈ તમે રડશો નહીં !
દિલ્જાનનાં ગુણગાનમાં સબુરી જરી ધરશો નહીં !

હૂં છો રડૂં ! મુજ ચશ્મ આ કોઈ તમે લૂછશો નહીં !
લ્હોનાર છે મુજ યાર ! જેનૂં નામ કો પૂછશો નહીં !

પ્યારી બિમારી મ્હારી છે ! આહા ! ફિકર કરશો નહીં !
સાગર બિમારે ઇશ્ક છે એ વાત વિસરશો નહીં !



## ફુલ ગઝલ મુશ્કિલ !



દિલ્લગી લગી યારથી ! રોવૂં થયૂં હાસિલ :
હુસ્ન ! ત્હારા હિજ્રમાં હસવૂં હવે મુશ્કિલ !

મુર્દા મિસાલે હાલ છે : રંજૂર પૂર દિલ :
દુવા વગર દિલ્જાનની, હા ! જીવવૂં મુશ્કિલ !

બેચેનીમાં બેઝાર છૂં : બેકાર, બેકામિલ :
યારી પૂરી ત્હારી વગર મરવૂં મગર મુશ્કિલ !

ઝાલિમ જહાંથી છૂં થયો જવાનીમાં બાતિલ :
ઉમ્ર આ આખિર હવે ! ઝઈફી જવી મુશ્કિલ !

કિસ્મત કરામત ઓર છે ! કીધો નશો કાતિલ :
જામે સનમ કરવૂં હઝમ જુદાઈમાં મુશ્કિલ !

ફિલ્સુફી સૂફી પ્હડે – ગુમ અક્કલે આકિલ :
મુલ્કે મહોબ્બતનો મુસાફિર મૌજમાં મુશ્કિલ !

લાગી નઝર ! કારી ઝખમ ! હજી મોતથી ફાઝિલ :
દિલ કહીં ? દુનિયા કહીં ? એ મામલો મુશ્કિલ !

યારી ખરી દિલથી ઠરી વહ દિલ અવ્વલ આમિલ :
દિલ્બર વગર હાફિઝ મુલ્કે હિન્દમાં મુશ્કિલ !

લઝ્ઝત શરાબોની લીધી ! એ મ્હાવરે કાબિલ !
દિલ તસવ્વર યારનૂં સમજાવવૂં મુશ્કિલ !

ભૂલ્યૂં ફસેલૂં કોઇ રાહે ઇશ્કમાં ગાફિલ !
કદમે સનમ ચૂમ્યા વગર બીજી સલાહ મુશ્કિલ !

ઇશ્કનૂં મઝહબ ગઝબ ! ડાહી જહાં જાહિલ !
બેભાન ઝખ્મી આશકોને છેડવા મુશ્કિલ !

ખૂને લખ્યો દાવો ! સનમ ! છે દફ્તરે દાખિલ ?
જિગર મગર ભીતર જળે જેનૂં બયાં મુશ્કિલ !

બેશર્મ હૂં, દિલ્બર ! થયો : ઘેલો બન્યો બિસ્મિલ :
ત્હારો મગર પરદો પૂરો ઉઘાડવો મુશ્કિલ !

છે બધૂં મુશ્કિલ ! મગર, હાં ! મુશ્કિલે મુશ્કિલ –
સાગર ! દીદારે યારની તો કુલ ગઝલ મુશ્કિલ !

મુશ્કિલી મખમૂરની ચાહે તો દૂર કર :
પાંવ દાબૂં બેઈઝા : દિલ્દાર ! હૂકમ કર !



## જૂઠા જ આલંકારિકો !



સુન્દર સુકોમલ કંજ શા કોઈ કહે ત્હારા કરો !
મૌક્તિક પરવાળાં સમા કોઈ કહે બિમ્બાધરો !

તુજ પાદને કદલી તણૂં ઉપમાન આપે કોવિદો !
દિલબર ! જિગર મ્હારૂં ગણે, જૂઠા જ આલંકારિકો !

દિલ્દાર ! ત્હારા હાથને, સરખાવૂં શે પંકજ સહે ?
જે કાદવે જન્મ્યૂં અને ખુશીથી તહીં ખીલતૂં રહે !

ક્યાં સરલતા તુજ હસ્તની ! ક્યાં તુચ્છ તરલ કમલ? કહો !
દિલ્દાર ! પ્રાણાધાર ! એ જૂઠા જ આલંકારિકો !

છે વરદ શાશ્વત હસ્ત એ ! મહિમા અનિર્વચનીય શો !
ઓ પ્રાણ ! પેલા છે બધા જૂઠા જ આલંકારિકો !

ઉપમાન શાં તુજ ઓષ્ઠનાં ! શાં પાદનાં ! શી રીતે સહૂં ?
બીજૂં નથી બ્રહ્માંડમાં ! રે ! કોની ત્યાં ઉપમા કહૂં ?

હરદમ કદમથી અધરથી એક જ વહો અમીનિર્ઝરો !
જીવન ! મ્હને અનુભવ થતો ! જૂઠા જ આલંકારિકો !

અદ્‌ભુત ઈબારત ઇશ્કની ! ને અશ્કભર દિલ આશકો !
દિલ્દાર ! ક્યાં જૂઠી જહાં ? જૂઠા જ આલંકારિકો !

તારીફ લખૂં ! વહી દે , સનમ ! રચવા નવા મૂલાક્ષરો !
આ તો ઝબાં અધુરી અગર જૂઠા જ આલંકારિકો !

ઘેલો કદમ તુજ ચુમ્બવા , દિલ્દાર ! નામ પુકારતો !
સૌને સલામી દેઇ , હા ! સાગર અહીં રોતો ખડો !



## દીવાનો



જંગલમાં ' તૂં તૂં ' જોગી જપે છે :
ઘાયલ પ્રેમી ગરીબ તપે છે :
ત્હારી ફકીરી પુકારી જીવે છે –
એ ત્હારો કોઈ !

વરસ વહ્યાં કૈં ! કૈં વહી જાશે !
શરીર ઘણું બદલ્યાં – બદલાશે !
તો ય ન જોગી જરી ગભરાશે –
એવો એ કોઈ !
દીવાનો એવો છે કોઈ !



# અગર લખૂં લોહીથી ઉલ્ફત



અગર લખૂં લોહીથી ઉલ્ફત ! નિગાહ કર લાલ રંગત પર !
રુજૂ કરૂં હાલ ખિદમતમાં : મહર કર ખસ્ત કિસ્મત પર !

જીવૂં છૂં હિજ્રમાં રોતો : મરૂં બેમોત , રે ! અફ્સોસ !
સૂલી જુદાઈની સ્હેવા , નથી કૌવત ! પડયો બેહોશ !

પડયો કાયમ બિમારીમાં ! અરેરે ! પ્રેમનો રોગી !
રહ્યો હરદમ **સનમ** જપતો ! **દીવાનો** ઇશ્કનો **જોગી** !

અગર લખૂં **લોહીથી** , **દિલબર** ! કરૂં હયરત કરામત પર :
શહાદત પર મગર ના ના ! જીવૂં ત્હારી **સ**ખાવત પર !

હજી ટકતી હયાતી તે નથી મ્હારી લિયાકત પર :
ઈનાયત પર મગર ત્હારી ! **સ**નમ ! ત્હારી **સ**ખાવત પર !

ફૂટેલી કોડીથી , અલ્બત્ત , કિફાયત મ્હારી છે કિમ્મત :
ચલાવૂં વ્હાણ **આંસુમાં** મગર ત્હારી **શરાફત** પર !

ધર્યૂં છે સર ઉપર કરવત , નથી હિમ્મત મગર ખુદ પર :
રહૂં મક્કમ **યકીનિયત** પર ! ફકત ત્હારી **રહેમત** પર !

ઝમાનો હાલ છે ઝાલિમ ! તું જો **આશક** ન રાહત પર :
**તૂં વહદતની વહી** દે યા કરૂં તૈયારી તુરબત પર ?

રૂકાવટ કયાં સુધી મ્હારે ? કહે , અય **ગુલ્બદન** ! **પ્યારે** !
અગર કર કૈં **નઝરબખ્શી** હવે આ આ તંગ **હાલત પર** !

કબૂલિયત કુલ ગુનાહની છે : રહ્યો ઘર બાંધી ગફલત પર :
મગર ગનીમત મ્હને ઘોવા યકીન ત્હારી હુકૂમત પર !

ઝુરૂરત છે ન જન્નતની ! ન હાજત યા મરામતની :
ફનાની ફાંસીએ મરવૂં મહોબ્બતની મુરવ્વત પર !

ખુવે કાબૂ ઈબારત યા હવે ભૂલે કલમ, દિલ્બર !
મગર ત્હારી સૂરત પર દિલ જીવે ઘેલૂં, ગરીબપરવર !

વકાલત યા દલાલત ના ! ન કો એવી કયામત પર !
સવાલત પર નઝર કર ! અય ! ખડો ખાકી અદાલત પર !

અગર લખ્ખૂં લોહીથી ઉલ્ફત ! નિગાહ કર લાલ રંગત પર !
જિગર સાગર ફકીરી યા ! સનમ હઝરત સલામત પર !



## સાકીને ઈજન



ફનાનાં પીપ પર પીપો ભરી ભરી આવજે, સાકી !
સુણાવા સારીગમ સૂરીલી તૂં બંસી લાવજે, સાકી !

તૂં જો ! રમઝાન ચાલે છે : શિતાબીથી ભર કદમ, સાકી !
ઝખમ ખમનૂં રડે બુલ્બુલ ફરી : સંભાળજે, સાકી !

મુબારિક લયલ કાદરની, ભલા ! નઝદિક છે, સાકી !
દીવાનાને મકાને, હો ! કદમ ક્યારે ધરે, સાકી ?

હજી શૂં શૂં છુપાવે છે ? કહે ! ઉસ્તાદ ઓ સાકી !
બગલમાં શૂં લપાવે છે ? બરાબર બોલ ! ઓ સાકી !

પીલાવી દે : જલાવી દે : ન જા થાકી , અયે **સાકી** !
**બકા** બતલાવવાનૂં તો હજી બાકી , ભલા **સાકી** !

જવૂં ડુબી **શરાબો**માં : મ્હડાવ્યૂં ત્હેં જ, ઓ **સાકી** !
સફર કરતાં મગર જિગરે રૂકાવટ કાં ? પૂછૂં , **સાકી** !

'તૂં , **દિલ્બર** ! ભર **નશે** પ્યાલૂં ! ' ચૂમી કદમે કહ્યૂં **સાકી** !
હતૂં પૂર મસ્ત દિલ મ્હારૂં ! ખરે ! બેભાન હૂં **સાકી** !

સુણ્યૂં બેશક ! મગર શૂં એ ગુનહગારી ગણી , **સાકી** ?
અગર કોમલ કરે **પ્યારે** ભર્યો તેઝાબ શૂં , **સાકી** ?

જિગર ગભરાય આ ગભરૂ : ડરૂં યા ના ? કહે , **સાકી** !
મુલાયમ દસ્ત **દિલ્દારે** જલદ **દારૂ** ઘટે ? **સાકી** !

**રુજૂ** કરી પ્યાલી એ **પ્યારે** ! પૂછૂં ત્યાં શૂં ત્હને , **સાકી** ?
દીધૂં : લીધૂં : પીધૂં , આહા ! અજબ એ મામલો , **સાકી** !

નકારૂં ના કદિ ! **એણે** ભર્યૂં જે ખુદ બ ખુદ , **સાકી** !
ભલે ! જળતૂં ગળૂં મ્હારૂં ! કરૂં ફિર્યાદ કાં , **સાકી** ?

મગર પીતાં મગઝદિલ આ ગયૂં ફટકી , અરે **સાકી** !
મુસાફિરની મઝલ ચાલુ કહીં અટકી ? કહે , **સાકી** !

ગમે તે હો : મગર કોઈ **નવી વહી** આવતી , **સાકી** !
અજાણ્યો સાદ એ કોનો ? કહે છે શૂં મ્હને ? **સાકી** !

**સૂફી** છે એ ? અગર **સાફી** ? અગર **ફિલ્સુફ** છે , **સાકી** ?
ભલે ! આમીન ! મગર જલ્દી મળી જા તૂં મ્હને , **સાકી** !

છુપી છે ગુફતગો કરવી : શૂં ઝાહિર બોલવૂં ? **સાકી** !
ઈજન કરૂં , આવજે ફેરન્ ! જિગર **સાગર** જળ્યૂં , **સાકી** !



# ઘેલી ગોપી



ઘેલી ! ગોવાલન ભોલી !
પિયા ! મૈં તો ઘેલી ! ગોવાલન ભોલી ! પિયા ! મૈં તો૦

બંસી બજાકે બેભાન બનાઈ !
તો ભીતરકી સબ ખોલી ! પિયા ! મૈં તો૦

નયનનજાદૂસે છતિયન ચીરી !
ચીરકી ભગી કરચોલી ! પિયા ! મૈં તો૦

રંગ સુરંગસે ચિત્ત ચુરાકે,
રસ રસમેં રગદોલી ! પિયા ! મૈં તો૦

તૂં મતવાલા ! મિલા મોકો લાલા !
હેત - હયાસે હીંચોલી ! પિયા ! મૈં તો૦

પ્રેમભરી તોરી દગપીચકારી !
ભીંજી ભીતર ! ફટી - ચોલી ! પિયા ! મૈં તો૦

એક હિ ચુમ્બન ! નન્દકે નન્દન !
દાસી કીઈ બિનમોલી ! પિયા ! મૈં તો૦

પ્યાલી પીલાઈ ! જલાઈ ! રુલાઈ !
લગાઈ જુદાઈકી ગોલી ! પિયા ! મૈં તો૦

ખંજર, બરછી, કટારીસે જ્યાદા -
બિરહકી પીડ અતોલી ! પિયા ! મૈં તો૦

ઘેલી બનાકે, ઓ સ્નેહકે સૈયા !
દિલમેં જલાતે હો હોલી ? પિયા ! મૈં તો૦

તૂં હિ તૂં હિ બોલત બન જા બિરાગન !
સાગર ! કર રખ ઝોલી !
પિયા ! પિયા ! સાગર ગોપી સનમકી ! પિયા ! મૈં તો૦



# સ્તોત્ર



તૂં હિ તૂં હિ પ્રેમસ્વરૂપ પિછાના !
તૂં હિ ! તૂં હિ ! અદ્‌ભુત જ્યોતિ પિછાના !

કૈસે તારિફ તેરી બનાના ?
તૂં હિ ! તૂં હિ નેતિ નેતિ મૈંને જાના ! તૂં હિ૦

મૈં સુરદાસ ગમાર કો દૃગભર –
અજબ ઉજાસ દિખાયા !
તૂં હિ ! તૂં હિ અદ્‌ભુત જ્યોતિ પિછાના ! તૂં હિ૦

મૂંગા ગૂંગાકી કબૂલી ગુલામી ! –
સિખાતી તૂં ગાના બજાના !
તૂં હિ ! તૂં હિ પ્રેમસ્વરૂપ પિછાના ! તૂં હિ૦

પ્યારી ઝબાંસે સુનાતી બધીરકો –
બેદકે ભેદ પુરાના !
તૂં હિ ! તૂં હિ બ્રહ્મસ્વરૂપ પિછાના ! તૂં હિ૦

ઘેલાકો કૈસે મિલે તેરે પેરસે –
અપરાધી અધર લગાના !
તૂં હિ ! તૂં હિ અદ્દભુત જ્યોતિ ! પિછાના ! તૂં હિ ૦

સાગર પાગલકો, સખિ ! તેરા –
હિરદાકા પાયા બિછાના !
તૂં હિ ! તૂં હિ નેતિ નેતિ મૈંને જાના ! તૂં હિ ૦



# શરાબી ધરમ



શરાબી ધરમ ! શરાબી ધરમ !
મેરા સનમકા શરાબી ધરમ !

સાકીકે હાથોંસેં ખુલ્તા ભરમ ! સનમકી રહમ !
જી ! અગમનિગમકા શરાબી ધરમ ! શરાબી ધરમ !

પ્યારી દિલ્દારીસેં જાના મરમ ! ઐસા કદમ !
જી ! કદમે સનમકા શરાબી ધરમ ! શરાબી ધરમ !

દારૂકી પ્યાલીમેં દેખા સનમ ! કલાલી સનમ !
જી ! જામે સનમકા શરાબી ધરમ ! શરાબી ધરમ !

જાના દિલ્જાના ! પુરાના ઝખમ ! પુરાના ઝખમ !
જી ! સોઝે જિગરકા શરાબી ધરમ ! શરાબી ધરમ !

ઘેલી ફકીરીકો કૈસી શરમ ? ગુમાઈ શરમ !
જી ! શરમ બગરકા શરાબી ધરમ ! શરાબી ધરમ !

પીનાજી ! પાનાજી ! યે હિ કરમ ! **દીવાના ધરમ !**
જી ! પાગલ દિલોંકા **શરાબી ધરમ ! શરાબી ધરમ !**

ઇસ પથર જિગરકો બનાયા નરમ ! નૂરે ચશમ !
જી ! નૂરે ચશમકા **શરાબી ધરમ ! શરાબી ધરમ !**

કરના ખરાબી વ ખુદી ખતમ ! સિતમ હઝમ !
જી ! સિતમ – ખતમકા **શરાબી ધરમ ! શરાબી ધરમ !**

ગાના ! બજાના ! જી ! બ્યાને **સનમ ! સનમ ! સનમ !**
જી ! પૂરા **દીવાના શરાબી ધરમ ! શરાબી ધરમ !**

કાયમ દિલે **સુર ! સાકી ! સનમ !** મુબારક કદમ !
જી ! **સાગરજિગરકો શરાબી ધરમ ! શરાબી ધરમ !**



# ઘેલા જોગી



હમ ઘેલા જોગી ! ઘેલા ! પાગલમેં પહિલા ! પહિલા !
**માલક** દેખા **મયપ્યાલીમેં** ! ખુલ્લા હુવા છુપેલા !
હમ જોગી ઉસ પર ઘેલા ! જી ! ઔર કીસીકો કયા ?

મનઘેલા કોઈ ! ધનઘેલા કોઈ ! જવાન જોબનઘેલા !
બન્દા ઐસા ઇશ્કદીવાના સબસે પાગલ ઘેલા !
હમ પાગલ જોગી ઘેલા ! જી ! ઔર કીસીકો કયા ?

દર દર ફિરતા રંજ ઉઠાતા ! બોલત ' લયલાં ! લયલાં ' !
**અકલ** ગુમાયા ! જિગર જલાયા ! **ઐસા** **મજનૂં** ઘેલા !
હમ ઈસી કિસમકા ઘેલા ! જી ! ઔર કીસીકો કયા ?

**ચશ્મનૂર** ! ચુલ્લુભર દારૂ ! ઉલ્લુ દિલ બહલાયા !
જિક્ર ફિક્ર દરકાર છૂડાકે **ઈશ્કફકીર** બનાયા !
હમ વોહિ નૂરકા ઘેલા ! જી ! ઔર કીસીકો કયા ?

કાતિલ ઝખ્મોં હમને ખાયા ! **ગઝલ** **કવ્વાલી** ગાયા !
**અજબ** દર્દ પર રહમ **સનમકી** ! કાયમ રંગ ખીલાયા !
હમ ઉસી **સનમકા** ઘેલા ! :જી ! ઔર કીસીકો કયા ?

તન મન ધન કુલ ઇજ્જતઆબરૂ **શરાબમેં** સિલગાયા !
ઉસ ભડકે પર ખડા જોગીકો નાચ **નયા** સિખલાયા !
હમ યે હિ નાચકા ઘેલા ! જી ! ઔર કીસીકો કયા ?

બડી ખુશીસે અપની દુનિયા અપને આપ જલાયા !
આપ જલાકે આપ જીલાના ! ઐસા ભેખ લગાયા !
હમ યે હિ ભેખકા ઘેલા ! જી ! ઔર કીસીકો કયા ?

જપ તપ તીરથ **નામ** **સનમકા** ! ધંધા યે હિ અકેલા !
સિતમ ઝખમસે કભી ન ડરતા ! ઉલ્ફતમસ્ત બનેલા !
હમ ઐસા જોગી ઘેલા ! જી ! ઔર કીસીકો કયા ?

**સાકી** મિલા પીલાનેવાલા ! ઘેલા હાલ બનાયા !
**સુરસિંહ** ગુરુરાજ રહમસે , **સાગર** ! ડુબ ગઇ માયા !
હમ ઘેલા કછુ કમાયા ! જી ! ઔર કીસીકો કયા ?



# સા - સા - સા



આય દિયો ! આય દિયો ! આય દિયો ! જી ! -
પીપોં કે પીપોં પીલાય દિયો ! જી ! -
આય દિયો ! આય દિયો ! આય દિયો ! જી !

સાકી અજબ હિ ગ્હડાય દિયો ! જી ! -
હુકૂમ સનમકા બજાય દિયો જી ! -
પીપોંકે પીપોં પીલાય દિયો ! જી !

सा — सा — सा —

સાકીનેં સૂર હિ સુનાય દિયો ! જી ! -
આય દિયો ! આય દિયો ! આય દિયો ! જી !

આ — હા — હા — ! —

હાહાહા ! ઐસો હસાય દિયો ! જી ! -
હુકૂમ સનમકા બજાય દિયો ! જી !

सा — सा — सा —

સાગરકો સૂર હિ સુનાય દિયો ! જી ! -
હુકૂમ સનમકા બજાય દિયો ! જી !
આય દિયો ! આય દિયો ! આય દિયો ! જી !



# નિમજ્જન



ઘણે વર્ષે – ઘણે કાલે, જૂનું ઢાંકણુ ઉઘડે :
યુગોના યુગની જાણે દિવાલો ઉખડી પડે !

મીઠો વહે વિમલ સૌરભ સ્નેહવાહી,
પ્રેરિત શો નવલ શીતલ માતરિશ્વા ;
ચુમ્બી હરેક લહરી ઉરમર્મભાગે,
આદેશ પ્રેમી હૃદયે પ્રભુના ભરે છે.

સૂના શા અટવીમાં ના માનવી નજરે પડે :
આશાના ત્યાં, અહો ! આ શા શબ્દો કૈં શ્રવણે પડે ?

રે ! કોણુ ? કોણુ પ્રિય સાદ પુકારતું આ ?
વાણી અજાણી સુણી ! જાણી શકાય ના ના !
કિન્તુ, મધુર સ્વર કોમલ સ્નેહભીના !
આશા, પ્રકાશ ઉર નૂતન પૂરનારા !

ઠરાવી વ્યોમમાં દૃષ્ટિ, અહા ! કેવો ખીલ્યો શશી !
હર્ષવૃષ્ટિ કરે જાણે મીઠું દિવ્ય હસી હસી !

શી આ પ્રફુલ્લ – ભરમસ્ત બનેલ ચન્દ્રા,
જાદૂઇ ઔષધિ, અહો ! સ્રવતી સુગન્ધા !
ઐશ્વર્ય ધન્ય, સખિ ! ત્હારૂં પ્રભાવશાલી !
મુર્દા મિસાલ ઉર તૂં જ જીવાડનારી !

ચન્દ્ર ને પૃથિવી વચ્ચે, આહા ! અદ્ભુત ધામ છે :
ન પ્રવૃત્તિ, ન નિવૃત્તિ, એવો કોઈ મુકામ છે.

જે દેશનાં સકલ માનવમાં ઉદાસી :
ધીમે ધીમે ડગ ભરે સઉ એ પ્રવાસી :
હા ! અશ્રુપૂર્ણ ઉર ગાય રતિલીલા શી !
ભેજે ભરેલ ભૂમિ ! આ ઋષિ ત્યાં નિવાસી !

સ્વાન્ત ને ધ્વાન્તની વચ્ચે તિરોધાન મુકામ એ :
કર્તા ને કાર્યની વચ્ચે ગુપ્તમાં ગુપ્ત ધામ છે.

આવે પ્રકાશ કદિ તો ય પિછાન ના થતી,
આડી દિવાલ પર કૈંક દિવાલ ત્યાં ખડી ;
કૈં કૈં પ્રતપ્ત ઉગતા સવિતા શું આથમી !
ના ભેજ જાય પણ ! એવી વિચિત્ર એ ભૂમિ !

દ્વૈત – અદ્વૈતની વચ્ચે એવો કોઈ વિરામ છે :
પ્રેમી ને પ્રેમની વચ્ચે યોગીનો શો મુકામ છે !

આત્મોદધિ અતિ ગભીર, વિશાલ, ઊંડો,
પૂર્વે કંઈ યુગ પરે ઋષિએ મથેલો ;
કિન્તુ નડેલ અહીં કો જબરો ખરાબો !
પ્રેમપ્રવાસ, અહ ! દુસ્તર ગૂઢ એવો !

વીત્યાં વર્ષો, યુગો વીત્યા, પ્રવાહે ગતિ વાધતી :
જૂની નોકા પ્રવાસીને એની એ ઉર લાધતી.

કંઇ કંઇ વરસોથી આંસુનૂં પૂર વ્હેતૂં,
ગરીબ ઉર બિચારૂં રોઇ રોઈ રહેતૂં ;
દિન પર દિન ચાલ્યા ! વિશ્વ જોતૂં ન જોતૂં !
પણ પ્રણય સ્રવે, હા ! આંખથી આંસુ મ્હોટૂં !

યુગોના યુગથી યોગી, તપે ટેવાયલો ઋષિ ;
કાલ આ અલ્પ વર્ષોનો ! રે ! તેની ગણના કશી !

આ યોગી એ જ, ભવ સર્વ તપ્યાં કરે જે,
પ્રેમાનુશાસિત સનાતન ધર્મગામી;
ત્યાગી વિરાગી પ્રભુરાગી ઋષિ વનસ્થ,
સંકલ્પ કૈંક યુગનો ઉર બ્રહ્મયજ્ઞ.

પ્રેમી ને પ્રેમ બે વચ્ચે પ્રભુ પોતે પ્રવાહ છે:
પ્રકૃતિ – પુરુષે જેવો અખંડિત વિવાહ છે.

ઉત્ફુલ્લ પ્રેમરસસિન્ધુ અગાધ વચ્ચે,
જો! જો! પ્રિયે! ખડક શા જબરા દ્રવે છે!
સંબદ્ધ શાશ્વત જ અબ્ધિથી, ચન્દ્રિકે! જો!
ત્હારો પ્રભાવ, રસસોમમહેશ્વરિ! શો!

આહાહા! પામતો જોગી અન્તર્જ્યોતિ શું ચન્દ્રનું!
આ શું! પ્રત્યક્ષ ચાલે છે શાશ્વતૂં બાલ પ્રેમનૂં!

એ સૌમ્યમૂર્તિ શિશુ! શું મધુરૂં વદે છે!
કાનૂ! અગમ્ય! પણ સુન્દર વેણુ ચારૂ!
શી આ વહે પ્રણયવાહિની ઊર્મિમાલા!
શૂં આ નવૂં, સખિરી! ભેદભર્યૂં, વિધાતા!

નિમન્ત્રે છે, અહો! ઊંડે! શબ્દો સ્પષ્ટ સુણાય છે!
ક્લાન્તિ, ભ્રાન્તિ ત્યજીં યોગી સિન્ધુમાં ઝંપલાય છે!

જાણે ન કેમ હજી દૂર કહીં નિમન્ત્રે?
વ્હેતા પૂરે હૃદય મસ્ત છતાં ઝઝૂમે!
પ્રેમસ્વરૂપ પ્રભુજી ઉર સ્વામી છે જ્યાં,
શંકા, ભીતિ નથી જ ત્યાં, સમજી ઝુકાવે!

‘આ આવ્યો–જો! નથી જુદો! પાહિમામ્! પરમેશ્વરિ!’
સિન્ધુમાં વિશ્વ ભૂલીને પ્હોંચે છે તળીએ ઋષિ!

કયાં છે ઋષિ? કહીંય સિન્ધુ? અહો! કહીં છે?
અદ્‌ભુત આ અનિલ! તેજ! અહો! પ્રશાન્ત!
છે પેલું પંખી! પણ તે રડતું નથી કૈં!
એકાકી મન્ત્ર જપતું શું હસ્યાં કરે છે!

એ પંખી તૂંજ! સોऽहं તૂં! છતાં આ શૂં બધૂં, હલે?
કે હૂં જાતે દીવાનો છૂં? ત્હને શૂં લાગતૂં, સખે?

પ્રેમાત્મમૂર્તિ હૃદયે તહીં ગ્લાનિ કેવી!
કયાં દેશકાલસ્થિતિ ઐહિક વિશ્વ કેરી!
કયાં તુચ્છ ભોગમય વિશ્વ વિકારી ફાની!
રે! કયાં સદાની પ્રણયાર્પિત ઝિન્દગાની!

હૂંમાં તૂં છે – તૂંમાં હૂં છૂં: હૂં જોગી છૂં અનન્તનો:
અનન્તાનન્ત તૂં – તૂં છે: ત્યારે શો ભ્રમ આવડો?

પ્રેમસ્મૃતિ સતત પ્રેમી ઉરે તરે છે:
એકાકી ચિન્તન નિરન્તર યોગીને એ:
જ્યાં પ્રેમમૂર્તિ અમીધોધ ઉરે ભરે છે,
ત્યાં વ્યર્થ – વ્યર્થ રડવૂં! હસવૂં ઘટે છે.

પૂર્ણતાનાં પ્રવાસી છો, ઓ વ્હાલાં! હસતાં શિખો:
અહાહાહા! થજો ઘેલાં! રોતાં રોતાં હસી પડો!

રોનાર જોગી, સખિરી! હસતો બને છે!
શૂં ઘેલૂં ચિત્ર નિરખી શશી યે હસે છે!
કિન્તુ, ન દર્દ અથવા ન ઉપાધિ યે છે:
પ્રેમસ્મૃતિ ઉર નિમગ્ન સદા સુખી છે!

અશ્રુ ને સ્મિતની વચ્ચે વ્હાલો એક મુકામ છે:
પ્રેમના જોગીનો કેવો ઘેલો આશ્રમ ઠામ છે!

ઉત્ફુલ્લ વર્ષતી સહર્ષ પ્રભુત્વ ચન્દા !
રેડે શી ઔષધિ સુહાગિની દિવ્યગન્ધા !
ખાખી થયેલ ઉર નૂતન જીવવાહી –
ઐશ્વર્ય શું ભગવતીનૂં પ્રભાવશાલી !

પરન્તુ, આ બધૂં શું છે! સખિ ! ક્‌હેતાં ન આવડે :
સખે ! એવૂં લવૂં કે, જો ! નવૂં ઢાંકણુ ઉઘડે !



## કુમારી શ્રી સરસ્વતી



સૈયાં મોરી ! સરસત કુંવરી કહાઈ !
કૈસી બલિહારી પ્રેમકી પાઈ !
સૈયાં મોરી ! સરસત કુંવરી કહાઈ !

પ્રેમકે કારન બ્રહ્મ હિ છોડકે
પૃથિવીમેં ભટકત આઈ !
સૈયાં મોરી ! સરસત કુંવરી કહાઈ !

દેશ હિ છાંડત ભેષ હિ બદલત !
તપત ફિરત તનહાઈ !
સૈયાં મોરી ! સરસત કુંવરી કહાઈ !

તપત તપત તન સૂક્ષ્મ પાવત –
સ્નેહમેં જાત સૂકાઈ !
સૈયાં મોરી ! સરસત કુંવરી કહાઈ !

સાગર બાહિર ભેદકે ભીતર
કારનસેં તૂં બિયાહી !
સૈયાં મોરી ! સરસત કુંવરી કહાઈ !

બહુત નદી નદ ભેટત સાગર :
અચરજ તોરી સગાઈ !
સૈયાં મોરી ! સરસત કુંવરી કહાઈ !



# શ્રીમતી સરસ્વતી



દિવ્ય કાન્તે ! અયિ બાલે ! પ્રેમકર્મપ્રતિકૃતિ !
શાશ્વતી લગ્નવન્તી તૂં ! કુમારી શ્રી સરસ્વતિ !

પૂજૂં ત્હને, પ્રિયતમે ! સખિ ! આત્મકાન્તે !
જ્યોતિર્મતિ ! ભગવતિ ! અયિ બ્રહ્મબાલે !
શાં ગુપ્ત ગીત તુજ બીન, અહો ! પુકારે !
સાત્ત્વિકી સ્નેહસ્મૃતિકીર્ત્તિ ઉરે પ્રચારે !

આકૃતિ માત્ર માટીમાં, આંખડી જગની જુવે :
એકાકી છે - કુમારી છે : એવૂં તેથી જ સૈ લવે !

વૈવિધ્ય દૃષ્ટિનૂં અને ભટકેલ વૃત્તિ,
ત્યાં ભેદ ગૂઢ નિરખી શું શકે સમષ્ટિ ?
તૂં ધ્યાન એક ઉરગાન કર્યા કરે છે :
એ પ્રેમ પ્રેમ વિણ કોણ બીજૂં સુણે છે ?

**પ્રેમાર્થે તાપસી તાપે**, **પૃથ્વીમાં આવતી સતી** –
સદેહે પ્રકૃતિરૂપે, સ્વર્ગ ત્યાગી **સરસ્વતી**.

પર્વા શી પ્રેમી હૃદયે, સખિ! સ્વર્ગ કેરી?
સ્વચ્છન્દી છે **પ્રણયધર્મ**લીલા અનેરી:
જ્યાં પ્રેમસિન્ધુ રસસ્રોત ઉરે વહે છે,
બ્રહ્માંડ ત્યાં સકલ તાલ દીધાં કરે છે.

બાળી – ઓગાળીને ગ્લાનિ, તપે આનન્દ પામતી;
બિન્દુડે બિન્દુડે છુપી, **વેદ**ની ધૂન ગાજતી!

રેખા જણાય સ્ફુટ – અસ્ફુટ શી કપાલે!
ભાલે ત્રિપુંડ્ર અનિલે કર્યું હોય જાણે!
કેવી અજાયબ કૃષાંગી તપસ્વી બાલા!
શી વિપ્રયોગિની જલામ્બરધારિણી આ!

**પ્રીતિ** તો **નિર્ગુણી જ્યોતિ**, આત્મદૃષ્ટાન્ત આપતી:
પ્રકૃતિપર તૂં, દેવિ! શ્રીમતિ ઓ **સરસ્વતિ**

તત્વાર્થ: ભૌતિક પવિત્ર કુમારિકા તૂં:
એકાકી આન્તર નિગૂઢ વિવાહિતા તૂં:
એ **લગ્ન**ના જ સ્વર આ ઉરબીન ગાતું:
સૌભાગ્યવન્ત, અયિ! શાશ્વત, નિમ્નગા! તૂં.

**સતી**, **શ્રી** – સતી વા સૌ યે, તથાસ્તુ! કિન્તુ **શ્રીમતિ!**
નમસ્કાર અનિર્વાચ્ય ત્હને, **દેવિ સરસ્વતિ!**



# દીવાની



**દી**વાની ! **દી**વાની ફિરૂંગી !
સૈયાં ! મૈં **દી**વાની ! **દી**વાની ફિરૂંગી !
કુન્હૈયાકો અબહૂ ન કબહૂ મિલૂંગી !
સૈયાં ! વાકા સુમરન સતત કરૂંગી !
સૈયાં ! મૈં **દી**વાની ! **દી**વાની ફિરૂંગી !

કૈસી હિ બિરખા ! બ્હડાવત તિરખા !
મિરગાકો કયૌં વહાં ધરૂંગી ?
સૈયાં ! **મ**ધુબનમેં ઉદાસ ફિરૂંગી !
કુન્હૈયાકો અબહૂ ન કબહૂ મિલૂંગી !
સૈયાં ! મૈં **દી**વાની ! **દી**વાની ફિરૂંગી !

બુઝત હૈ મૌંકા હિરદાકી બતિયાં !
તો પતિયાંમેં કયા મૈં લિખૂંગી ?
સૈયાં ! કૈસે પતિયાંમેં છતિયાં રખૂંગી ?
કુન્હૈયાકો અબહૂ ન કબહૂ મિલૂંગી !
સૈયાં ! મૈં **દી**વાની ! **દી**વાની ફિરૂંગી !

રીઝાતી – રડાતી છનુ છનુ **બં**સી !
મૈં ઐસીકો કૈસી સુનૂંગી ?
સૈયાં ! મૈં બિજોગન કૈસે જીવૂંગી !
કુન્હૈયાકો અબહૂ ન કબહૂ મિલૂંગી !
સૈયાં ! મૈં **દી**વાની ! **દી**વાની ફિરૂંગી !

**સા**ગર ! હિરદામેં છપ ગઈ છબિયાં !
વો અખિયાંસે ઔર ભીજૂંગી !
સૈયાં ! વાકા સુમરન સતત જપૂંગી !
કુન્હૈયાકો અબહૂ ન કબહૂ મિલૂંગી !
સૈયાં ! મૈં **દી**વાની ! **દી**વાની ફિરૂંગી !



# ઇઝરાઇલ ફિરિશ્તાને



સબુર કર ! ડર અગર રબ્બથી ! ન કર ગલતી ! અયે ગાફિલ !
અગર દફ્તર બરાબર જો ! પરત ફર ! યાર ઇઝરાઇલ !

ફિરિશ્તા શું ખુદાના છે, તું જેવા બેતમિઝ, જાહિલ ?
ન ઝિન્દા – મુરદા જાણે ? અગર બેકદ્ર ઇઝરાઇલ ?

મુબારક મુલ્ક મયનાબી ! જહીં આશક પૂરા ઘાયલ :
રડે બોખાં : હસે મુરદાં : તું જો ! જો ખેલ ! ઇઝરાઇલ !

શરાબી બુતખાનામાં, જપે મુર્દન 'સનમ' બિસ્મિલ !
શું ત્યાં હાસિલ થતી તહસિલ ? દિલે કૈં ખ્યાલ, ઇઝરાઇલ ?

ન્હણે જો ! અંગૂરી દરખત ! 'બકા' બોલી છુપ્યું બુલ્બુલ
વગર ગઝલે ગવાહી દે : 'કરે છે ભૂલ ઇઝરાઇલ !'

જપત કરવો પરાયો માલ ?! અગર બેકાયદે મંઝિલ ?!
તુમાખી શી ? તું જો, બુલ્બુલ ! કરે બદફેલ ઇઝરાઇલ !

સૂલી પર નાચતાં ભૂતો ! પીધૂં કાતિલ દિલે માયિલ !
મના છે ! થા ન દાખિલ દૂર ! હઠી જા ! ક્રૂર ઇઝરાઇલ !

દીધી ચૂમી દબાતાં દિલ ! કહ્યૂં 'લબ્બેક !' ઇઝરાઇલ !
ખુદા લાધ્યો ! હવે જન્નત બધૂં બદશિકલ ! ઇઝરાઇલ !

ભલા ! તું પેશદસ્તીથી, કરે કાં દખ્લ, ઇઝરાઇલ !
હમારે હર તરફ ફરતા, હઝારો લાખ ઇઝરાઇલ !

ઝમીં આ મુલ્કની છે કુલ, સનમ સરકારની વાસિલ !
અસલ દારૂ પીધેલાં દિલ ! અઝલ ત્યાં રોજ, ઇઝરાઇલ !

બતાવી દે ! જરા જોઉં ? બહિશ્તી હૂકમની તફ્સિલ ?
ગલત છે ! છે ગલત ! અહીં જો ! પી લે આ જામ, ઇઝરાઇલ !

ગલત ભર હૂકમ ! રદ્દ બાતિલ ! ફ્ઝલ નથી, રે ! થવા શામિલ !
અગર જો માયનો અન્દર ! ફુઝુલ ના બોલ, ઇઝરાઇલ !

લખ્યૂં 'સાગર' બરાબર છે : સમજ કમઅકલ ઇઝરાઇલ !
પીવા 'સાગર-શરાબી જામ,' ત્હને ફરમાન, ઇઝરાઇલ !

સનમવહી લાવ ! જા ! દઉં કુલ ! અગર રુખ્સત ત્હને ગાફિલ !
દઊં 'સાગર' ! પી ! બન બેહાલ ! સલામી હાલ, ઇઝરાઇલ !

---

# બીનને ફિર્યાદ



સુતૂં કાં સુસ્ત, અય વીણા ? ન કાં મસ્તી ભણાવી દે ?
વધારે છે બિમારી કાં ? ન કાં નવસૂર સુણાવી દે ?

કહીં છે ગુલ ? કહીં બુલ્બુલ ? ફના શૂં ? બીન ! જણાવી દે !
કહીં આશક ? કહીં માશૂક ? બકા શૂં ? બીન ! બતાવી દે !

બજાવૂં છૂં આ વાજૂં : વીત્યાં કૈં વર્ષનાં વર્ષો :
ન, બર્અંત ! દસ્ત ઉસ્તાદી ? તૂટ્યા તારો ? મિલાવી દે !

દુલારી બંસી કાં મ્હારી, ન રાહેરુહ બજાવી દે?
અયે તાઉસ! અયિ બંસી! ન કાં કો ખૂન મચાવી દે?

રસિલા બીન! સૂરો ખૂટ્યા? સિતમ ધમકી મરસિયા ગા!
અગર આ યાર કિસ્મતની સિતમગારી ગજાવી દે!

શું કાયમ ચોકી છે દર પર? અગર ક્યાં ઇશ્કનું છે ઘર?
અવ્વલ કોની અમલદારી? અયિ બંસી! બતાવી દે?

જુગોના જુગ મઝલ ચાલ્યો! ચમન ક્યાં છે? ચમન ક્યાં છે?
મુકામે દિલસનમ ક્યાં છે? ઝુલમ! જંગલ! જલાવી દે!

ન કાં ચાલે તું? અયિ કિશ્તી! ખતાના કીચડે ચોંટી?
ડુબી છે? ક્યાં? શું આંસુમાં? સબબ, અલ્બત્ત, બતાવી દે!

ભણે છે યા ભૂલે આ દિલ? શીરીન્ છે ઇશ્ક? યા કાતિલ?
અગર ખુદ આ જિગર જંગલ? ખુલાસો? બીન! બતાવી દે.

મીનોઈ નૂર મસ્તીમાં? અગર બસ, બુતપરસ્તીમાં?
અગર સાગર! તું સાગરને હયાતી ક્યાં? બતાવી દે!



## નઝરાણું



ફતહ ત્હારી! ખબર લાધી! મુબારકબાદી સુણશે કે?
હું બોલૂં મેલૂંઘેલૂં તો? ગઝલ આ એક ખપશે કે?

ફતહ ત્હારી સદા પ્યારી! હમે રાજી! ખુદા રાજી!
મગર શું છે ખુદા? ક્યાં છે? પૂછૂં તો? ખફગી ધરશે કે?

ખુદા છે બુત ? શું ગેબી ભૂત ? અગર ઈન્સાન છે અલ્લાહ ?
લવે ઘેલો '**ખુદા તૂં છે**' : તૂં યે ગફ્લત શું ગણુશે કે ?

વકાલતની **સનદ** મળતાં, **અદાલત** પર થશે હાઝર ?
કયામત પર વકાલત કૈં, ગુલામોની તૂં કરશે કે ?

ગુનાહનાં રાંકડાં દિલ શું, ન પામે માફીની બખ્શિસ ?
અગર, દિલ્કશ દુલારા દિલ ! મ્હને આરામ મળશે કે ?

કદમથી લબ્લગી ખરિદી ! ખુદા દિલ્દારને વેચ્યો !
સુતો આખિર સૂલી ઉપર ! છતાં યે યાર મરશે કે !

કિનાની તખ્ત પરથી શું, યૂસૂફ તકલીફ લેશે કે ?
'અયિ પ્યારી !' કહી ખુશીથી ઝુલેખાને કબૂલશે કે ?

સવાલોની કવ્વાલી આ, ખયાલી દિલ રુજૂ કરતું :
મુબારકબાદીમાં આવી, ગઝલ કંગાલ નભશે કે ?

અગર મ્હારી ગરીબી છે, વગર **દારૂ** ન માગૂં કૈં :
**શરાબી** કાયદેસર છે : મગર એ ટેવ ગમશે કે ?

ઇજન કરૂં, યા હુઝૂર આવૂં : તલબ પણુ છેક ટળશે કે ?
મુબારકબાદીની પ્યાલી ઉપર તૂં પ્યાલી ભરશે કે ?

તરંગી મસ્ત **સાગર**માં, ખતાના ખૂબ ખરાબા છે :
પૂછૂં છૂં, નાખુદા ! કિશ્તી સફરમાં ઠેઠ ટકશે કે ?



# મૂર્છના



લખૂં છૂં - શૂં લખૂં ? રે ! રે ! ક્યાં છે, રે ! ઉરચેતના ?
લખી ના જાય એવી આ પ્રેમીની ઉરવેદના.

લક્ષાવધિ લખી, પ્રભો ! કવિતાની લીટી,
ઉલ્લેખ અદ્‌ભુત લખ્યા ! રુશનાહી ખૂટી !
આરામ તો ય ઉર કાયમ કાં ન લાધે ?
ગાવી હજી ય રડવી રહી વેદનાને ?

આશ્વાસતૂં પ્રભુનૂં જ્યોતિ જ્વલન્ત, કિન્તુ -
ધીમી ગતિથી ક્યમ આમ અહીં વહન્તૂં ?
વિદ્યુત્ સમી જ પ્રભુદીપ્તિ પ્રસિદ્ધ થાતી ?
શૂં ઝાંખી કાયમ ન માનવથી પમાતી ?

કે, માનવીજીવન એ જ અજાયબી છે ?
વા, સખ્ત કિસ્મત રમે સહુ વાજબી છે ?
કે, લોભ આ હૃદયને અણુછાજતો છે ?
યા, ઇશ્ક એવૂં જ બધે ય ભમાવતો છે ?

વા, પ્રેમ છે મધુર, તો ક્યમ આ કટુતા ?
ને, પ્રેમને શરણુ, તો ક્યમ આ ભીરૂતા ?
આનન્દ વા પ્રણય, તો શી રુરુદિષા આ ?
છે શાન્તિ પ્રેમ, ક્યમ સ્વાસ્થ્ય મ્હને મળે ના ?

પ્રવૃત્તિ કાંઇ મુજને ગમતી નથી કાં ?
સાલ્યાં કરે સતત કૈંક ઉરે હજી કાં ?
પીડા અનેકગણી રોજ વધ્યાં કરે કાં ?
ચાલૂં - કરૂં ગતિ, છતાં અટકી પડૂં કાં ?

છે શાન્ત તું? હ્રદય! ઉત્તર 'ના' મળે છે:
રે! દર્દ! દર્દ! ઉર દર્દ લવ્યાં કરે છે:
જોઈ શકૂં છૂં મુજ છેક પરુષતાને,
ઓછૂં છતાં ક્યમ રડૂં મુજ ક્રૂરતાને?

ભૂલૂં – ભણૂં – ભૂલૂં! ભૂલૂં ક્યમ દિવ્યતા એ?
કાં કૈં કરી ન શકૂં મ્હારી અપાત્રતાને?
ક્યાં જાઉં પૃથ્વી તજી વાસ વસાવવાને?
રોનારનૂં હ્રદય પૂર્ણ સુણાવવાને?

આકાશમાં રવિ નવી નવી લાલી લાવે,
એ રક્તિમા પૃથિવીને ય નવી બનાવે;
શૂં વ્યોમતેજ અતિ ભવ્ય! છતાં ન સ્થાયી!
રાત્રિ શૂં કામ થતી? ક્યાં જતી વ્હાલી લાલી?

ને રાત્રિ! તે ય ઉરને રુચતી થતી કાં?
રાત્રિ! અહો! નવલ કૌમુદી મોદતી ત્યાં!
કાં ખેલતી રમત યૌવનબાલિકા શી?
કાં ગાતી મસ્ત થતી? રેડતી જ્યોત્સ્નિકા શી?

જાણે પિયુકર વડે મદિરા પીધેલી,
ભૂલેલી ભાન પણ છેક જ – છેક ઘેલી!
ઉન્મત્ત ગાતી ફરતી સખી ચન્દ્રિકા કાં –
જાણે જ રાજ્ય નિજ શાશ્વત સાર્વભૌમ?

અફસોસ! હાય! પણ કાયમ છે કશૂં ક્યાં?
એ ચાલી! ચાલી? અહ! ચાલી! કશૂં નથી ત્યાં!
પાછો રવિ! વળી શશી! ફરી એ જ – એ – એ!
શૂં સ્થિર ના કુદરતે ક્રમ કોઇનો છે?

શું પ્રેમ ? ક્ષેમ ? ફકીરી ? અહીં બાદશાહી ?
કિલ્લા બધા ય અથવા નડતા હવાઈ ?
આંસુ પ્રવાહી, પણ પૃથ્વી ન કાં પલાળે ?
ઓગાળી ધોધ ન શકે જડની જડિમ્ના ?

ફિર્યાદ આશક તણી કટુતા સદા યે ?
શું એ જ–એ જ તકદીર વિધિ રચે છે ?
ભાવો વિવિધ તણી સૃષ્ટિ રચેલ આ કાં ?
વૈચિત્ર્યપૂર્ણ ઉરસૃષ્ટિ મ્હને મળી કાં ?

નિર્માણને ગમ્યું સુરાસુરયુદ્ધ આવું :
અસ્થિર છે બધું, છતાં ઉપયોગી લાગ્યું !
તો, આ ગમ્યું–નવ ગમ્યું પણ દર્દ ગાવું,
આવ્યું નસીબ મુજ, તે હું ભલે વધાવું.

રોવાનું, રે ! જરીક ગફલતથી ભૂલું છું,
ત્યાં ભૂલ કિસ્મત કૃપાથી સુધારી દે છે !
જ્યાં અશ્રુલેખ જ પ્રણિર્મિત હોય જાણે,
વેદાન્તી શાન્તિ ગણી ત્યાં લઊં શે મ્હરાણે ?

હા ! સ્નેહ એ જ હૃદયાશ્રુનું સત્ત્વ છે શું ?
વા સોબતી પ્રણયને ગમતું જ રોતું ?
હું તો ડરૂં છૂં કંઇ સોબત પામતાં યે !
વા કોઇ સોબત, અરે ! મુજ શોધતાં યે !

છે વ્હાલી આ કલમ ! તે ય હુંથી ડરે છે !
ને મ્હારૂં યે હૃદય એથી હવે બીએ છે :
રોતાની સ્નેહિની થતાં રડતી બની એ !
છાનૂં–અછાનૂં પણ દર્દ રડયાં કરે છે.

હૂં કાજ વેઠયૂં, અવધિ ! સખિ લેખિની ! ત્હેં,
પ્યારી ! ત્હને કરી બિચારી ગરીબડી મ્હેં !
લાચાર, વ્હાલી ! ઉર કિન્તુ ઇલાજ ના છે :
છે વાત અદ્‌ભુત, સખિરી ! નસીબની એ !

યાત્રાળુ આ હૃદય ભિક્ષુકને પ્રભુ છે :
જ્યોતિ અવાચ્ય, સખિ ! દાસ અનુભવે છે :
સૌન્દર્યનૂં ઝરણુ મૂળ ! જરાક પીતાં,
ખીબાં બધાં ય જગનાં બદલાઇ જાતાં !

એ સ્નેહ – રે ! સકલસ્નેહશિરોમણિ એ :
આ ઝિન્દગાની ફરીથી રચી તે વિધિ એ :
મૂકી અજાયબ શી અગ્નિની ચીનગારી !
વર્ષો વીત્યાં, પણ હજી હૂં બળ્યાં કરૂં છૂં !

ગાતૂં ઘડીક ઉર મસ્ત બની કવિતા,
ત્યાં યે છુપી સરિત અગ્નિની આંસુની વા !
સંબદ્ધ વિશ્વથી છતાં ય જુદો શ્મશાને,
જાણે પથારી કરી અગ્નિ પરે સુતો છૂં !

ઉસ્તાદ કોઇ મળ્યૂં ! શૂં શૂં ભણાવવાને ?
આંસુથી, હા ! હૃદયબંસી બજાવવાને :
રે ! અશ્રુબંસી ! પણ તૂં ય ખીલી શકી ના !
ઉસ્તાદ ! તાલીમ અધુરી રહી હજી, હા !

રોયો છૂં ખૂબ જ ! અને રડતાં રડૂં છૂં :
નેત્રત્વ ઝાંખૂં થયૂં, તો ય રડ્યાં કરૂં છૂં :
રોયો હૂં, મ્હારી પણ પ્યારી બિમારી રોઊં :
રે ! પ્રેમી પ્રેમ પૂજતાં નથી કોણ રોયૂં ?

એકાકી સાક્ષી હૃદયાશ્રુ જ ઇશ્કમાં છે:
ને આંસુ ના તહીં શું પ્યાર રહી શકે છે?
એ ફિલ્સુફી ગહન! પૂરૂં ન કોઇ જાણે:
આંસુ મીઠાં અનુભવે મુજ હૈયું માને.

કંગાલ મ્હારી કવિતા! મુજને જ રોતી,
રોતી રડાવતી કદિ હૃદયાશ્રુ લ્હોતી:
છે એટલો જ અવધિ ઉપયોગ એનો!
રોનારનો ખપ કશો! દુઃખી આદમીનો!

પ્રેમાશ્રુનૂં સ્મરણુ તો ય જીવાડનારૂં,
જ્યોતિ પરાત્પરની ઝાંખી ટકાવનારૂં;
એ એ જ પુણ્યસ્મૃતિ એ ઉર આ સ્મરે છે,
જે જ્યોતિથી જ જગ આ જીવતૂં દિસે છે.

તે તે જ તેજ સહુ ત્હારૂં જ વિસ્તરેલૂં,
ઓ બ્રહ્મમૂર્ત્તિ! તુજ બિમ્બ અગાધ ફેલ્યૂં:
જોવૂં વિરાટરૂપ ત્હારૂં છતાં ન સ્હેલૂં,
જ્યાં નેત્ર પામર જ પાણીથી, હા! ભરેલૂં.

બ્રહ્માંડવ્યાપ્ત તુજ તૈજસી મૂર્ત્તિ રાજે,
જે જ્યોતિથી જ રવિચન્દ્ર અહીં પ્રકાશે;
શી પૂર્ણ મૂર્ત્તિ! કણુમાં અણુમાં વિરાજે:
અફ્સોસ! માત્ર નથી એક જ દાસ પાસે!

હૂં એક છેક જ મહા અપરાધી લાગૂં?
હા! કામી, લોભી, અપરાધી છૂં, કાં ન લાગૂં?
ઓ જ્યોતિ! પ્રીતિ નથી પાત્ર હૂં તો ય માગૂં!
ત્યાગૂં ન ગાઢ હજી મ્હારી પ્રમાદનિદ્રા!

કિન્તુ, કૃપાલુ! ફરી ચે અમી શું પીવાડયું!
મૂર્છિત રંક ઉર દર્શનથી જીવાડયું!
સૌન્દર્ય ભવ્યતમ આન્તર! તે બતાવી,
પ્રસ્તાવના પ્રણયભારતની ભણાવી!

પીધૂં સુદર્શનસુધાનૂં અમોલૂં પ્યાલૂં!
લાખો શરીર બદલાઇ જતાં ન ભૂલૂં!
રે! પ્રેમી કોણ કદિ ચે, અહ! પ્રેમ ભૂલ્યૂં?
કોણે પીધૂં વિષ નસેનસમાં ન ફેલ્યૂં?

પાતાલ જાઉં યદિ જાઉં રસાતલે હૂં,
છો સ્વર્ગમાં નરકમાં જીવૂં કે મરૂં હૂં!
ભૂલાવી કોઇ શું શકે પણ નૂર પીધૂં?
લાલિત્ય, માર્દવ, દયાભર્યૂં જ્યોતિ મીઠૂં!

પ્રેમાશ્રુ જે રવિ, શશી, સુરને ધ્રુજાવે!
પૃથ્વી ગળી જતી શું એ જલના પ્રવાહે!
અદ્રિ મહાન ડુબી ઉદ્ધરવા મથે છે!
હા! એક આ પિશૂન પથ્થર ના દ્રવે છે!

ક્યાં તે ઘડી પરમ દર્શનની ગઈ ક્યાં?
વાણી વિના નવલ વેદઋચા ભણ્યો હૂં!
ઘેલી બનેલી મુજ આધીન ઝિન્દગીએ,
પ્હેલી જ વાર સ્મિત પ્રેમ તણૂં પૂજેલૂં!

ઉત્ફુલ્લ દર્શન! અહા! ઘડી સ્વર્ગની એ!
રે! તેથી મોંઘી! ઉપમા કશી ભર્ગની તે?
વિદ્યુલ્લતા ઝબકી પા ક્ષણ! હાય! આજે –
બે પાંચ માસ દશ વર્ષ યુગો વીત્યાં છે!

તે કાલ તોપણ હતો – હૂં હતો કહૂં છૂં,
અફ્સોસ! એ જ પણ મૂલ વિષાદનૂં છે!
તે કાલ મંગલ! – શૂં બુલ્બુલ કુહૂ ગાતૂં!
શાં પ્રેમધર્મગીતગર્જનમાં ખીલન્તૂં!

યુગાન્તરે વિહગ એ હસવા શિખેલૂં,
ડુબેલ હર્ષભર સાગરમાં રસિલૂં;
ગાતૂં જ ગાતૂં સુણ્યૂં પંખી પ્રમોદઘેલૂં,
ને 'હાશ!' આ ઉરથી યે નિકળી ગયેલૂં!

તે હર્ષ – હર્ષ? ઘડી પા ઘડીનૂં જ લ્હાણૂં!
અર્ધી બીજી ક્ષણ, ડુબ્યો શૂં અનન્તમાં હૂં!
તે તે ક્ષણે – નહીં ક્ષણે – ક્ષણ અર્દ્ધ! તેણે,
શાં શાં, અહો! નવલ વિશ્વ હતાં રચાવ્યાં!

તે કાલ અદ્‌ભુત! અહો! પ્રિય પર્ણકુટી!
તે પૂર્વરાત્રિ! રચી જ્યાં સુરસ્નેહસૃષ્ટિ!
અદૃશ્ય સ્થાપી પ્રભુમૂર્તિ કરી પ્રતિષ્ઠા!
ભક્તિ, કથા, સ્તુતિથી રાત્રિ શી નિર્ગમી ત્યાં!

બીજી સ્હવાર! કરી કિસ્મતથી જ યારી!
તેણે કરી હૂં પર – તે પર મ્હેં – સવારી?
એ વાત આજ નથી કોઇ ઉકેલનારૂં!
એ ધન્ય દર્શન જ આ ઉર પૂજનારૂં!

એ 'હાશ' કેમ પણ હૈયું લવી ગયૂં આ?
ઉન્માદ આ હૃદયનો? મદ શૂં હતો વા?
તો વાણી એ શકુનની ક્યમ સંભળાવી?
ક્યાં? ક્યાં ઉડ્યૂં અજબ એ મધુભાષી હુમા?

માથે વધી પડી શું ખાક, હ્હડી કપાલે ?
કે કોઇ દાવ રમતૂં મુજ લેઇ પાસા ?
ઘેલા બધા ય અથવા અમ ખાકીઓને,
શૂં એમ – એમ જ ભભૂત હ્હડ્યાં કરે છે ?

કે ફિલ્સુફી બધી શૂં માત્ર જ માનવાની ?
શૂં કલ્પનાત્મક જ **માશૂક** ભાવનાની ?
તો **જ્ઞાન**, **મોક્ષ** શતરંજની એક બાજી !
તો વ્યર્થ ! વ્યર્થ રસહીન જ ઝિન્દગાની !

રે ! ઝિન્દગી રસહીણી ! પછી જીવવૂં શૂં ?
પાનાર જો ભ્રમ, પીનાર, પીવૂં પછી શૂં ?
ના તો શૂં કોઇ રમતે હ્હડયૂં દારૂ પીને ?
વા ઐન્દ્રજાલિક શૂં આ રચ્યૂં ગારુડીએ ?

ના, ના; પરન્તુ બધી વ્યર્થ વિચારણા છે :
ના **પ્રેમી** નાસ્તિક થયો ન કદાપિ થાશે :
શંકા નથી, હતી નહીં, ન કદાપિ હોશે :
છો હૂં મરૂં : નયન કોઇ ભલે ન લ્હોશે.

લ્હોનાર એક બસ તૂં રહી, ઓ કવિતા !
ઘેલા વિજોગી દિલનો બસ તૂં દિલાસો !
ને આવ, લેખણ ! તૂંને પણ ચુમ્બી લેઊં !
આંસુ ભરી ભરી, પ્રિયે ! ન્હવરાવી દેઊં !

**જે**ની સ્તુતિ પર કરૂં હૂં અહીં ગુઝારો,
પ્રાપ્તવ્ય જે **પરમ** **દ**ર્શનનો ઉધારો,
**એ**ની જ કીર્ત્તિથી તૂં ચે જીવતી, **ક**વિતા !
સદ્‌ભાગી ગાય સ્તુતિ તૂં **પ્ર**ભુની અમારા !

તૂં તૂં પ્રભુ જ મુજ – દશ્ય પ્રભુત્વ છે જે,
જે વિશ્વરૂપ હરિદર્શન યાચવૂં છે:
સપ્નાઇ દુશ્મન તણી ભરી કિન્તુ મ્હારે,
તે સૂક્ષ્મદર્શકથી આ ઉર શોધવૂં છે.

શૂં શોધૂં? પાપી ઉર મ્હારૂં હતૂં અને છે:
ઉદ્ધારનાર પ્રભુ – ઓ પ્રભુ! તૂં જ તૂં છે:
ત્હેં ભવ્ય દર્શન દીધૂં; નથી કલ્પના એ:
ના ઇન્દ્રજાલ, નથી વ્યર્થ વિચારણા એ.

ત્હેં રક્ત પૂર્યૂં નવલૂં મુજ દીન હૈયે,
તે તે જ જીવન નિરન્તર આ ચલાવે;
હા! પાંગળો નિરખી હૂં, દીધી પાંખ શી ત્હેં!
આ દાસ પામર ઉડ્યો બસ મેરુટોચે!

રે! પાંખ પામી ખુશ ના થતૂં કોણ પંગુ?
હૂં યે થયો; પણ હવે વધુ ના ખમાતૂં:
બેભાન હૈયું હતૂં, એ સ્થિતિ જાણીતી છે,
શી શી વીતી ગઇ? અને હજી વીતતી છે!

પામેલ પાંખ મુજ અદ્‌ભુત ત્હેં દીધેલી,
જેનાથી મ્હેં અજબ કૂચ શુરૂ કીધેલી,
તેનાં જ આજ મુજ મૂર્છિત આ દશામાં,
હા! હાય! હાય! પ્રિય! પિચ્છ વિખાઈ જાતાં!

સ્વચ્છન્દમાં ઉડી ગયો નભ ચીરી ઊંડે!
હા! સૂર્યલોક, શશી, શુક્ર દીઠા તહીં મ્હેં!
દીઠી શી પ્રસ્તરી કૃપા તુજ ત્યાં ય દૈવી!
સ્વદ્રૂપ સૌ ય તુજ ભક્ત સુપિચ્છધારી!

જોયેલું જે ન કદિ આ મનુલોકમાં તે,
ત્હારૂં થતું સ્તવન ભાવભર્યું દીઠું મ્હેં;
શી ભક્તિકીર્ત્તિ તુજ એ સહુકાલ ચાલે!
'તૂંહિ તૂંહિ તૂંહિ' પ્રતિ પરમાણુ બોલે!

ક્યાં પુણ્યપૂજન જ એ? ઉર કામી આ ક્યાં?
ક્યાં એ સુધાસ્રવણ? ને રડનાર હું ક્યાં?
એ ખ્યાલ, હાય! કરૂં – ના કરૂં – એટલામાં –
શું શું થયું – થઇ ગયું મુજ ભીરુ હૈયે!

ને, ના ધરૂં તુજ પદે ઉર હોય તેવું,
એ તો હૂંથી નથી બની શકતું કદાપિ;
ત્હારા દયામૃત તણો ભરપૂર સિન્ધુ!
આ જન્તુ તેથી મગરૂર બની ઉડયો શું?

હૂં મેરુ પાર ઉડતાં ઉડતાં જ ઉડ્યો!
ના ના શકયો સહી, શકૂં નહીં તાપ ત્યાંનો!
ચન્દ્રાવલી અગણ્ સૂર્યસમૂહ તે શૂં!
એ ઝાંખી એવી, પ્રભુ! જ્યોતિ અનન્ત ત્હારૂં.

એ તો, પ્રભો! મુજ પ્રભો! તૂં વિરાટ મૂર્ત્તિ!
આલોચના હૂં ખમી શે શકૂં મૂઢ તેની?
અંજાઈ જાઉં! ઉરશૂન્ય! ભૂલેલ ભાને!
મૂર્છા થતી! અરર! હા! જતી ચેતના યે!

એવી જ મૂર્છિત – અચેતન શી દશામાં,
એ પાંખનાં મુજ પિછાં વિખરાઇ જાતાં;
પાંખો તૂટી, બલ ગુમાવ્યૂં; ઉડી શકૂં ના:
ને, હા! વસાય નહીં માનવજન્તુથી ત્યાં!

એ કાલ દુઃખદ મહા મુજ વેદનાનો,
ગમ્ભીર ગમ્ભીર અશાન્ત શી મૂર્છનાનો :
ત્યાં મૃત્યુના અનુભવે કંઇ લેઇ લીધા !
પ્યાલા ભરી ભરી ભરી વિષના પી લીધા !

એ કાલ આલમ હશે ન હશે ય જોતી,
કિન્તુ જરૂર સુરસૃષ્ટિ ક્ષુભિત રોતી;
રોનાર એક પણ ન્હોતી પ્રિયા કવિતા !
તેને ય તાણી ગઇ જાહ્નવી કો સરિતા !

રોયું ફરી હૃદય ! રોવું જ રોવું ક્યાં છે ?
શોણિત કાં ન વહતું હજી ? કોણ જાણે !
અલબત્ત, લોભ મુજ સૌ અણછાજતો છે,
ના ઈશ્ક, મ્હેં જ મુજને ભમતો કીધો છે.

છે પ્રેમતત્ત્વ મધુરૂં મધુરૂં મધુરૂં,
આ હૈયું એક જ કટુ, ન વિષે કટુતા;
સખ્તાઇ સખ્ત થવી હૂં પર વાજબી છે,
માશૂક કારુણિક ! એ જ અજાયબી છે.

માશૂક મ્હારી નથી કેવળ કલ્પનાની,
ના વા હવાઇ મુજ પૂતળી ભાવનાની :
જ્યોતિષ્મતી ભગવતી મુજ વિશ્વરૂપા :
શી ભવ્યતા ! નિરખતાં, અહ ! થાય મૂર્છા.

માશૂક ? ના નથી જ પ્રાકૃત દેહધારી,
વા સ્થૂલ નેત્ર તણું માત્ર ન લક્ષ્ય થાતી;
એ મૂર્તિ સૂક્ષ્મતમ વિશ્વ બધાંની સત્તા !
માશૂક એ પ્રભુ ! અનુભવું જે પ્રભુતા !

માશૂક કાલ્પનિક? બોલ જ પાપ લાગે :
એ બોલતાં જ તજ્યૂં ના કયમ પ્રાણ પાપી?
ક્યાં ઝાંખી દૂર ઉડી જે થઇ દિવ્યતાની?
પામે ભિખારી મુજ ઓષ્ઠ ગુલાબી ન્હાની!

વેદાન્તફિલ્સુફી બધી ખરી ખોટી છો હો :
'બ્રહ્માસ્મિ' મન્ત્ર બહુ જ્ઞાની જનો કહો છો :
ત્હેં મેરુ પાર દીધી ઝાંખી વિરાટ ત્હારી,
તેને હૂં પાત્ર બનૂં પ્રાર્થૂં છૂં એ જ, પ્યારી!

છો 'હૂં અભિન્ન પ્રભુથી' કહ્યૂં દેવ ખ્રિસ્તે,
યા 'યા અનલ્હક્ક' ભલે મનસૂર બોલે :
છો કૃષ્ણ પૂર્ણ અવતારી પ્રભુ ગણાતા :
આ દાસને અધધ! હો પ્રભુપાદ ત્હારા!

ત્હારો પ્રદેશ! અહ! જ્યોતિ શૂં! નેતિ જોતાં,
આશ્ચર્ય શૂં હૂં પડૂં પામર મૂર્છનામાં?
ક્યાં પ્રેમભર્ગ તુજ? ને મદપૂર્ણ હૂં ક્યાં?
ક્યાં સત્ત્વમૂર્ત્તિ પ્રિય? માટીનૂં જન્તુ હૂં ક્યાં?

પાંખો તૂટેલ તુજ સેવક મૂર્છનામાં,
જોઈ તૂંને શૂં થયૂં, જાણી શકૂં ન તે હૂં;
ત્હારી દયા! અહહ! ત્હારી પ્રભુદયા શી!
એ જાણૂં તો કયમ રચૂં ન સ્વતન્ત્ર વેદો?

જાણૂં છૂં કિન્તુ ખરી એક દયાલુતા તૂં :
ત્હારી દયા! પ્રભુદયા! બસ એ જ જાણૂં :
ત્હારા મહદ્રૂપથી મૂર્છિત દીન દેખી,
દિવ્ય કૃપાદ્રવણ પ્રેરતી તૂં અવાચ્ય!

ઓ પ્રેમ ! પ્રેમ ! નિરખી મુજ અન્ધતાને ,
દેખાવ સહ્ય કરવા તૂં કૃપા કરે છે :
આ પ્રેમભર્ગ સહી ના શકનાર પ્રાણી ,
એથી ઉરે કંઇક સ્વસ્થ થઇ શકે છે .

શી ભવ્યતા ! નવીનતા ! ઉરવેદના શી ?
મૂર્છિત હાલત શી આ ! કયમ પાંખ તૂટી ?
એવા વિચાર કરવાની સ્થિતિ થતામાં ,
ત્હારી દયા ફરીથી સ્વર્ગ નવૂં રચે છે !

આકાશમાં , પવનમાં , સહુ સ્થાનમાં એ ,
ત્હારી કૃપાથી નિરખૂં કંઇ ફેરફારો ;
સ્વાયંભૂ પ્રકૃતિથી કોમલ સૃષ્ટિ સર્જી !
આહા ! ખડી શી તુજ નૂતન રમ્ય મૂર્ત્તિ !

એ મૂર્ત્તિ ! પ્રેમપ્રતિભા નયને , અહા ! શી !
માંગલ્યપૂર્ણ વદને ઝળકે પ્રભા શી !
શી સૌમ્ય સ્નિગ્ધ લહરી વહતી ! અહા ! શી !
ત્હારૂં સ્વરૂપ – અથવા – અહ ! વ્યંજના શી ?

એ મૂર્ત્તિ ! પ્રેમપ્રભુતા તુજ પ્રસ્તરેલી !
આવો મ્હને નિરખી દુ:ખી દુ:ખી થયેલી :
ગમ્ભીર , મ્લાન મુખ વત્સલતા ભરેલૂં !
શો પ્રેમ ! પ્રેમઋજુતા ! શૂં દયાર્દ્ર હૈયું !

એ મૂર્ત્તિ ! પ્યારી ! તુજ પ્રકૃત જ્યોત્સ્નિકા છે :
ઉદ્ધારનાર મુજ એ ઉરદેવતા છે :
એ મૂર્ત્તિ ! મૂલ સ્મૃતિની ઉર જાગ્રતિ દે :
ત્હારો અધીન ગણી મિત્ર બની દ્રવે છે .

એ મૂર્ત્તિ રોતી – મુજ પામરતા જ રોતી :
હા ! રોતી ! રોતી પણ, હાય ! શું રક્તસ્રાવે !
એ મૂર્ત્તિ ! ત્હારી પ્રભુતા ! તુજ પ્રેરણા એ !
પોતાની પાંખ ઘડી બે ઘડી ધીરી દે છે !

એ મૂર્ત્તિ જાગ્રતિ દઈ મુજને ધરે છે,
પોતાની પાંખથી અહીં મુજ યોગ્ય સ્થાને ;
મ્હારી અપાત્ર પશુતા, તુજ દિવ્યતા શી ?
લાવણ્યથી, મધુરતાથી મ્હને બતાવી !

એ મૂર્ત્તિ ! હા ! અમલ, કોમલ પ્રાણ ખર્ચી,
આવી તજાવો ઉર ચાંપી મ્હને સુષુપ્તિ :
એ મૂર્ત્તિ ત્હારી યશવર્ત્તિની શી પ્રતાપી !
હૈયું સુધાર્યૂં મુજ ચીરી સુધા વહાવી !

એ મૂર્ત્તિ ! એ તુજ છબિ ! પ્રિય ! પ્રાણપ્યારી !
દેવી ત્રિરાટ છબિ પ્રસ્તરી પ્યારી ત્હારી !
એ મૂર્ત્તિ ત્હારી જ લીલા બધી પ્રેમઘેલી !
આ દાસની ચિકુરતા હણવા રચેલી !

એ મૂર્ત્તિ, હાય ! પણ એથી કરી ગઈ શું ?
અન્ધત્વ અન્ધ તણું તાજૂં કરાવી દીધૂં !
છે વિસ્મૃતિ સુખી સ્થિતિ નિજ અન્ધતામાં !
રે ! દુઃખ દુઃખ પણ એ સ્થિતિ જાણતામાં !

એ મૂર્ત્તિ ! મિત્ર મુજ ! પુણ્યસ્વરૂપ ત્હારૂં !
શૂં શૂં વિચારૂં ? થતૂં મૂર્ચ્છિત હૈયું મ્હારૂં !
એ મૂર્ત્તિ ! પ્રાણ મુજ ! દેવ ! અહો ! કહૂં શૂં ?
ત્હારી જ મૂર્ત્તિ ! પ્રભુમૂર્ત્તિ ! હૂં ના કહૂં શૂં ?

એ મૂર્ત્તિ ક્યાં ? હૃદય ! ક્યાં તું વિરાટ મૂર્ત્તિ ?
ક્યાં ઝાંખી મેરુ પરની ? મુજ ક્યાં સુષુપ્તિ ?
દેખાડી **અક્ષર** **સ્વરૂપ**ની દિવ્ય ઝાંખી !
અફ્સોસ ! તો ય રહી હૃદ્‌ગત મૂર્છના શી ?

એ **પ્રાણ** ! એ **પ્રણય** ! જીવન સર્વ મ્હારૂં !
મ્હારૂં હવે હૃદય આ મુજને અકારૂં !
ચીરી જુવો ! **પ્રણય**રૂપ ! જુવો ! જુવો તો !
કેવૂં અપાત્ર ઉર ! હાય ! ધુવો ! ધુવો તો !

આ તો જુવો ! તરુ પરે વનવાસ મ્હારે,
કોઇક બોલી રહ્યૂં ! રોજ મ્હને રડાવે !
એ સુણતાં ફરી ફરી ઢળૂં મૂર્છનામાં !
જુવો ! શી રોઇ રહ્યૂં બુલ્બુલડૂં કવિતા ?

ક્યાં **આત્મ**વૈદ્ય મુજ ? ક્યાં પ્રિય **પ્રાણ**પ્યારી ?
અફ્સોસ ! ક્યાં દુઃખભરી સ્થિતિ આવી મ્હારી ?
એ ઝાંખી ! **જ્યો**તિસ્મૃતિ ક્યાં ? **સ્મૃ**તિ જાગતામાં,
હા ! હાય ! હાય ! ઢળતો ફરી મૂર્છનામાં !

**પ્રિયે** ! પાસે ન કો તો યે કવિતા તુજ પ્રેરણા,
રોતી લ્હોતી બિચારી શી રડે આ મુજ મૂર્છના !



# એક સફરજનને



પ્રભુની ન્હાનીશૂં જાણે, શોભીતું શૂં રતુમડૂં!
દિવ્યદેહી દિસે, પ્યારા! આવ્યૂં કયાંથી તૂં મીઠડૂં?

સદ્‌ભાગી ભૂમિ કયી, રે! તુજ જન્મવાથી?
પુનીત કો થયૂં ત્હને જલ સિઞ્ચવાથી?
કે આવ્યૂં, સુન્દર સખે! સુરવાટિકાથી?
સાક્ષાત વા પ્રભુકરેથી? શૂં પ્રેરણાથી?

પ્રભુના હાથની લાલી જાણે તૂં પર દિસતી!
પોતે શૂં પ્રભુએ તૂંને રમાડચૂં ઘડી બે ઘડી?

રે! તૂં પધાર્યૂં પ્રભુના ખુદ હાથમાંથી,
કે હો કદાપિ, પ્રિય! તૂં પ્રભુદેશમાંથી,
વા થોડી યે ક્ષણ સુભાગી બનેલ સાથી,
તો, બોલ! બોલ! પ્રિય! એ પ્રભુ શૂં કરે છે?

મીઠડા! આમ કાં, વ્હાલા! મુનિરાજ જણાય છે?
આપણો પ્રભુ કેવો છે? કહે! શે શરમાય છે?

આવ્યૂં બહુ ઉન્નત દેશમાંથી,
તેથી શૂં થાકેલ મુસાફરીથી?
કે આપી એણે જ ફિદા થઈને,
લજ્જાલુતા આવી ઈનામમાં શૂં?

કાં બોલે ના હજી, બાપુ? શૂં હૈયે દર્દ થાય છે?
ગુલાબી રંગ વા એવો, જન્મથી શરમાળ છે?

એવી શૂં વા નાજુક પ્રકૃતિ છે ?
કે રૂશણૂં લીધૂં કઠોરથી ત્હેં ?
રોનાર સાથે નથી બોલતૂં કે ?
આ વૈખરી શૂં અપમાન લાગે ?

ભલે ! જે હોય તે છો હો ! મ્હારે તો રડવૂં રહ્યૂં !
કહે તૂં જાણતૂં હો તો, મોંઘેરૂં આંસુથી કશૂં ?

પ્રભુ તણાં સુન્દર નેત્રમાંથી,
બે બે સુધાબિન્દુ સ્વયં વહ્યાથી,
બ્રહ્માંડ આ સર્વ શકે જીવાડી,
તો કાં બને શુષ્ક તૂં બ્રહ્મવાદી ?

ના ના જોવાય હૂંથી આ, તૂં યે જાણે અમી ઝરે !
ના ના સત્ય ફરે કિન્તુ, આંસુડે બ્રહ્મ વિસ્તરે !



## પાપનિવેદન



હૃદય જાણે, પ્રભુ જાણે, હૂં પાપી છૂં : હૂં પાપી છૂં :
હવે જગને જણાવૂં છૂં : હૂં પાપી છૂં : હૂં પાપી છૂં.

અગર દિલબર ! નઝર પામી, શકયો ના ના મટી કામી !
કબૂલે ના મ્હને સ્વામી : હૂં પાપી છૂં : હૂં પાપી છૂં.

કબૂલે શી રીતે દિલ્દાર ? અગણ છે પાપનો પરિવાર !
ન ધર, દિલબર ! અમીની ધાર : હૂં પાપી છૂં : હૂં પાપી છૂં.

પ્રભો ! પાપી મ્હને ગણજે, કૃપા કૈં, કૈં દયા કરજે :
જહાં સારી ! સુણી લેજે : હૂં પાપી છૂં : હૂં પાપી છૂં.

જીવનભર શું જિગર રડશે ? ભટકશે – રાનમાં તપશે ?
પ્રભુદ્રોહી શું ઉદ્ધરશે ? હું પાપી છૂં : હું પાપી છૂં.

જીવન કંગાલ દૂષિત છે : અધમ હૈયું કલુષિત છે :
પ્રભો ! આશા કયી વિધ છે ? હૂં પાપી છૂં : હૂં પાપી છૂં.

હૃદય કયાં પ્રેમનૂં જોગી ? તપસ્વી કયાં ? કહીં જ્યોતિ ?
જીવૂં શે, હા ! હૃદયરોગી ? હૂં પાપી છૂં : હૂં પાપી છૂં.

નથી ઉત્સાહ વા આશા, નકામા ત્યાં ઉધામા શા ?
જિગર પર ઘા ઉપર ઘા શા ? હૂં પાપી છૂં : હૂં પાપી છૂં.

અરેરે ! યોગભ્રષ્ટાત્મા ! શી અધમોદ્ધારની આશા ?
પ્રભો ! પામર હૂં સાગર ! હા ! હૂં પાપી છૂં : હૂં પાપી છૂં.



## ઘા



ઝખમ હજુ જૂનો ન રૂઝાતો :
ત્યાં નવતર નવતર ફરી થાતો :
સહૂં છૂં, સહીશ, છતાં ન સહાતો –
તાઝો તાઝો ઘા.

દિવ્ય દરદ રોવા ગાવાને :
આંસુડે ન્હાવા લ્હાવા છે :
મૂંગા મૂંગા છે ખાવાને –
ઘા તાઝો તાઝો.



# સનમને સવાલ



**શબ્દ**? **સનમ**! આપશે? પૂછું? **સનમ**! **જીવાડશે**?
દિલથી દિલ દબાવશે? **તું** ગોદમાં સુવાડશે?

અગર છૂં હૂં **તુજ** શિકાર:
**કત્લનો** ય તલબગાર:
**યારની** **અમર** **કટાર**!–
ઘા પૂરો લગાવશે? **શબ્દ**? ૦

વીતી જતાં વરસ વરસ:
જિગરમાં મગર તરસ:
તો, **સનમ**! પૂછું છૂં બસ–
પૂરૂં કદિ પીવાડશે? **શબ્દ**? ૦

લાગી, **સનમ**! **દિલ્લગન**?
શી રોમ રોમ આ **અગન**?
કિસ્મતે ફકત રુદન?
સૂકૂં સુમન! ખીલાવશે? **શબ્દ**? ૦

જિગર જપે **એક** **યાર**:
ઈશ્ક – **યારનો** પુકાર:
તો કટાર યા **દીદાર**?
**યાર**! કૈં ચખાડશે? **શબ્દ**? ૦

રગ રગે **તૂંહિ** તમામ:
જો ચીરી! અય! **નેક** **નામ**!
આવશે કશું ય કામ?
આમ યા જલાવશે? **શબ્દ**? ૦

અસ્થિ, માંસ, ચર્મમાં,
વિચાર, વાણી, કર્મમાં,
સનમ! શરાબી ધર્મમાં –
કદમ કહે ઠરાવશે? શબ્દ? ૦

ચાર કે છૂં અર્ઝદાર?
યા હજી ઉમેદવાર?
કે, સનમ! હૂં ભટકનાર?
કૈં જવાબ આપશે? શબ્દ? ૦

હૂં ત્હને શૂં? બોલ! બોલ!
તૂં મ્હને શૂં? ભેદ ખોલ!
દર્દ બોલ! ઈશ્ક બોલ!
ક્યાં સુધી તપાવશે? શબ્દ? ૦

જિગર જો! કર્યૂં હર્રાજ!
પ્હેર્યૂં તુજ ફકીરી તાજ!
તો કદમનૂં અમર રાજ –
જિગરમાં જમાવશે? શબ્દ? ૦

શબ્દ આપશે, સનમ?
જીવ્યૂં જીતાડશે, સનમ?
સુવે તૂં ત્યાં, કહે, સનમ!
શૂં ગોદમાં લપાવશે? શબ્દ? ૦



# દર્ગાહ બસ મુજ કત્લગાહ



યારો! કોઇ છે દર પર અહીં? હાઝર બિરાદર યા નહીં?
યારો! કત્લગાહ પર કૂચ ઠરી : ના! ના! અહીં સોહી કહીં!

અલ્બત્ત, આશક યારના :
બેશક, કશા હક્કદાર ના :
તાલિબ ફક્ત તલ્વારના :
 અમરાપુરી અસલી તહીં. યારો! ૦

અસ્બાબ અમીરી આપના :
ગુલ્શન અનાર ગુલાબના :
સીસા સુરેખ શરાબના :
 સૌ આપ ભોગવજો અહીં. યારો! ૦

અર્ઝી લખો મુજ યારને :
ગમખ્વાર દિલ હુશિયાર છે :
લે–લે ઘસી હથિયારને–
 લાવો – કરૂં છેલ્લી સહી. યારો! ૦

થાતાં ઝબેહ ન કરૂં રુદન :
પ્હોંચાડજો હસતાં નમન :
દિલ્બર હુઝૂર બે – બે સુખન :
 'ગર્દન ગઝબ તલપી રહી.' યારો! ૦

કોણે કહ્યું દિલ્દારને :
'દે દિલ દીવાના યારને'?
જા! ના કહે : ન રહમ કરે–
 મ્હારૂં જિગર ખંજર મહીં. યારો! ૦

ના! ના હવે બોસા ન દે :
મ્હેરૂં સુખે અલ્ફી ભલે :
બીજી ફિલ્સુફી ન ખપે મ્હને :
હાં! જા! કહે, કાસદ! જઈ. યારો! ૦

ના! ના – અરે – ખપનૂં કફન :
ના! ના – ભલે – કરજો દફન :
ચ્હાવૂં અને મળવૂં વતન :
આશા કતલખાને રહી. યારો! ૦

શાઈદ અજાયબ આદમી :
ગમી યા ગમી કૈં ના ગમી :
પણ ભાવતી કાતિલ ઝમીં :
કુરબાની ગમી ત્યાં ખુશ થઈ. યારો! ૦

દશ લાખ ઘા દિલમાં પડ્યા :
રૂઝ્યા, ફરી ફરી ઊબળ્યા :
લ્હાવા નવા કૈં કૈં મળ્યા –
લઉં છેલ્લી લ્હાણ પતી જઈ. યારો! ૦

માશૂક! હુસેની બાદશાહ :
સાગર! ફકીરી ઈશ્કરાહ!
દર્ગાહ બસ મુજ કત્લગાહ!
લઈ બંસી ચલ! ગા 'તૂંહિ! તૂંહિ!' યારો! ૦



# જોગીની ગઝલ



જનમના જોગીડા છૈયે : હમે તો જોગીડા છૈયે :
ખુદાના ખુદ બન્યા છૈયે : જનમના જોગીડા છૈયે.

સનમના જોગીડા છૈયે–
સનમના જોગીડા છૈયે :
અનલ્હક્કમાં મચ્યા રહીએ–
જનમના જોગીડા છૈયે.

હમે જૂના ઝમાનાના–
શરાબી આદમી છૈયે :
ડુબેલા ઈશ્કને દરિયે–
જનમના જોગીડા છૈયે.

ફકીરી હાલમાં ફરીએ–
ન પર્વા કાલની કરીએ :
ખુદા દિલ્બર સનમ કહીએ–
જનમના જોગીડા છૈયે.

ભલે રડીએ ! ભલે હસીએ !
ભલે પડીએ ! ભલે ચ્હડીએ !
મગર ના ના નહીં ડરીએ–
જનમના જોગીડા છૈયે.

નહીં નહીં નોકરી કરીએ–
અસલ મસ્તાન દિલ છૈયે :
ઝુલમ જૂઠા નહીં સહીએ–
જનમના જોગીડા છૈયે.

સનમના પ્રેમસાગરની –
હમે ગેબી લહર છૈયે :
સનમના મસ્ત કાયમના –
જનમના જોગીડા છૈયે.



# ફકીરી બાદશાહની ગઝલ



ફકીરી બાદશાહ છૈયે : ફકીરી બાદશાહ છૈયે :
હમે તો બાદશાહ છૈયે : ફકીરી બાદશાહ છૈયે.

નહીં જામો ! નહીં કફની !
નહીં ! નહીં ! ખાક નહીં ધરીએ :
અનલ્હક્ક બસ રહે હૈયે –
ફકીરી બાદશાહ છૈયે.

અસલ સત્તા સનમશાહી –
ઝમીં, અસ્માન ને દરિયે :
સલામી બસ તહીં દઇયે –
ફકીરી બાદશાહ છૈયે.

ફકત માલેકની રૂબરૂ –
અજાયબ ગુફ્તેગો કરીએ :
સનમ ! ત્હારી હકીકતમાં –
ફકીરી બાદશાહ છૈયે.

ફના કરીએ ! ફના થઇયે !
  ફના કરવા હુકૂમ કરીએ !
ફનાની શહેનશાહીના –
  ફકીરી બાદશાહ છૈયે.

બકાના તખ્ત પર આખર –
  ખરા વારસ હમે છૈયે :
અમરગઢ જીતવા જઇયે –
  ફકીરી બાદશાહ છૈયે.

સનમના જોર પર સાગર –
  ભરી ભરી નૂર પી લઇયે :
દિલે દિલ શહેનશાહખાનુ –
  ફકીરી બાદશાહ છૈયે.



# મ્હારી સનમ



ગા ! ગા ! તૂં, બર્બત ! દમ બ દમ : ગા ઈશ્ક ! ગા રહમે સનમ :
ગા ! ગા ! અગમ રાહે સનમ : તૂં હિ ! તૂં હિ ! મ્હારી સનમ

મ્હારી સનમ ! મ્હારી સનમ !
કાયમ દિલે ત્હારૂં હરમ :
પડઘમ બજે જ્યાં દમ બ દમ –
  સુરસારીગમ : મ્હારી સનમ !

તુજ ઈશ્ક એ જ અજબ રહમ :
એ એ જ નેતિ અગમ નિગમ :
ભાંગી તૂટી બૂઠી કલમ –
કમઝોર છે મ્હારી : **સનમ** !

ઝાંખી થતાં જ ઢળી પડ્યા ,
હઝરત મુસા હાંફી ગયા :
ના ના દીદાર સહી શક્યા –
તાકાત શી મ્હારી ? **સનમ** !

દર દર ફરૂં નગરે નગર ,
હર ચીઝ સુન્દર હો અગર ,
જળતૂં જિગર સૂનૂં મગર –
ત્હારા વગર : મ્હારી **સનમ** !

ત્હારા પીધા ગેબી સુખન :
ના ના દીઠૂં ત્હારૂં બદન :
યક્તાન થશું : મળશૂ વતન –
લે લે વચન : મ્હારી **સનમ** !

પણ – ચશ્મથી માણિક્ય શો –
શો ઈશ્ક તુજ વરસે , અહો !
દાવો અનામી છે કશો –
ત્હારે તખત : મ્હારી **સનમ** !

મ્હારા ગુનાહ સો લાખ છે :
બિસ્મિલ બન્યૂં દિલ ચાક છે :
જો ! જો ! જિગર પૂર ખાક છે –
તૂં ઝિન્દગી મ્હારી : **સનમ** !

ગોયા જહાં સહુ ખ્વાબ છે :
હક્ક લબશરાબ ગુલાબ છે :
એ સાફ ઈશ્કહિસાબ છે –
છે ઈશ્ક તૂં : મ્હારી **સનમ** !

દિલ્દાર ! પર્દેપોશ છે :
દર્દી જિગર બેહોશ છે :
પણ ઈશ્ક પર ખામોશ છે –
તૂં જહાંપનાહ : મ્હારી **સનમ** !

સૂલી ઉપર હસતો સુતો,
**મન્સૂર** '**અનલ્હક્ક**' બોલતો !
દાવો ખુદાઈ કરી શકયો –
ત્હારી હૂંફે : મ્હારી **સનમ** !

કૌવત કશૂં ઇન્સાનનૂં ?
'છૂં હૂં ખુદા' શી રીતે કહ્યૂં ?
ત્હેં ત્હેં જ કામણ ત્યાં કર્યૂં–
બની તૂં ઝબાં : મ્હારી **સનમ** !

મુર્દા, અહો ! જીવતાં થતાં–
શૂં 'કુમ્બ – ઇઝ્ની' બોલતાં !
નહીં **શમ્સ** એ કરતો ખડાં –
દમ તૂં ફૂંકે : મ્હારી **સનમ** !

દરખત ભીતર દરખત થતો !
દિલ '**લેલ** ! **લેલ** !' પુકારતો !
**મજનૂં** તૂંને જપતો ખડો –
પગ તુજ દુઃખે : મ્હારી **સનમ** !

ફરહાદ પ્હાડ શું ફોડતો ?
નહીં ! કોહકન આશક હતો :
એ હાથ તો પણ ખોદતો –
ત્હારો હતો : મ્હારી **સનમ** !

કોઈ ઝુલેખા બાપડી !
કો ઘેલી લૈલી ગરીબડી !
જીવતી શીરીં કબરે સુતી –
સૌ તુજ કદમ : મ્હારી **સનમ** !

જડ પથ્થરે જોગી થતી !
કોઈક ' મીરાં રાંકડી ' !
નામે સનમ જીતી જતી –
ભળતી : તૂંમાં : મ્હારી **સનમ** !

જડમાં તૂંને જોતી સતી,
ખુદી જલાવી જળી જતી :
કાફર કહે કાફર કદિ –
પણ ઈશ્ક ? એ મ્હારી **સનમ** !

આબાદ લગની લાગતી,
તેને, સનમ ! તૂં તારતી :
જડ ચેતના ભેદો નથી –
જોતી ફના મ્હારી **સનમ**.

છો હોય જડ યા ચેતના :
દિલ એકમાં હો પૂર ફના :
તો ખુદ ખુદાની કશી તમા ?
શું છે ખુદા ? મ્હારી **સનમ**.

જ્યાં આશકોના આહ છે,
ભર અશ્ક પર દર્ગાહ છે,
ત્યાં ખુદ ખુદા જ પ્રવાહ છે –
છે ગેબ એ: મ્હારી સનમ!

ઝુલ્મો, ઝખમ તોબાહ છે:
છે દૈવી પણ દિલદાહ એ:
ના જોગીઓ ગુમરાહ છે –
છે રાહબર મ્હારી સનમ.

કરૂં શું હૂં વેદપુરાણને?
શૂં તીર્થ, સન્ધ્યાસ્નાન છે?
દિલબર જહીં દિલ્જાન છે –
તૂં હિ! તૂં હિ! મ્હારી સનમ!

ના ના સનમ પંડિત નથી!
વેદાન્તી વા ફિલ્સુફ નથી!
છે છે બધૂં: પણ પ્રીતડી –
બસ પ્રીતડી મ્હારી સનમ.

દુનિયાની ઇઝ્ઝત આબરૂ!
એને શૂં પ્હેરૂં? પાથરૂં?
સારી જહાંને શૂં કરૂં?
તૂં રૂબરૂ હો! મ્હારી સનમ!

વ્હાલાં ન કો અળખામણાં:
પણ આપણાં શમણાં ફળ્યાં:
દિલ દિલ, સનમ! આપણ જડ્યાં –
રૂહેજો નિકટ: મ્હારી સનમ!

લાખો કરોડ વરસ વીત્યાં :
**આપણ** હતાં બે એકઠાં :
બિખૂટાં પડચાં! પાછાં જડચાં –
ફરીથી જુદાં! મ્હારી **સનમ** !

દરિયાવ દિલ મોતી ઝર્યાં !
રે! ઈશ્ક! યા શૂં કરૂં બયાં?
જુગ જુગ ભમ્યાં દિલનાવડાં –
તરવા પડચાં! મ્હારી **સનમ** !

કૈં લાખ જહાઝ તૂટી ગયાં :
બચવા નવા મછવા મળ્યા :
ભરપૂર **સાગરિયે** મળ્યાં :
**આમીન** ! અહો ! મ્હારી **સનમ** !

તૂંમાં ડુબૂં છૂં હૂં : **સનમ** !
હૂંમાં ડુબે છે તૂં : **સનમ** !
આ **વસ્લ** ! **સાગરિયે** **સનમ** !
કાયમ રહો ! મ્હારી **સનમ** !

---

કૈં કૈં સિફ્ત બોલત અગર જો હોત હૂં શાએર :
હૂં તો, **સનમ** ! ત્હારા મગર લબનૂં બનૂં **સાગર** .



# પ્રેમવશ ગોપી



ઘૈંઘટ ભંગ પીલાઈ!
સૈયાં! મોહે ઘૈંઘટ ભંગ પીલાઈ!

ગ્વાલકો બાલ બડો મતવાલો! ત્રિભુવનઝાંખી દિખાઈ!
સૈયાં! મોહે ઘૈંઘટ ભંગ પીલાઈ!

જમુનામૈયાસેં મૈં આતી થી જલ ભર, ઇતનેમેં આયો કન્હાઈ!
સૈયાં! મોહે ઘૈંઘટ ભંગ પીલાઈ!

ભોલી ભલી ગૂજરાતન ગોપી! પિયાજીકી નૈનાં લુભાઈ!
સૈયાં! મોહે ઘૈંઘટ ભંગ પીલાઈ!

ભંગા પિયાકી પીઈ! દીઇ લાલી! જોબન દીયો લૂટાઈ!
સૈયાં! મોહે ઘૈંઘટ ભંગ પીલાઈ!

હાલ ચકાચક ચિત્ત બનાકે, બહુતસી બવરી બનાઈ!
સૈયાં! મોહે ઘૈંઘટ ભંગ પીલાઈ!

બનકે સનમ મોરી ચમ્પકબનમેં પિયાજીને બંસી બજાઈ!
સૈયાં! મોહે ઘૈંઘટ ભંગ પીલાઈ!

આન ખડી મૈં બૃન્દાબન, મોહન! ભાન નશેનેં ભૂલાઈ!
સૈયાં! મોહે ઘૈંઘટ ભંગ પીલાઈ!

અય બ્રજરાજન! દાસી હૂં માંગન! ઇતનેમેં સબ કુછ આઈ!
સૈયાં! મોહે ઘૈંઘટ ભંગ પીલાઈ!

પ્રેમકે સાગર છાંડ ચલૂં કહાં? બલમા ભયા બ્રજરાઈ!
સૈયાં! મોહે ઘેંઘટ ભંગ પીલાઈ!

ઘેંઘટ ભંગ પીલાઇ!
સૈયાં! મોહે ઘેંઘટ ભંગ પીલાઈ!

# ખયાલે ઇશ્ક



હૈ તો હમ સારી જહાંમેં! હૈ કહાં નહીં હમ?
અસ્માં, ઝમીં, બેહિશ્તમેં દરિયાવમેં હૈ હમ! હૈ તો૦

પાનીમેં પૂતલી લૂનકી! કોઈ કહે ક્યોં બ્રહ્મ?
જીવજી! સુનો તુમ દમ બ દમ બોલે ભીતર 'હમ! હમ!' હૈ તો૦

બેસબ્ર રોતા થા, સનમ! બન્દા બના ચક્રમ!
પ્યાલા પીયા તો ખૂલ ગયા ગેબી ખુદાઇ ચશમ! હૈ તો૦

હમ – તુમ દૂઇકા હૈ ભરમ! હક્કમેં ન હો હમ - તુમ!
હૈ ઈશ્ક હમ તુમ સબ સનમ! આઝાદ બસ હરદમ! હૈ તો૦

બસ! હૈ ન રંજો ગમ ઝખમ! સબ ખુશ્નુમા આલમ!
દિલ્બર! અગર ઘર તૂં હિ! ફિર સાગર કહાં હૈ હમ? હૈ તો૦

# પ્રેમની બલિહારી



**પ્રેમની પ્રેમની પ્રેમની** રે –
બલિહારી ! બલિહારી **પ્રેમ**નામની !

ગોપી રસિલી રાસ રમતી બૃન્દાબન !
લીલા જુવો રાધેશ્યામની રે !
બલિહારી ! બલિહારી **પ્રેમ**નામની ! **પ્રેમની**૦

હૈડાની ગોદમાં હેતે ચંપાતાં,
છબિ અભિન્ન **સી**તારામની રે !
બલિહારી ! બલિહારી **પ્રેમ**નામની ! **પ્રેમની**૦

આધિ, ઉપાધિ લય પામી **સ**માધિમાં !
લીધી ફકીરી આઠ યામની રે !
બલિહારી ! બલિહારી **પ્રેમ**નામની ! **પ્રેમની**૦

હોમ્યૂં છે તનમન હેતે, હવે ઘડી –
આવી કે ના’વી આરામની રે ?
બલિહારી ! બલિહારી **પ્રેમ**નામની ! **પ્રેમની**૦

પૂજેલ **પ્રેમ** ! અહો ! પકડેલ પાલવ !
લજ્જા ત્હેં રાખી ગુલામની રે !
બલિહારી ! બલિહારી **પ્રેમ**નામની ! **પ્રેમની**૦

**સાગર સનમ** ઉર સ્થાપી, **કલાપી** !
ચાવી બતાવી **બ્રહ્મ**ધામની રે !
બલિહારી ! બલિહારી **પ્રેમ**નામની ! **પ્રેમની**૦



# દિલ્ચમનને



મોંઘેરા દિલ્ચમન સનમ સરકારના !
પ્રેમપરાગ વહે નવરંગી પુઞ્જ જો !
ઉરસરથી સરતાં શાં મંગલ ફૂલડાં !
આંસુડે આંસુડે અજબ જ કુઞ્જ જો !
દિલરંગી દિલ્ચમન સનમ સરકારના !

જંગલમાં ભમતાં અમ પામર પંખીડાં :
સાચેરા સ્નેહી કો વિરલા સન્ત જો !
દિલ્બરના દિલ્દાર ઈરમ છોડી વધ્યા :
પ્રેમસ્વરૂપ પ્રવાસી પ્રેરિત પન્થ જો !
વ્હાલેરા દિલ્ચમન સનમ સરકારના !

अयमात्मा परप्रेमास्पद - પ્રીતિલતા !
'પઞ્ચદશીનૂં એ રસભર વેદાન્ત જો !
પાતાં ને પીતાં હૈયાં ઉઘડ્યાં જડ્યાં :
ન્હાતાં રસયમુના કાન્તા ને કાન્ત જો !
શા દૈવી દિલ્ચમન સનમ સરકારના !

મંગલ બ્રહ્મસ્વરૂપ તરુણ સુરવાટિકે !
નમન ! નમન ! દિલ્ચમન ! હૃદયઅભિરામ જો !
પામ્યો પ્રેમ પ્રસાદ અકથ પરમાત્મનો :
સર્વાંગે લળતાં ઢળી જાય નિજાત્મ જો !
ઓ વ્હાલા દિલ્ચમન સનમ સરકારના !



# આરતિ ઉતારીએ !



મંગલાની આરતિ ઉતારીએ : હો બ્હેન !
વૈરિણી રેણી વિલાણી અશ્રુસારિકા ! હો બ્હેન !
દેવોના દ્વારમાં પ્રવેશીએ ! મંગલાની૰

દુન્દુભિ દેવ તણાં વાગતાં : હો બ્હેન !
ભીંતો જગતની ભેદાણી ! રસબાલિકા ! હો બ્હેન !
દેવોના દિલ્ચમન નિહાળીએ ! મંગલાની૰

બ્હેનાંનાં નેણાંમાં નાથજી : હો બ્હેન !
બંસી બજી ને ઘેરાણી મત્ત રાધિકા ! હો બ્હેન !
આત્મા નૈવેદ્યમાં ધરાવીએ ! મંગલાની૰

આંસુનૂં હોડકૂં સમારીએ : હો બ્હેન !
બ્હેનાં ! જુવોને ! ભીંજાણી સુરવાટિકા ! હો બ્હેન !
નાથજીના નેહને સભારીએ . મંગલાની૰

ઊંડેરા ચોકમાં નિમન્ત્રીએ – હો બ્હેન !
વ્હાલાં ! જુવોને ! રેલાણી સખી ચન્દ્રિકા ! હો બ્હેન !
આંસુને હોડલે પધારીએ ! મંગલાની૰

પડઘમ પ્રેમ તણાં બાજતાં : હો બ્હેન !
વાણી અજાણી સંભળાણી ! તૂં જ્વલન્તિકા ! હો બ્હેન !
અક્ષત સૌભાગ્યને વધાવીએ. મંગલાની૰

મંગલાની આરતિ ઉતારીએ : હો બ્હેન !
જાહ્નઈ ફૂલડે ગૂંથાણી અશ્રુમાલિકા ! હો બ્હેન !
નાથજીને અન્તર આરોપીએ ! મંગલાની૰



# પ્રેમનું નિમન્ત્રણ



આવજો ! આવજો ! આવજો રે ! સહુ પ્રેમનાં પૂજારી પધારજો !
મુલ્કે મહોબ્બતે નગરી ફનાની ! આંખો મીચી , હાં ! ચલાવજો રે !
સહુ પ્રેમનાં પૂજારી પધારજો !

અગ્નિના ભડકામાં ભક્તોનૂં આંગણૂં , હૈયું પતંગીયૂં બનાવજો રે !
સહુ પ્રેમનાં પૂજારી પધારજો !

રોતી આંખલડીનૂં ઉજમાળૂં બારણૂં , બેશરમ બનીને ઉઘાડજો રે !
સહુ પ્રેમનાં પૂજારી પધારજો !

આગમાં કૂદેલાં પામેલાં પ્રભુજીને , પાલવે તો આપ ઝંપલાવજો રે !
સહુ પ્રેમનાં પૂજારી પધારજો !

દેવોએ કાલ મ્હને કાનમાં કહેલ છે : સંદેશ સ્નેહનો સ્વીકારજો રે !
સહુ પ્રેમનાં પૂજારી પધારજો !

સ્નેહનો નેહડો લાગે હૈડામાં, તો કદિ ન બીજૂં વિચારજો રે !
સહુ પ્રેમનાં પૂજારી પધારજો !

માનવશરીરનૂં મન્દિર મળ્યૂં , અહા ! આતમને એણે ઉદ્ધારજો રે !
સહુ પ્રેમનાં પૂજારી પધારજો !

માટીથી મોહી પડયાં લોહીનાં સંબન્ધી ! તેનાથી ચેતીને ચાલજો રે !
સહુ પ્રેમનાં પૂજારી પધારજો !

લગની લગાડી તો સારી જહાંને , મોતીડૂં ઝાકળનૂં માનજો રે !
સહુ પ્રેમનાં પૂજારી પધારજો !

ઠાઠડીમાં ગાંઠડી બાંધી લે બાન્ધવા, તેના પ્હેલાં મરી જાણજો રે!
સહુ પ્રેમનાં પૂજારી પધારજો!

સોડમાં સુનારી! તે છોડી દેનારી! આવે તો તેડીને લાવજો રે!
સહુ પ્રેમનાં પૂજારી પધારજો!

છૈયાં છોકરડાં તો દોલત છે દેવની! મૂકે નહીં તો મનાવજો રે!
સહુ પ્રેમનાં પૂજારી પધારજો!

પ્રેમ એ જ ધર્મ અને ધર્મ એજ પ્રેમ છેઃ દમ બ દમ દીવાનાં પુકારજોરે
સહુ પ્રેમનાં પૂજારી પધારજો!

દેહનો મોહ એ તો માયા જ, બાપલા! સંસારીને એ સુણાવજો રે!
સહુ પ્રેમનાં પૂજારી પધારજો!

પ્રેમને ઝુકીશું બસ ગોપીને ગાઇશું: ચોખ્ખું સગાંને સંભળાવજો રે!
સહુ પ્રેમનાં પૂજારી પધારજો!

પ્રેમને ચહો છો? એ સાચું જ હો તો, થોડું કહ્યું ઘણું માનજો રે!
સહુ પ્રેમનાં પૂજારી પધારજો!

સાગર ભણે સુરગુરુપ્રતાપે, રંકનૂં કૈંક વેણ રાખજો રે!
સહુ પ્રેમનાં પૂજારી પધારજો!

## સાકી! મુબારક!



આબાદ! અહો! આબાદ પીલાનેવાલા!
તુમ જુગ જુગ જીતે રહો! સાકી મતવાલા!
આબાદ! અહો આબાદ પીલાનેવાલા!

હરગિઝ રહો તર, **યાર**! **શરાબી** પ્યાલા!
ખુશનુમા રહો દિલ્દાર જલાનેવાલા!
તુમ જુગ જુગ જીતે રહો! **સાકી મતવાલા**!

ગુલ્શનમેં ખુશ્બા હુવા અજબ ગુલ્લાલા!
મીનોઈ પરસ્તી **નચી** પ્હેડાનેવાલા!
તુમ જુગ જુગ જીતે રહો! **સાકી મતવાલા**!

અય ગેબ જાદૂઈ હાથ કરામતવાલા!
કિસ્મતકો દે કર કિસ્ત ફિરાનેવાલા!
તુમ જુગ જુગ જીતે રહો! **સાકી મતવાલા**!

આંસુમેં ઝમીં આસ્માન ડુબાનેવાલા!
**મ**ઝહબે **મ**હોબ્બત ખાસ બનાનેવાલા!
તુમ જુગ જુગ જીતે રહો! **સાકી મતવાલા**!

રદ્દ બાતિલ આલમ ગુમ કરાનેવાલા!
મિટ્ટીસે યારી સાફ છુડાનેવાલા!
તુમ જુગ જુગ જીતે રહો! **સાકી મતવાલા**!

ખુદ **રાઝે અન**લ્હક્ક **આપ** સિખાનેવાલા!
આશિકકો **માશૂ**ક બુત બતાનેવાલા!
તુમ જુગ જુગ જીતે રહો! **સાકી મતવાલા**!

હો સનમ સલામત! અમનચમનમેં લાલા!
ખૂબસૂરત બકાકે મુકામ ઠરનેવાલા!
તુમ જુગ જુગ જીતે રહો! **સાકી મતવાલા**!

દરિયાવોંકે દરિયાવ ઉડાનેવાલા!
ભર ભરકે તાઝેં પીપ ભેજ ઉજિયાલા!
તુમ જુગ જુગ જીતે રહો! **પીલાનેવાલા**!

દિલ્જાન ! ચલા રમઝાન ! જિગરમેં ભાલા !
ફિર્યાદ કરૂં મૈં કહાં સુનાનેવાલા ?
જુગ જુગ તુમ જીતે રહો ! જલાનેવાલા !

મસ્તોંકે અય ઉસ્તાદ ! કલાપી આલા !
સાગરકો 'દિલ્બર' જાપ જપાનેવાલા !
તુમ જુગ જુગ જીતે રહો ! સાકી મતવાલા !



## આજીજી



અયિ સનમ !
આલમ સહુ આશક બને, એવા શરાબો છાંટજે :
હરગિઝ બદીથી બચાવજે, જામે બકા પીવરાજે :
એ ઇશ્કની આજીજી છે. આમીન એ !

અયિ સનમ !
સારી જહાં ઇશ્કી બને, એવા શરાબો છાંટજે :
હરગિઝ બદીથી બચાવજે, જામે બકા પીવરાવજે :
આશકની આ આજીજી છે. આમીન એ !

અયિ સનમ !
જાદૂઇ શરાબો છાંટજે, સારી જહાં ન્હવરાવજે :
બધી યે બદીથી બચાવજે, લઝ્ઝત બકાની ચખાડજે :
એ ઇશ્કની આજીજી છે. આમીન એ !

અયિ સનમ !

દિલરંગી મય રેલાવજે , આલમ તમામ ડુબાવજે :
હરદમ બલાથી બચાવજે , તુંમાં , સનમ ! જીવાડજે :
ઓ ઈશ્ક ! આજીજી તુંને . આમીન એ !

કાતિલ્ સનમ !

ત્હારાં કદમ અહીં લાવજે , સહુ ખલ્ક ઝખ્મી બનાવજે :
શયતાન સર્વ હઠાવજે , જીવ્યું , સનમ ! જીતાડજે :
ઘાયલ જિગરની અર્ઝ છે . આમીન એ !

સુરબંસી અય !

તુજ રસધ્વનિ લલકારજે : વ્રજભૂમિ વિશ્વ બનાવજે :
અસુરોથી ગોપ બચાવજે : તું વિરાટરૂપ પધારજે :
તુજ ગીત મ્હને તું બનાવજે . આમીન એ !

રસમૂર્ત્તિ અય !

બ્રહ્માંડ રસબસ રેલજે : જગમાલિકા ઉર ધારજે :
કર ક્રૂર દૂર કરાવજે : ઉપવન નવીન સુહાવજે :
રસબાલની આજીજી છે . આમીન એ !

શિવશક્તિ હો !

બલ દિવ્ય અમને આપજે : તપમન્ત્ર ગૂઢ ભણાવજે :
ભૂતો સ્વવશ વર્ત્તાવજે : તુજ ભક્તગણ ઉદ્ધારજે :
શિવશક્તિ યોગિનિ ! અર્ઝ છે. આમીન એ !

સખિ ચન્દ્રિકે !

ઝગઝગ જગત અજવાળજે : પ્રતિ મુકુલ કુસુમ હસાવજે :
ચંપાઇ ઉર ઉર ચાંપજે : અદ્વૈમૂર્ત્તિ વિરાજજે :
ૐકારમૂર્ત્તિ ! જ્વલન્તિકે ! આમીન એ !

હૃદયેશ્વરિ !
જરી ગા ફરી ! પ્રિય રાધિકે ! ‘ તદ્દૂર ! તદ્વત્ અન્તિકે ! ’
મુજ ઉર રહી ગા ગા જ કે :– ‘ તદ્દૂર ! તદ્વત્ અન્તિકે ! ’
ગા ! ગા ! પ્રિયે ! આજીજી છે . આમીન એ !

પરમેશ્વરિ !
નવી વેદિં, દેવિ! રચાવજે: બલિ ‘હું’ તું આહુતિ આપજે :
ઇસુ , કૃષ્ણ , ગૌતમ લાવજે : જય પ્રેમધર્મ પ્રકાશજે !
આજીજી સાગરની , સનમ ! આમીન એ !

# નેપથ્યમાં



હલે ! વ્હાલાં પધારેલ આંગણે રે લોલ !
પ્રેમ આવેલ આપણે બારણે રે લોલ !

હલે ! વ્હાલાં તે દેવો સમોવડાં રે લોલ !
તૂંને તનમન ને ધનથી અધિકડાં રે લોલ !

હલે ! વ્હાલાંને કાજે હૈયાં ઘડયાં રે લોલ !
તહીં જૂનાં સંબન્ધી લ્હડી પડયાં રે લોલ !

હલે ! વાતો એ ન્હાનકી ! હું કાં રડૂં રે લોલ ?
મહાભારત તૈયારી કરી ર્‌હડૂં રે લોલ !

હલે ! જુવો ! સુણાય વીરઘોષણા રે લોલ !
દેવ પ્રેરે ત્વરાથી નિમન્ત્રણા રે લોલ !

હલે ! વ્હાલાંને સંદેશ ભાખજો રે લોલ !
ત્હડચાં યુદ્ધે ! ચાલોની ! ચોંપ રાખજો રે લોલ !

હલે ! દેવોની પાંખમાં પધારજો રે લોલ !
તમે વ્હાલાં ગતિને વધારજો રે લોલ !

હલે ! લાવો કવચ ! ટોપ આપણો રે લોલ !
પેલો ભાલો પ્રચંડ રળીઆમણો રે લોલ !

હલે ! ત્હારી આશિષ વીર્ય હૂં ધરૂં રે લોલ !
ગુરુદેવ ! સ્મરી નામ સવારી કરૂં રે લોલ !

હલે ! આંગમૂં છૂં – પ્રેમધ્વજા રોપજે રે લોલ !
જય પ્રેમધર્મ ! પ્રેમધર્મ ! બોલજે રે લોલ !

હલે ! વૈજયન્તિકા , જો ! પ્રફુલ્લતી રે લોલ !
પ્રેમસાગર ભરપૂર તૂં ઉછાળતી રે લોલ !



## ઝીણૂં ઝીણૂં શૂં હસો ?



ઝીણૂં ઝીણૂં શૂં હસો ?
કુંવરજી ! ઝીણૂં ઝીણૂં શૂં હસો ?

બુઢ્ઢો થયો છૂં ને ઘોડે ચ્હડચો છૂં :
તેમાં તમે શૂં હસો ? કુંવરજી ! ૦

ડાબે લગામ ! અને જમણામાં જામ છે :
તેમાં તમે શૂં હસો ? કુંવરજી ! ૦

દાઢી સફેદ ! અને જયની ઉમેદ છે :
 તેમાં તમે શૂં હસો ? કુંવરજી ! ૦

વીતી જવાની ને મસ્તી તુફાની છે :
 તેમાં તમે શૂં હસો ? કુંવરજી ! ૦

બચ્ચાંને સ્હેલ તે બુઢ્ઢાંને મુશ્કેલ છે :
 તેમાં મ્હને શૂં હસો ? કુંવરજી ! ૦



## મંગલ પ્રભાત



મંગલ પ્રભાત ! વીતી રાત ! પ્રાણને જગાવીએ :
જય પ્રેમધર્મ ! ધર્મપ્રેમ ! મન્ત્રણા ગજાવીએ .
 મંગલ પ્રભાત ! વીતી રાત ! પ્રાણને જગાવીએ .

ઉગ્યૂં રફુવાર વિજયકાર ! થઇ સવાર ચાલીએ :
નવીન જીવન ! પ્રમધૂન ! પ્રેમમસ્ત મ્હાલીએ .
 મંગલ પ્રભાત ! વીતી રાત ! પ્રાણને જગાવીએ .

હૃદય પ્રેમ ! જીવન પ્રેમ ! પ્રેમભજન ગાઇએ :
વિમલ આત્મપ્રેમવારિ સભર હૃદય ન્હાઇએ .
 મંગલ પ્રભાત ! વીતી રાત ! પ્રાણને જગાવીએ .

પ્રેમનામ વિણ તમામ નઝર ના નિહાળીએ :
પ્રણય વિહીન કૃપણ ભાવ તપ વડે પ્રજાળીએ .
 મંગલ પ્રભાત ! વીતી રાત ! પ્રાણને જગાવીએ .

સહુ તરંગ પ્રેમરંગ ઉર અભંગ યાચીએ :
કદિ ન હોય તાલભંગ એ નિશાન રાખીએ.
મંગલ પ્રભાત! વીતી રાત! પ્રાણને જગાવીએ.

શરીર જાય, છો તજાય! ધર્મ નહીં ત્યાગીએ :
હૃદયપ્રેમ! આત્મપ્રેમ! એ જ ક્ષેમ માગીએ.
મંગલ પ્રભાત! વીતી રાત! પ્રાણને જગાવીએ.

પ્રેમગાન! પ્રેમતાન! પ્રેમધ્યાન ધારીએ :
પ્રેમના પ્રકાશથી જ આત્મને ઉદ્ધારીએ.
મંગલ પ્રભાત! વીતી રાત! પ્રાણને જગાવીએ.

સ્નેહશસ્ત્ર સજ્જ કરી જાત પર ચલાવીએ :
આત્મને નિજાત્મપ્રેમ પ્રતિ પળે ભજાવીએ.
મંગલ પ્રભાત! વીતી રાત! પ્રાણને જગાવીએ.

પ્રેમયોગ! પ્રેમશૌર્ય! પ્રેમભક્તિ પામીએ :
પ્રેમજ્ઞાનના પ્રદેશમાં મઝાથી જામીએ.
મંગલ પ્રભાત! વીતી રાત! પ્રાણને જગાવીએ.

ગુરુનૂં જ્ઞાન એ નિદાન વિધિ વડે સુહાવીએ :
ગહન મન્ત્ર ધ્યાનથી ઉરસાગરે પચાવીએ.
મંગલ પ્રભાત! વીતી રાત! પ્રાણને જગાવીએ.



# ગુરુદેવને ચરણે



મહારાજ ! મ્હારૂં જીવનજહાઝ આપ તારનાર છો :
ગુરુ દયાલ ! સુર કૃપાલ ' જીવ્યું જીતાડનાર છો :
મહારાજ ! મ્હારૂં જીવનજહાઝ આપ તારનાર છો .

મુગ્ધ હૃદય પ્રણયદગ્ધ મુજ ઉગારનાર છો :
ભ્રમિત માર્ગ : ત્રુટિત નાવ : પણ બચાવનાર છો :
ગુરુ દયાલ ! સુર કૃપાલ ! જીવ્યૂં જીતાડનાર છો .

રુદિત ઉર નવીન નૂર આપ આપનાર છો :
પ્રીતિપુષ્ટિ, શાન્તિતુષ્ટિ આપ સ્થાપનાર છો :
મહારાજ ! મ્હારૂં જીવનજહાઝ આપ તારનાર છો .

ઝખ્મી જિગર – આંસુધાર – દર્દ જાણનાર છો :
ફિલ્સુફી સૂફી તણી તમે રહડાવનાર છો .
ગુરુ દયાલ ! સુર કૃપાલ ! જીવ્યૂં જીતાડનાર છો :

હૃદયનમન : નેત્રદ્રવણ – નયન આંજનાર છો :
પ્રણયધર્મ પરમ ગૂઢ, મર્મ ભાખનાર છો :
મહારાજ ! મ્હારૂં જીવનજહાઝ આપ તારનાર છો :

ખાક છાંટી પક્ષઘાતીને મટાડનાર છો :
જીવાડનાર શબ સમાન ! અજબ મન્ત્રકાર છો :
ગુરુ દયાલ ! સુર કૃપાલ ! જીવ્યૂં જીતાડનાર છો .

હૃદયવૈદ્ય ! આત્મવૈદ્ય ! પ્રેમશાસ્ત્રકાર છો :
માટીમાંથી માનવી નવીન બનાવનાર છો :
મહારાજ ! મ્હારૂં જીવનજહાઝ આપ તારનાર છો .

બિનજરૂરી શિષ્યવિધિ : હૃદય સમજનાર છો :
આપજી ! ગુરુજી ! આપ જીવન બખ્શનાર છો :
ગુરુ દયાલ ! સુર કૃપાલ ! જીવ્યૂં જીતાડનાર છો .

અનન્ય ભક્તિ એકની ઉરે અપાવનાર છો :
પ્રેમબ્રહ્મજ્યોતિ હૃદયમાં બતાવનાર છો :
મહારાજ ! મ્હારૂં જીવનજહાઝ આપ તારનાર છો :

લાજ રાખી ખાકી જિગર : હજી ય રાખનાર છો :
હજી, ગુરુજી ! વસ્ત્ર નવૂં શૂં સજાવનાર છો ?
ગુરુ દયાલ ! સુર કૃપાલ ! જીવ્યૂં જીતાડનાર છો .

ઓલિયા કલાપીદેવ ! ગુરુજી ! શ્રેયકાર છો :
દાસ સાગરે હમેશ પ્રેમજ્યોતિકાર છો :
મહારાજ ! મ્હારૂં જીવનજહાઝ આપ તારનાર છો .



## દિલને રઝા



લખવા કલમ લઉં હાથમાં ! શૂં શૂં અગર લખવૂં ?
રોયો , મગર હજી ચશ્મને કોરાં ન કાં બનવૂં ?

ચોખ્ખૂં કહે ફિલ્સુફ કે , આંસુ બધી માયા :
તો યે , હરામી મન ! ત્હને ગમતૂં નથી મરવૂં ?

મૂવા વગર મા:શૂકના બોસા મળે ના ના :
તો દર્દ મ્હેં , દિલબર ! દીધૂં એ દરગુઝર કરવૂં .

રોયો ઘણું : રોતો ભલે ! તો યે ન કૈં દાવો :
જા ! જા ! રજા છે, દિલ ! ત્હને મ્હારે ન કરગરવૂં.

કાં દ્વૈતમાં દુઃખી કરૂં ? અદ્વૈતને જપવૂં :
જા ! જા ! રજા છે, દિલ ! ત્હને બસ બરતરફ કરવૂં.

બસ ! જા ! કરૂં છૂં હૂં મના : ન્હાવૂં મ્હને ના ના :
સારી જહાંમાં એકલૂં મ્હારૂં જિગર વરવૂં !

કચરી જિગર ઓગાળીને, આંસુ બધાં પીવાં :
બસ ઈશ્કને મંઝૂર છે હિમાચલે તપવૂં.

અલ્લાહના ફરમાનથી, દિલને જલાવી દઉં :
ગુમદિલ બની બ્રહ્માંડમાં બસ બેફિકર ફરવૂં.

મ્હારી સનમ ખુદ છે ખુદા : કાં બેસબબ ડરવૂં ?
દૂર જા ! જિગર ! સાગર ! અગર બસ આંસુમાં તરવૂં.

## એક પ્રસ્તાવના



છૂં મૂર્ખ હૂં ? જરૂર ! એથી બહુ વધારે !
જેનો ઉપાય નથી તેની કરૂં છૂં ચિન્તા !
આનન્દમાં તમ તણા નથી ભાગ લેતો !
ને, આમ સુસ્ત દિસતો હૂં પડયો રહ્યો છૂં !

છૂં મૂર્ખ હૂં ; પણ કદાપિ હતો શૂં ડાહ્યો ?
જ્યારે સુષુપ્ત મૃગરાજ ફરી ઘવાયો ?
બેભાન મૂર્ખ ઉર એ વધુ ઝખમી કીધૂં—
ને આજ એ જ ઉરને રણમાં વછોડયૂં !

જા ! જા ! પરન્તુ વધુ કાંઇ નથી કહેવૂં :
મ્હારો જ ભાર મુજને ઉચકી વહેવૂં :
શૂં પ્રેમ ફિલ્સુફી બને ? સુખી થા ! સુખી તૂં !
વ્હેતૂં ભલે હૃદય મ્હારૂં ! શૂં મોહબીનૂં ?

'માયા' માની શકે છે જ્યાં, ત્યાં મ્હારૂં દર્દ કાં લવૂં ?
જેનૂં મન્તવ્ય પ્રેરે જ્યાં, ત્યાં તેણે સુખથી જવૂં !

આવી, પરન્તુ, મુજને મુજ મૂર્ખતાથી,
લાખો કરોડ યુગથી ગૂઢ મૈત્રી જામી;
ને, ધર્મમન્ત્ર મુજ એક જ 'મૂર્ખતા' એ :
રે ! રે ! કહૂં શૂં પણ ફિલ્સુફીને વધારે ?

'મૂર્ખતા' મન્ત્ર છે મ્હારો : એ માયા : તુજ માન્યતા !
જોઇયે આપણે, બાપુ ! આથી શી વધુ સ્પષ્ટતા ?

એ મૂર્ખતા જ મુજ માશૂક પ્રાણપ્યારી :
બ્રહ્માથી, તૂંથી, મુજથી પલટી શકે ના :
ને, મૂર્ખલક્ષણ બધે સુવિદિત છે કે –
'બ્રહ્માથી રંજિત ન મૂર્ખ થઇ શકે છે'!

જ્ઞાનના જાણનારાએ, જ્ઞાનવાદે સુખી થવૂં :
સ્નેહના સ્નેહીને મ્હારે, મૂર્ખતામાં મહાલવૂં.

મ્હારા ગુરુની કરુણા મુજ નેત્ર આંજે,
ને માપૂં કૃષ્ણ, ઈસુ, ગૌતમ એક માપે;
રે ! મૂર્ખતાનૂં પણ આ બધૂં ભાષ્ય શાને ?
એ તો બધૂં જગતને મુજ મોહમાયા !

ત્યારે તો બોલવૂં યે શૂં ? બોલૂં એ જ અનિષ્ટ છે !
મૂર્ખ આ પંક્તિઓ મ્હારી ધરૂં કે ? શૂં અભીષ્ટ છે ?

મ્હારો, પરન્તુ, ઇતિહાસ નથી અજાણ્યો:
શાને લખૂં? પ્રિય સખે! તુજને નકામો:
ના રોણિ: ટેવ પણ આ મુજ જલ્પવાની
પ્રસ્તાવના પ્રણયની: નહીં! મૂર્ખતાની!

મૂર્ખતા નેત્ર મ્હારાંને, કાયમી સુર્ખ રંગ છે:
ખરે! એના વિના બીજે બધે રંગ પતંગ છે.

જાતે જ સ્નેહ સઘળો અહીં મૂર્ખતા છે,
ને દૂર દૂર બસ દૂર જ હૂં કરૂં એ;
કેવો હસીશ વનમાં પછી એકલો હૂં,
આલિંગી એ જ મુજ માશૂક મૂર્ખતાને!

જાણિ છૂં હૂં: છતાં, જોજે – ક્ષમા મ્હારી પ્રગલ્ભતા –
ફિલ્સુફીને રખે કોઈ નડે ના અન્ય મૂર્ખતા!

કમલ જલ સહે છે તેમ સ્હેવાણિ હૂં યે!
નહીં! કદિ નહીં આવૂં તો હવે માર્ગ વચ્ચે!
ફરી કદિ ય હવે હૂં સ્નેહ બોલીશ ના ના!
નહીં! નહીં! ફરી કોદિ હૈયું ખોલીશ ના ના!

મળે ના જ્ઞાન ત્યાં સુધી, વ્હાલી છે ઉરશૂન્યતા:
અને, એથી વધુ વ્હાલી અત્યારે મુજ મૂર્ખતા.

છે મૂર્ખતા જ મુજ માશૂક પ્રાણપ્યારી,
સામ્રાજ્ય સૌ જગતનૂં જ અપાવનારી;
એ મૂર્ખતા જ જગને ગમતી નહીં જે,
આમીન! એ જ બસ હો ઉરમાં હમેશાં.

મૂર્ખતાની ગીતા પ્યારી, હૈયા મ્હારા! તૂં વાંચજે:
જૂઠાં એ જ્ઞાનનાં થોથાં, મ્હને ના સંભળાવજે.

છે સાર જીવન તણો મુજને મળેલો,
કે મૂર્ખતાથી મનુ બ્રહ્મ થઈ શકે છે;
ને, પ્રેમમાં નહીં જ ન્યાય તણી અપેક્ષા,
છો પ્રેમ એ જ મુજ વાઞ્છિત મૂર્ખતા હો.

મૂર્ખાત્માની, પ્રભો! મ્હારી, સર્વદા એક માગણી:
હમેશાં હ્રુદયે વ્હેજો, એની એ બસ લાગણી.

એ લાગણી હ્રુદયની અટકાવનારૂં,
પેદા થયૂં નથી અહીં, નહીં કો થનારૂં;
એ લાગણી જ પ્રભુવાહિની હૂં ગણૂં છૂં,
ને 'જ્ઞાનવાદ' નહીં અન્ય સુણી શકૂં છૂં.

રોવૂં, ગાવૂં રહ્યૂં મ્હારે, હવે એ લાગતૂં નથી:
પરન્તુ, શૂં જીવ્યો આ હૂં? એ પ્રશ્ને મૂર્છના થતી.

આ વિશ્વ આખૂં ય અજાયબી છે:
શા શા અકસ્માત, અહો! થતા ત્યાં!
કોઈ અકસ્માતથી મૃત્યુ પામે,
ને હૂં અકસ્માત વડે જીવૂં છૂં!

અહેતુક કશૂં ના ના બનેલૂં કે બને અહીં:
તો ઘેલી ઝિન્દગીનો યે અકસ્માત વૃથા નહીં!

મ્હારો હવે પ્રણય પૂર્ણ પવિત્ર થાશે,
સામે ખડો રહી વધુ વધુ એ કસાશે;
ના ગ્રન્થ અન્ય કર સ્નેહી કદિ ય સ્હાશે,
ચ્હાનાર મૃત્યુ પછી તે પછી યે ચહાશે.

બ્રહ્મચર્ચા જુવો: શૂં છે? ફિલ્સુફોની અસંમતિ:
પુસ્તકો વ્યર્થ કાં ધોશે સાચા સ્નેહીની આંખડી?

'કોણે કર્યું જગત ? કેમ બન્યું ?' શી પર્વા ?
જ્યાં છે અનન્ત જગ એક જ લાગણીમાં :
ને ફિલ્સુફી ? કથવું ના કંઇ આજ મ્હારે !
હૂં તો સ્મરૂં છૂં ગતકાલ ઉરાશ્રુધારે.

તે રાત્રિની સ્મૃતિ જાગે : બે હૈયે એક લાગણી :
પેલી પ્રેમી મધુરી શી કલ્પના અભિસારની ?

પરન્તુ, એ કાં હૂં કરાવૂં તાજૂં ?
કર્યું, અરે ! યાદ નથી કરાતૂં !
અરે ! સ્મૃતિદ્વાર ! તૂં બન્ધ થા ! થા !
અફસોસ ! એ તો ઉઘડ્યાં સદાનાં !

સવિતાની કવિતા શી સરિતા કવતી હતી !
મ્હોરેલા સહકારે ત્યાં છાની વાત કહેલ શી ?

સંગે પ્રમત્ત ગિરિશૃંગ પરે ચ્હડેલો,
તે પ્રેમલો ! પણ હતો મદિરા પીધેલો !
હા ! એ જ બેવકૂફ ! આ ઉરને રડાવે !
આ આજ મેજ પર આંસુ વડે ન્હવાડે !

પરન્તુ, ભાઈ ! ઓ બાપુ ! વીતનારૂં સહુ વીત્યૂં :
જુવાનીનૂં હવે જૂનૂં, જો ! આ લોહી વહી ગયૂં !

હવે તો આ હૈયું પ્રલયસમયે ખાક બનશે,
જશે ક્યાં ? કલ્પાન્તે સજીવન થશે કોઇક યુગે ;
અને ત્યાં સુધી તો હિમગિરિ પરે શાન્ત ભમશે,
નવૂં શિખાયૂં તે નહીં વિસરવા ખૂબ મથશે.

હતો હૂં આનન્દી ધવલગિરિવાસી જહીં સુધી,
પરીક્ષાને કાજે પણ ઉરની આ નિર્મિત ભૂમિ;
હવે તો હૈયાની બહુવિધ કસોટી થઇ ચૂકી,
પરિણામે પાછો જગવીશ ફરીથી નવી ધૂણી.

સુખી થા તૂં! સુખી થા તૂં! આશિષો વરસાવજે;
પ્રેમનો બોલ બોલે તો, કોઇ દિ મોકલાવજે.

સિદ્ધાન્તવાદ વદવા પ્રણયે નકામા:
ચર્ચા શી પ્રેમી ઉરને અથવા ઉધામા!
છે છે સમર્પણ ત્હને સહુ, પ્રેમમૂર્ત્તિ!
હોજો સુખી સહુ! મ્હને ન હવે સુષુપ્તિ.

વહે છે લોહીમાં મ્હારા, પ્રેમધર્મની ચેતના;
જીવતાં મરતાં મ્હારી, એની એ આત્મઘોષણા.

મીરાં તણૂં હૃદય શૂં નહીં કૃષ્ણ જાણે?
ફ્રેહાદનૂં રુદન શૂં ન શીરીન માપે?
કોઈક – ફિલ્સુફી વિના – મજનૂં રડે છે!
એને શૂં ભાષ્ય કશૂં યે ભણવૂં પડે છે?

મ્હને રોતો જુવો તો યે, ફિલ્સુફી ના સુણાવશો;
અને, ઊંડૂં વિચારૂં તો, ખુલાસો ના કરાવશો.

ભૂલો અનેક કરી ગમ્ભીર ઝિન્દગીમાં,
તો યે હવે જીવિતશેષ સુધારવૂં છે;
છે તો, પ્રભો! હૃદયદુર્બલતા ભરેલી,
ત્હારી કૃપાથી પણ દૂર કરૂં નિરાશા.

મૂર્ખ છે લાગણી તેમાં, મૂર્ખતા ઉભરાવજે;
ઓતપ્રોત, પ્રભો! હૈડે ઘેલછા ગવરાવજે.

અને, વ્હાલાં ! હું માગૂં તો, દેજો ભિક્ષા તમે, ભલા !
ઘવાયું હૈયું જાણીને, આપજો માફી, બાપલા !

રોવાથી હસવાથી વા નિર્માણો ફરતાં નથી :
લક્ષણો મૂર્ખનાં, કિન્તુ મ્હારે તો તજવાં નથી.

મળે ના જ્ઞાન ત્યાં સુધી, વ્હાલી છે ઉરશૂન્યતા :
અને, એથી વધુ વ્હાલી, ઓહો ! આ મુજ મૂર્ખતા.

---

## મસ્ત ગમગીની



ઘેલો બન્યો 'દારૂ' પીને ! ગાફિલ જિગર ચકચૂર છે !
લઈ જાવ ઉચકીને મ્હને, તલ્વાર જ્યાં મશહૂર છે.
ઘેલો બન્યો ૦

આ છત જડેલૂં છાપરૂં, હર્રોજ થાય કુલાલનૂં !
આ એક – બે – ત્રણ વાર ! જા ! લઈ જા ! ખુદાનૂં નૂર છે.
ઘેલો બન્યો ૦

મુજ પ્રેમની બંસી મહીં, રે ! એક સૂર બસૂર છે :
બરબાદ છે મજલિસ બધી : ગાણૂં ગઝલનૂં ધૂળ છે !
ઘેલો બન્યો ૦

બોલો કુલાલીને જઈ : દે પાઈ ઝભ્ભો રંગવા !
પયગામચી જૂઠૂં કહે : 'દારૂડિયણ બહુ દૂર છે'.
ઘેલો બન્યો ૦

એ પીપ બખ્ખસ લેઈને, આવી મ્હડચો આ શહરમાં:
ખુશનુમી ને ગમગીનીના મયનાબથી ભરપૂર છે!
ઘેલો બન્યો૦

હસતાં બધાં એ બુલ્બુલો! ના છેડશો મુજ પંખીને–
એને શરાબે ગમગીનીનૂં પીપ બસ મંઝૂર છે.
ઘેલો બન્યો૦

છો ને અગર કહી શાએરી, ગીબત કરે સારી જહાં:
બેફિક્ર મસ્ત ફરે ફકીર! સાગરજિગર મખમૂર છે.
ઘેલો બન્યો૦

## સ્વાર્પણવિચાર



મ્હારો પ્રેમ મ્હને રક્ષે, તમે ક્ષુબ્ધ થશો નહીં:
હૂં કાજે કોઇ ચે, વ્હાલાં! અર્પણો કરશો નહીં.

ભલે મ્હારી નૌકા ડગુમગુ થતી ઉદધિ મહીં,
ભલે મ્હારી વીણા બસૂરૂં બસૂરૂં બોલી જ રહી;
ભલે ધીમે ચાલૂં અટકી પડતો હૂં અહીં તહીં,
ભલે જે તે થાતૂં! પણ બસ! ખપે અર્પણ નહીં.

પૂરેપૂરી આશા પ્રણયપ્રભુમાં છે હૃદયને,
અશ્રદ્ધા છે ના ના ભ્રમિત પણ શ્રદ્ધાળુ ઉરને;
અને, શ્રદ્ધા શૂં ના ફિલસુફી બધીથી વધી જતી?
નહીં હૂં સ્વીકારૂં તમ હૃદયનૂં અર્પણ કદિ.

મ્હને વ્હાલૂં લાગ્યૂં મુજ મન ગમે ત્યાં ભટકવૂં,
અને વાગે કાંટા તહીં પ્રભુ સ્મરી રોઇ પડવૂં;
દયા છે, પ્રીતિ છે, મુજ હૃદય જ્યાં આશ્રિત થયૂં,
કબૂલૂં કાં, બાપુ! તમ હૃદયનૂં અર્પણ કશૂં?

મ્હને તો જાણે આ જગત સહુ છે તો પણ નથી,
હશે તો યે મોંઘૂં નથી નથી મ્હને આ રુદનથી;
તમે માનો છો તો નહીં જ તમને આગ્રહ કશો,
છતાં, પ્રાર્થૂં : મ્હારે તમ હ્રુદયનૂં અર્પણ ન હો.

મૃદુ વૃત્તિઓને વધુ વધુ મૃદુ ખૂબ ઘડજો,
અને માનો છો તે જગતહિતવાહિની કરજો;
અપેક્ષા મ્હારે ના પ્રણય વિણુ કો અન્ય બલની,
તમારા આ હૈયે જરૂર નથી, રે! અર્પણુ તણી.

જહીં વ્હેતૂં હો ત્યાં તમ હ્રુદય છો પૂર્ણ વહતૂં,
ખુશીથી સૌ ખેલો! ખુશ ખુશ રહો! એ જ ચહૂં છૂં;
સ્મરી મ્હારી ભૂલો રુદન કરૂં એ ઇષ્ટ મુજને,
ભલા! તેમાં શાને તમ હ્રુદયનૂં અર્પણ ઘટે?

છતાં, ઇચ્છા હો તો પરમ સતમાં સ્વાર્પણુ કરો,
અને તેમાં – તેમાં વિગતસ્પૃહ થૈ તલ્લીન રહો;
મળી ચૂકેલો છે મુજ હ્રુદયને માર્ગ જ ખરો:
નહીં! મ્હારે માટે કદિ નહીં તમે સ્વાર્પણુ કરો.

પ્રભો! જ્યાં હો ત્યાં સૌ મુજ હ્રુદયનૂં સ્વાર્પણુ હજો,
અને આ માયાનૂં સકલ જગ અદૃશ્ય બનજો;
પ્રભો! મ્હારે માટે જરી પણુ નહીં કો દુઃખી હજો,
અને આ વ્હાલાંનૂં તુજ પ્રતિ ભલે સ્વાર્પણ થજો.

પ્રભો! એ શૂં છે વા કયી વિધ હશે સ્વાર્પણુ થતૂં?
પ્રભો! પ્રેમાત્માનૂં અપ્રતિહત એ લક્ષણુ ન શૂં?
પ્રભો! બુદ્ધિથી શૂં બની શકતૂં કૈં સ્વાર્પણુ હશે?
પ્રભો! શ્રદ્ધાથી, તો દગપટ હવે કાં ન ખસશે?

વિના હૈયે વ્રણો વ્હેતા – સ્વાભાવિક કશૂંક એ –
પ્રેરિતોર્મિ વિના ના ના, પ્રભો! સ્વાર્પણુ શક્ય છે.

# અફસોસી



નામે સનમ બોલૂં; અગર દિલમાં શરમ આવે :
મ્હારી સઝાનો હૂકમ યારો કોઈ ચે લાવે ?

શૂં ઘાતકી હૂં બેવફા ખૂની ખુદાનો છૂં ?
જલ્લાદને દઈ દો મ્હને છો ફાંસી લટકાવે !

મ્હેં ફેંકવા છુરી ચહ્યૂં, જ્યાં બેગુનાહ બુલ્બુલ ?
શયતાનને તો શી સઝા, દિલ્દાર ! ફરમાવે ?

ફિટકાર કર ! જો આ જિગર નાપાક, ના ફરમાન !
બહેતર મ્હને આતશ ભર્યૂં તન્નૂર ભૂંજાવે !

કોઈ જઈ એને કહો સાગરજિગર તનહા !
અફસોસ ! યા ઈકિબાલ ! હૈયું ખૂન વરસાવે !



# રડવૂં આમીન



'આવાઝ દિલનો માનજે,' કહીને જુદા પડવૂં–
તૂંથી બન્યૂં, મ્હેં જોયૂં બાદ જિગરનૂં તરફડવૂં.

મૂંગો મૂંગો ઉભો મગર ડગ શી રીતે ભરવૂં ?
રે ! જોયૂં ત્યાં તો આંસુનૂં મુશ્કેલ છુપવવૂં.

ચાહ્યું જિગર કરવા ફના, જૂઠું મગર મથવું:
ત્યાં એક, બે, ત્રણ આંસુનું બસ જોયું નીતરવું.

ઈન્સાફ બે ટીપે કર્યો: હજી દર્દ છે સહવું:
દિલથી ઠગાતો માફ, પણ દિલને નહીં ઠગવું.

સાગર! અગર બન્યું ને બને તે હક્ક ગણી જીવવું:
આવી ચ્હડયું મહેમાન તો આમીન એ રડવું.



# એક મહાન ભૂલ



રોયો છૂં ભૂલ હૂં મ્હારી, પ્રભો! આજે ય રોઉં છૂં:
છતાં, સામે જ એની એ ખડી છે ભૂલ – જોઉં છૂં.

કીધી ભૂલ કરોડ હોય અથવા એથી વધારે કરૂં,
તો યે, ભૂલ હૂં ભૂલ જાણી શકૂં તો સ્વીકારતાં કાં ડરૂં?
ભૂલ્યો સ્પષ્ટ જ જોઇ જો શકૂં મ્હને તો કાં ભૂલ્યો ના કહૂં?
ને, આખૂં જગ તેથી દૂષિત ગણે તો એકલો છો રહૂં.

લાખો ભૂલ કરી અને કદિ નવી નિર્માણમાં કો કરૂં,
તો યે, ભૂલ પિછાનવા હૃદયની સાચી ગતિ આદરૂં;
ભૂલો પાપ બને, પ્રભો! પળ મહીં: લે સાચવી એ ઘડી,
પામે ભૂલ દયા – ક્ષમા: પણ, અરે! પાપોની શિક્ષા થતી.

છો બ્રહ્માંડ સહુ ત્યજે: ન પરવા રાખી ન વા રાખવી,
પોતાના ઉદ્દેશની જ પરવા પૂરેપૂરી રાખવી;
ના ના ભૂલ કબૂલતાં શરમ ના, ના ક્ષુબ્ધતા માનવી,
પોતાની જ કબૂલ ભૂલ કરતૂં ઊંચે જતૂં માનવી.

કરી ભૂલ, અહોહો ! શી ? કરી કે એ થઈ ગઈ ?
અરે ! સંદિગ્ધ શા માટે ? કહો કે એ કરી થઈ.

મનુષ્યની નિર્બલતા બિચારૂં :
મનુષ્ય ? હા ! પામર એ બિચારૂં :
છે સત્ય; ના પૂર્ણ – છતાં – અહીંઆં,
પ્રભુકૃપાસ્રોત વહ્યાં કરે જ્યાં.

પ્રેરાતી વૃત્તિઓ દૈવી, કૃપા ઈશ્વરી વિલસે :
વિરોધી તત્ત્વ ફાવે એ માન્દ્ય માનવનૂં દિસે.

અને, રહૂં હૂં હજી અશ્રુભીનો,
વા ક્ષેમ કે પ્રેમપ્રકાશહીનો,
કે ના ભરૂં યોગ અનુભવે તો,
ના દોષ કે રોષ કશો પ્રભુનો.

ખરૂં છે; લાખ ભૂલોમાં એક ભૂલ મહાન છે;
દયા ઈશ્વરી શી તો યે ! એની આજે પિછાન છે.

પ્રભુકૃપા ! શબ્દ મધુર લાગે :
અને, પ્રભો ! ભેદ બધો ય ભાગે :
પ્રભુકૃપા ! ત્યાં બસ પૂર્ણતા હો :
હૂં તો રટીશ : તુજમાં મુજ લીનતા હો.

સુતો જંગલમાં હૂં નિર્ભય થઈ વેળા – કવેળા હતો,
ને હિમાચલની તળેટી પર હૂં એકાકી આળોટતો;
જ્યાં કોઈ મુજ ના હતૂં, પ્રિયતમે ! ત્યાં યે તૂં સાથે હતી,
મ્હારે કાજ તહીં ય, ઓ પ્રભુકૃપા ! વિસ્તાર તૂં પામતી.

ભૂખ્યો થતાં ભોજન આપતી તું:
તૃષાર્ત્ત જોતાં જલ લાવતી તું:
ખુલ્લૂં થતાં અંગ જ ઢાંકતી તું:
**પ્રભુકૃપા! ધન્ય!** જીવાડતી તું.

અરે! કેવૂં અધુરૂં આ? શકૂં માપી શૂં બિન્દુ યે?
મૂંઝાતી બોલતાં બુદ્ધિ, **અનન્તાનન્ત** સિન્ધુને.

રે! **પ્રેમ** એ કોણ કહી શકયૂં છે?
એ **અદ્‌ભુતાશ્ચર્ય** કળી શકયૂં છે?
છતાં, નથી જાણતૂં કોણ **એને**?
કોને અનુભવ હશે ન **પ્રભુકૃપાનો**?

સર્વદા સર્વને રક્ષે, કૃપા એ **પ્રભુની**, ખરે!
પરન્તુ, **ભક્તને** કાજે, ઇષ્ટ તો, અવતાર લે.

શી સર્વોપરિ **પ્રેમ**, **ક્ષેમ**, **કરુણા**, **શ્રદ્ધા** અને **સત્યની** –
કોઈ **દિવ્ય** પ્રવર્તતી અણછતી **સત્તા ચિદાનન્દની!**
જેની પૂર્ણ નિયન્ત્રણાથી ગતિ સૌ વિશ્વો તણી ચાલતી,
જ્યાં જે યોગ્ય તહીં જ તે **પ્રભુકૃપા જાતે** બની આવતી.

**અનાદિ** તૂં સહુ કાલે, દેશવેષ નહીં નડે;
કહે **બ્રહ્મ** ત્હને **જ્ઞાની**, બોલે **ભક્ત પ્રભુ** વડે.

ગીતા **શ્રી** કૃષ્ણ બની ત્હેં અમને કહેલી,
વિશ્વાસ, **પ્રેમ** ભરવા ઇસુ તૂં થયેલી;
ત્હારી **દયા**ઝરણી **બુદ્ધ** બની વહેલી,
**ધર્મા**ગ્રહી **બલ મહમ્મદ**માં બનેલી.

અને, આ ગ્રહ પૃથ્વીનો, ગ્રહો બીજા ય સ્પષ્ટ છે:
થયા છે અવતારો ત્યાં, એનો ક્યાં ઇતિહાસ છે?

પરન્તુ, જ્યાં મૂર્ખ જઈ શકે નહીં,
ત્યાં જ્ઞાનીઓ હિમ્મતથી શકે જઈ!
અબુધ હૂં જ્ઞાન કશું ન જાણતો,
ભલે વિચારે વધુ પંડિતો, પ્રભો!

સ્વીકારૂં છૂં, પ્રભો! હૂં તો: કૃપા ત્હારી અપાર છે:
અક્કેકા અણુની ઓઠે, અક્કેકો અવતાર છે.

કલ્પી શકે તો ય કવિ શું ભાખશે?
લખી શકે તો ય શું પંડિતો લખે?
પ્રેમી વિના કોણ અનુભવી શકે?
પ્રભુકૃપા! કોણ ત્હને કળી શકે?

બુદ્ધિ તો બ્રહ્મપ્રાસાદે, પા ઘડીમાં ચ્હડી શકે!
વિના પ્રેમી છતાં કોને, કૃપાદ્વાર જડી શકે?

અને, થવા પ્રેમી પ્રભુકૃપાનાં –
નિમન્ત્રણો ક્યાં નથી પાઠવેલાં?
મનુઉરે સૂચન એ સ્વહસ્તે –
આવૃત્તિ લાખ પળમાં પ્રભુ છાપી આપે.

મળે છે દૈવી જ્યોતિની, સર્વદા ઉરપ્રેરણા;
છતાં, કોક પળે હૈયે, જાગે છે પ્રાજ્ઞચેતના.

એવી કોઇ પળે મ્હને પણ મળી ત્હારી પ્રસાદી, પ્રભો!
ને, એ પ્રેમનિમન્ત્રણે ઉર દ્રવ્યૂં: ત્હારી કૃપા એ, વિભો!
હૂં તો કૈં જ હતો નહીં, પ્રભુકૃપા! તૂં ત્યાં હતી રાજતી,
ને ત્હેં તે દિનથી ગરીબ ઉરની – મ્હારી દશા પાલટી.

પ્રભુ વિશે તો હું કશું ન જાણતો ,
પ્રભુકૃપા તોપણ પામતો હતો ;
કૈં જ્ઞાન , કૈં પ્રેમ હું બોલતો હતો ,
પ્રભો ! ન આત્મા પણ હાલતો હતો .

હજારો રાત વીતી છે , પ્રભો ! એ અન્ધકારને ;
હવે તો ટેવ ગાવાની , પ્રેમને – ઉપકારને .

પણ , મુજ ઉર કાજે શી લીલા ત્હેં રચેલી !
પરમ પ્રભુકૃપા ! તૂં દેહધારી બનેલી !
મુજ ગરીબ દગે તૂં દશ્ય પ્રત્યક્ષ થાતાં ,
કંઇક યુગ તણાં આ જીવનાં પાપ જાતાં .

અજબ પ્રભુકૃપાની ભવ્ય મૂર્ત્તિ પ્રતાપી !
વિમલ સુરવિભૂતિ હૈયું ચંપાઇ ચાંપી –
હૃદયપટ ઉઘાડી બ્રહ્મમૂર્ત્તિ બતાવી ,
ગહન વિધિ વડે ત્હેં મોક્ષની આપી ચાવી .

અને , મૂક્યો મ્હને એથી , સખિ ! આત્મદગર્થ ત્હેં –
એવી કોઈ ભૂમિમાં કે – વૈખરી અસમર્થ છે .

પ્રભો ! ત્હારી ઇચ્છા સૃજનભરમાં પૂજિત થજો :
બધાં યે બ્રહ્માંડો વિભુહૃદયમાં આરત હજો :
રૂડાં નિર્માણોમાં જગત સહુ શ્રદ્ધાળુ બનજો :
અને એવાં સ્વર્ગો અવતૃત , અહો ! પૃથ્વી પર હો .

પ્રભો ! ત્હારી કૃપાદષ્ટિ ! હતી ને છે અને હજો :
છતાં , છૂં અલ્પ વિશ્વાસી : મ્હને આપ ઉગારજો .

રાજ્ય ત્હારૂં , પ્રભો ! હૈયે , હવે શાશ્વત આવજો :
ભૂલ્યો છૂં : ગ્લાનિ પામ્યો છૂં : હવે આપ નિભાવજો .

કૃપામૂર્ત્તિ! દયામૂર્ત્તિ! પ્રેમમૂર્ત્તિ! પ્રભાવતિ!
ભક્તિ ત્હારી વિના મ્હારી બીજી કોઈ નથી ગતિ.

પરીક્ષાથી, પ્રભો! રક્ષો : ત્રાહિ! ત્રાહિ! ક્ષમા કરો :
ખાખીને, પ્રેમ! તું પાખી અન્યથા નથી આશરો.

જ્યારે ત્હારી કૃપા, પ્રભો! મુજ પરે વર્ષી અતિ વૃષ્ટિ શી,
ત્યારે, હા! અવહેલના કરી, પ્રભો! સ્વચ્છન્દથી – ગર્વથી;
રાખે તૂં, પ્રભુ! યજ્ઞ રક્ષિત છતાં શી મ્હારી એ ધૃષ્ટતા!
ના તૂંમાં – તુજ યજ્ઞમાં રહી શકી ના વૃત્તિની લીનતા.

કરી ભૂલ, અરેરે! શી? કરી કે એ થઈ ગઈ?
અરે! સંદિગ્ધ શા માટે? કહો કે કરી ને થઈ.

સાચી જો ફકીરી હતી જ ઉરમાં, તો કાં ન માયા શમી?
ને, જોગી જનવાસમાં રહી શક્યો કાં વાનપ્રસ્થાશ્રમી?
સંસારી જન સાથ જોગી હૃદયે કાં મિત્રતા પાલવી?
ને સંબન્ધ, અરે! પ્રપંચી જગના શાને રહ્યો સાચવી?

જ્ઞાનીને પ્રભુથી જુદૂં ના ના વિશ્વ જ સંભવે;
જોગીને જગની સાથે ના ના સંબન્ધ પાલવે.

ભક્ત, પ્રેમી અને યોગી, એમાં તો ભિન્નતા નથી :
જ્ઞાની સર્વોપરિ, એને નિન્દતા – વન્દતા નથી.

પ્રભો! મ્હારૂં તો છે શિથિલ ચ્હડવૂં ને લથડવૂં :
ન હૂં પ્રેમી – જ્ઞાની; ઉર મુજ ભણ્યૂં માત્ર રડવૂં :
અને, રોવામાં યે મધુર રસનૂં ઉડી જ જવૂં :
પ્રભો! આ તો જાણે જીવિત શબનૂં શ્વાસ વહવૂં!

પ્રભો ! માફી દે વા અધિક અધિકી ભક્તિ ભરવા –
પ્રતીતિ દે જીવૂં જીવિત મુજ સૌ ત્હારૂં કરવા ;
નથી આશાદીપ્તિ, તરણુબલ હૈયે નથી, પ્રભો !
છતાં, શ્રદ્ધા તૂંમાં – તુજ પ્રભુકૃપા સર્વ મુજ હો !

કવિતા ગાવામાં ક્ષુભિત ઉરને ના રસ રહ્યો,
વીત્યો એ તો લ્હાવો, ખબર નથી કે કયાં વહી ગયો !
મ્હરાણે કૈં આવૂં લવી શકૂં છૂં તે યે રુધિરથી,
છતાં, શ્રદ્ધાથી છે પ્રણયપથમાં નિશ્ચલ મતિ.

જગાવી ત્યાગની ધૂણી, જોગી, બેઠેલ ધ્યાનમાં ;
પ્હોંચ્યા કયાંથી, અરેરે ! ત્યાં વિશ્વના ધ્વનિ કાનમાં ?

ઓગાળી નેત્રજલથી અતિ સખ્ત અદ્રિ,
એ ચૂર્ણ અન્તર પચાવી બન્યો તપસ્વી ;
તે જોગી ! આજ બની કાયર શો રડૂં છૂં :
તે – તે જ હૂં ચરણમાં પ્રભુના ધ્રુજૂં છૂં.

જીત્યા ધનઞ્જય મહા બલવાન શત્રુ,
ટંકાર ગાંડીવ તણો કરનાર બાહુ,
તે ઇન્દ્રચાપ કરસ્પર્શ સહે ન આજે !
લૂંટાઇ લજ્જિત જ એ વહ્યૂં શીત આ છે.

તેમાં તથાપિ ફિરિયાદ રડૂં હૂં શાને ?
ના દોષ લેશ પણ દેઇ શકૂં કશાને ;
છે ન્યાય્યની સહુ બનેલ યથાર્થતા આ,
પોતા સિવાય અપરાધી મ્હને જડે ના.

ફિર્યાદ નાહક સઝા ઠરી જ્યાં ગુન્હાની,
ને આ સ્થિતિ પ્રતિસ્થિતિ જ અપાત્રતાની;
ને, બુદ્ધિ જ્યાં પ્રભુકૃપાથી જુદી પડે છે,
ત્યાં, હા! મનુષ્ય કટુ, શુષ્ક રડી મરે છે.

માયા, મોહ અને પ્રપંચપડદે આ વિશ્વ શોભાભર્યૂં,
પેલી પાર ચીરી જતાં પ્રભુકૃપા! ત્યાં જ્યોતિ આશાભર્યૂં;
કિન્તુ, એ પડદો ચીરી ઉડી જવૂં, ના ના, પ્રભો! સ્હેલ છે,
ત્હારી પૂર્ણ કૃપા, દયાથી બલ એ શ્રદ્ધાલુ પામેલ છે.

આવ્યાં લાખ કરોડ લોભક બલો જ્યાં જોગી ત્હારો ઉભો,
ત્રાસે સર્વ છતાં ઉંચો કર થતાં: એ હસ્ત ત્હારો, પ્રભો!
શ્રદ્ધાનૂં બલ દિવ્ય આ રગેરગે તે દિ હતૂં ઘૂમતૂં,
પ્રેમાર્પિત, પવિત્ર, પ્રેરિત, પ્રભો! આ લોહી ત્યાં કૂદતૂં.

ક્યાં છે તે ઉરરક્ત? ક્યાં પ્રણય? રે! ક્યાં પ્રેમની દિવ્યતા?
ક્યાં છે તે શુચિ ધ્યાનલીન પ્રભુતા? ક્યાં ભક્તિની દીનતા?
છે ક્યાં તે મુજ યજ્ઞ? યોગબલ ક્યાં? ક્યાં એ બલિદાન છે?
ક્યાં તે આશ્રમ ઋત્વિજો જહીં સ્તવે ગોપાલના ગાનને?

છે તે સર્વ, અરે! અફૂર ઉરથી શ્રદ્ધાથી વિલોકતાં,
રે! રે! તો ય ચૂકેલ, હા! પગથીઊ સોપાનશ્રેણિ જતાં;
ને, ઉંચેથી પડયો રસાતલ ગયો! છે માર્ગની શી ખૂબી!
તૈયારી ફરી તો ય તૂં કર, ભલા! આત્મા ન થાકે કદિ.

નિર્માયો ક્રમ હેતુપૂર્વક બધો આ વિશ્વયાત્રા તણો,
તેમાં આ ઉરનૂં પરિક્રમણ તે સંકેત નિર્માણનો;
ચાહે છે પ્રભુની કૃપા અનુભવો સૌને પૂરા આપવા,
ને જીવો સહુને તપાવી, કસીને દે લ્હાણ પ્રેમી થવા.

પ્રેમી જીવ પ્રયાણમાં વધુ વધુ ચાલ્યાં કરે પ્રેમમાં,
તે માટે જ પ્રવાસમાં વિધિ રચે આ દર્દ મિત્રો સમાં;
કાં દુઃખી થવું તો પ્રવાસી ઉરને? શ્રદ્ધા ન કાં રાખવી?
ત્રાતા છે પ્રભુની અસીમ કરુણા, ત્યાં દૃષ્ટિ ચોટાડવી.

ભૂલો લાખ કરી, કિન્તુ, એક ભૂલ મહાન છે:
દયા ઈશ્વરી શી તો યે! એની આજે પિછાન છે.

લક્ષાવધિ કરી હશે ભૂલ ઝિન્દગીમાં,
ને પ્રેરણા પણ મળેલ હશે પ્રભુની;
તો યે, ન દર્દ જીવલેણ થયેલ આવું,
જેણે બધું જીવન, હાય! હલાવી નાંખ્યું.

હૈયું ને બુદ્ધિ બે જુદાં, ત્યાં ચોખ્ખો વ્યભિચાર છે:
એ બેના ઐક્યમાં સાચા સ્નેહનો સહચાર છે.

ને, પામી મૂર્ત્તિમતી પ્રીતિ પ્રભુકૃપાને–
સંભૂત સ્નેહસહચારની દિવ્યતાને,
રે! કોણ યોગી ઉર એ વ્યભિચાર સ્હાશે?
આ હૈયું એ અસહચારનૂં પાતકી છે.

પ્રભુકૃપા! શબ્દ મધુર લાગે!
અને, પ્રભો! ભેદ બધો ય ભાગે!
પ્રભુકૃપા! ત્યાં બસ! પૂર્ણતા હો!
હૂં તો રટીશ: તુજમાં મુજ લીનતા હો!

પૂજે કૃષ્ણ પ્રભુ કોઈ: હૂં પૂજૂં મુજ રાધિકા:
સંજ્ઞા તદ્‌બ્રહ્મની મ્હારી શાશ્વતી કૃષ્ણકારિકા.

ૐકાર શબ્દ મુજ માશૂકની જ મૂર્ત્તિ :
ને કૃષ્ણમાં ભગવતી મુજ મૂલ શક્તિ :
એવી નવી વિધિથી ગોપલીલા ભણૂં છૂં :
સંમિશ્ર સ્થૂલ ઇતિવૃત્ત સહુ ગણૂં છૂં :

મહાત્મા વ્યાસને જોઉં – બ્રહ્મવેત્તા મહર્ષિ છે :
આત્મસામ્રાજ્યના દૈવી અદ્વિતીય કવીશ છે.

પરન્તુ – એ ગોપ તણી વધૂઓ,
લીલાર્થ જન્મેલ હતી શ્રુતિઓ !
એ સ્થૂલતા સત્ય ? અપૂર્ણ વા એ ?
ના ! ના ! નિમન્ત્રીશ સ્વતન્ત્ર નિરુક્તકારને.

સીમામાં ઉછરે બુદ્ધિ, દેશકાલસ્થિતિ મહીં;
સમ્યગ્વર્તી થતાં તેને, સ્વભાવે જ ગમે નહીં.

સાચું તો, ભૂમિ આર્ય, આંગ્લ અથવા અદૃશ્ય વિશ્વો તણી,
છે સૌને સમવર્ત્તિની પ્રભુકૃપા એ બ્રહ્મની લાગણી;
ના એ કૃષ્ણ, ઇસુ, મહમ્મદ તથા બુદ્ધાદિ જુદા, અરે !
ના સ્પર્ધા, સરવોપરિ સહુ દિસે, જ્યાં બ્રહ્મ ખેલ્યાં કરે !

તો ચે, 'ગોપી' બને તજી જગતને છે ભક્તિમાં લીન જે,
તે યોગી ઉર વિશ્વત્યાગી પ્રણયી શ્રી કૃષ્ણને છો ભજે;
એ ઉન્મત્ત પ્રસક્ત ભક્ત ઉર તો આંખો મીચી ચાલતાં,
છે આ વિશ્વ નહીં જ વા ? હૃદય એ યોગી ન વિચારતાં.

રોપી ધ્યેય ઉરે ગોપી જાણે સંસાર વ્યર્થ છે :
એવું 'ગોપી' બન્યા વિના કૃષ્ણભક્તિ નિરર્થ છે.

જનોની, જનસ્નેહોની, મર્યાદા સર્વ લોપીને,
**એ**કમાં સૌ જુવે વિશ્વો, એનૂં નામ જ **ગોપી** છે.

અને, એવૂં હૈયું નયન મીચીને કૃષ્ણ ભજશે,
ખરે! તો **યો**ગાન્તે મનુહૃદય એ કૃષ્ણ જ હશે;
અને, સાચૂં તો આ જગત સઘળૂં **એ**કમય છે:
દિસે હૂં – તૂં – તે – સૌ સજીવન છતાં ચિત્રમય છે.

**નામ એક**, જુદાં રૂપો, **માયા**ના પરિવારથી:
**બ્રહ્મ**વ્યાકરણે બીજાં સર્વનામો લખ્યાં નથી.

અસ્તુ! એ **આત્મજ્ઞાનાર્થે**, **ભ**ક્તિની લીનતા વડે,
ઉદાસીન અને યોગી, '**ગોપી**' જેવૂં થવૂં પડે.

ચીલે અન્ધપરમ્પરા ગતિ કરે! હૈયું ન **ગોપી** બને!
પ્રેમાભાસ કદિ શૂં એ ગ્રહી શકે **શ્રીકૃ**ષ્ણતાદાત્મ્યને?
દીઠા **ગો**કુલમાં વસી, અરર! શા ભક્તિ તણા ઢંગ એ!
સાચૂં – હયૂથરના પ્રચંડ હજી યે જે યોગ્ય છે દંડને.

તથાપિ, જીવ મ્હારા રે! વધુ કાં વદવૂં? અલમ્!
**બ્રહ્મ**યોગિ! વિચારી જો: **બ્રહ્મ**લીલા હિ કેવલમ્!

મ્હને સૌ વિશ્વ લાગે છે, **બ્રહ્મ**ની એક લાગણી:
પન્થો, ભેદો બધા જીવે, જૂઠા અન્યોન્યને ગણી.

ભજૂં **પ્રેમ**, તજૂં ભેદો, **ૐ** તત્સત્ અન્તરે ભણી,
મ્હારો એવો – બધાંનો હો – **પ્રેમધર્મ** શિરોમણિ.

ભલે ભજે વિશ્વ બધૂં ય કૃષ્ણને:
ભલે પૂજે આ જગ સૌ, ઇસુ! ત્હને:
ભલે કબૂલે સહુ, ઓ મુસા! ત્હને:
ભલે બધી સૃષ્ટિ ય બૌદ્ધ જો બને.

ગમે તે વિશ્વ સૌ માને ! મ્હને શાં લાભ-હાનિ છે ?
જોગીના ઉરની વૃત્તિ, તૈલધારા સમાણી છે.

હો તેને વિશ્વ હો : અસ્તુ ! મ્હારે તો વિશ્વ છે નહીં :
પ્રભો ! આ આપણી સૃષ્ટિ, હૂં-તૂં બેની બની રહી.

પરન્તુ, હૂં જેવા રુદિત ઉરને આમ વદવૂં ?
પ્રભો ! ના ! ના ! માફી ! અનુચિત મ્હને ધૃષ્ઠ બનવૂં !
પ્રભો ! બોલૂં છૂં તે ઉરબલ નથી મ્હારૂં જ, છતાં-
પ્રભો ! ત્હારી દૈવી અસીમ કરુણા સ્પષ્ટ જ થતાં.

પૂર્વદષ્ટિ, પ્રભો ! ત્હારી, સર્વથા પૂજીત હજો :
પ્રવાસીને કૃપા ત્હારી, રક્ષે છે તેમ રક્ષજો.

હા ! હા પ્રભો ! ઉર વિમાર્ગ ગતિ કરી છે,
તો યે, પ્રભો ! તુજ દયા ! ન મતિ ફરી છે;
છૂં યોગી : ત્હારી પ્રભુમૂર્ત્તિ ઉરે ખરી છે,
ને વૃત્તિ આખર, પ્રભો ! તુજમાં ઠરી છે.

છો હોય વિશ્વ, પણ યોગી હવે ન જોશે,
એકાકી અદ્ભુત વિધિથી નિજાત્મ ધોશે;
સંબન્ધ માત્ર જગના સહુ યે ઉપાધિ !
હો સર્વને નમન ! સાધીશ હૂં સમાધિ..

છો રમ્ય હો જગત, માર્દવપૂર્ણ હો વા :
છો હોય સુન્દર, શુચિ, પ્રભુતાભર્યૂં વા :
જોશે ન જોગી જગ નિષ્ફલ કાલ ખોવા :
નિવૃત્તિ છે ન ઉરમાં અથવા ન પર્વા.

ના ! ના ! મ્હને ન અવકાશ સમષ્ટિ જોવા :
રોશો ન કોઇ : નથી ફુર્સદ અશ્રુ લ્હોવા :
આ જોગી તો જગતને જરી યે ન ચ્હાતો :
ને વિશ્વ આખું ય ! ભલે મુજને ન ચ્હાશો .

ઓ વિશ્વવાસી જન ! ભાવભર્યાં રસાળાં !
છે આપનાં હૃદયનાં શયનો હૂંફાળાં :
બાપુ ! તમે સહુ સુકોમલ પ્રેમવાળાં :
હૈયું કઠોર મુજ ! હા ! ન શમે ઉછાળા .

સંબન્ધ નિષ્ફલ પરસ્પર આપણો છે :
તો ઓ ભલા જગત ! તું મુજને તજી દે :
છે કોઇ વિશ્વ મુજ કાજ રચ્યું વિભુએ :
મ્હારે તહીં ગગનને પડદે જવું છે .

પ્રભો ! હૈયે નથી શક્તિ , ખ્હરાણે દિવસો જતા :
અંગે કળતરે દુઃખે , પાણી પાણી પગો થતા .

દીધા , પ્રભો ! પ્રણયના અપ્રતિમ લ્હાવા ,
ભાષા અવિદિત , વિભો ! ઉપકાર ગાવા ;
ના અન્યનું સ્મરણ , ઓ પ્રભુ ! હું કરૂં છું ,
કિન્તુ , થતાં સ્મૃતિ , પ્રભો ! ડરૂં - કમ્પૂં છૂં હું .

પ્રભો ! એકાન્તમાં બોલું પ્રલાપો આ નિપાતના :
સુણાવું તું વિના કોને યોગીની ઉચ્યાતના ?

મ્હારી , પ્રભો ! ઉરસુષુપ્તિ વિચિત્ર ભાસે :
કૈં કૈં યુગોથી ગૂઢ સ્વપ્ન અનુભવ્યાં મ્હેં :
જાગે – ઊંઘે ! બસ ઊંઘે ! બસ પાછું જાગે !
હૈયું ગતિ અજબ કોઇ ક્રમે કરે છે !

જીવાત્મા દોડતો, કિન્તુ, માર્ગો બન્ધ પ્રવાસના;
છુપેલી સૂક્ષ્મ સૃષ્ટિમાં, જ્યાં સુધી કોઇ વાસના.

છે શી અજાયબ, પ્રભો! બલિહારી ત્હારી!
રોતી, પ્રભો! કલમ શી સ્તુતિ બોલનારી?
રોનાર રાંક, પ્રભુ! તો ય ત્હને રડે છે,
ને અશ્રુનૂં ઝરણુ મૂલ તૂં સાંપડે છે.

'પામે છે મૂક વાચા ને પાંગળો પર્વતે ચ્હડે'—
'પ્રભો! ત્હારી કૃપાથી' તો મ્હને કાં માર્ગ ના જડે?

મૂંગો હતો હૂં, પ્રભુ! ત્હેં ઉર પ્રેર્યૂં ચ્હાવૂં,
આવૂં ભણાવ્યૂં પ્રણયોર્મિપ્રલાપ ગાવૂં;
તો, ઓ પ્રભો! હૃદય તૂં વિણ કયાં જણાવૂં?
ત્હારા વિના રુદનગાન કહીં સુણાવૂં?

થાકયો છૂં વિશ્વ સહુ સુન્દર મોહી મોહીને:
રોયો છૂ લોહી વહી આંખ ફરીથી લોહીને:
મીચ્યૂં છૂં નેત્ર બસ! છેલ્લૂં જ જોઇ જોઇને:
ઓ જીવ! તૂં પ્રભુ વિના ન ભજીશ કોઇને.

પ્રિયા! પ્રેમી! પિતા! માતા! મ્હારૂં બ્રહ્માંડ તૂં જ તૂં:
સૌમાં, બ્રહ્મકૃપા! તૂં! તૂં! ના ના કોઇ મ્હને બીજૂં.

મૂળે તો નર-નારિજાતિ અથવા નાન્યેતરે ના ત્હને,
તોયે, બ્રહ્મકૃપા! તૂં મૂર્ત્તિમતિ! મ્હેં પ્રત્યક્ષ પૂજી, હલે!
તો કાં ના ઉર મસ્ત દર્દ રડતાં ઘેલૂં ગમે તે લવે?
છો પ્યારી! પતિ! બાલ શાશ્વત કહૂં વા કોઇ નામે નવે!

પ્રભો ! તું અણુલિંગીને , લિંગભેદે જ કલ્પતાં ,
શકૂં રોઈ, પ્રભો ! પ્રીતિ , ત્હને , માશૂક ! જલ્પતાં .

અન્યથા શી રીતે બોલૂં મનેન્દ્રિયે અગમ્ય જે ?
સગુણોપાસના દ્વારા , માણૂં નિર્ગુણ બ્રહ્મને .

સર્વાતીત છતાં સૌમાં વ્યાપ્ત તું સર્વદા , વિભો !
છતાં , ત્હેં દીધી જે ઝાંખી તે પ્રેમબ્રહ્મ ઝંખતો .

હા ; પૂજૂં મૂર્ત્તિ ! ભજૂં કોઇક એક વ્યક્તિ ,
એ વ્યક્તિ ? ના ! નહીં ! તથાપિ નિજાત્મમૂર્ત્તિ ;
બ્રહ્માંડ સર્વ રહ્યૂં મૂર્ત્તિથી એ છવાઈ ,
ના કલ્પના ; વિભુની ઝાંખી અનુભવાઈ .

જુવો : જીવે રવિ , શશી , પૃથિવી , સમુદ્રો ,
પ્રાણી , પશુ , વિહગ , દૃશ્ય બધા પદાર્થો ;
ને , ઓતપ્રોત છુપી લાખ અદૃશ્ય સૃષ્ટિ ,
એ સર્વનૂં જીવન તે મુજ ઇષ્ટ મૂર્તિ .

લાખો ઇસામસીહ જ્યાં કદમે ઝુકે છે ,
જ્યાં કોટિ કૃષ્ણ ચરણો ચૂમવા મથે છે ;
ને જ્યાં રહે સતત જોગીની લીન વૃત્તિ ,
તે પ્રેમરૂપ મુજ માશૂક બ્રહ્મમૂર્તિ .

અવિદ્યા – શૂન્ય ભાસે છે – લીલા બ્રહ્મપ્રણીત એ :
એક સત્યાંક ! બાકી સૌ મિથ્યા અંકગણિત છે .

જોગીના બ્રહ્મસામ્રાજ્યે , ટૂંકો છેક હિસાબ છે :
મીચી નેત્રો સદા શૂન્યે , અહાલ્લેક જ જાપ છે .

પણ – બન્યૂં નહીં એ મુજથી, પ્રભો !
અરર ! એ ઉર કંટક છે , પ્રભો !
પથિક માર્ગ ભૂલ્યો વનમાં , પ્રભો !
પતિત યોગી પ્રલોભનમાં , પ્રભો !

શિથિલ તો ય ગતિ કરતો , પ્રભો !
પગ છતાં નવ ઉપડતો , પ્રભો !
નયન લૂછી ફરી રડતો , પ્રભો !
ન ઉર કંટક એ ખસતો , પ્રભો !

રોયો છૂં ભૂલ હૂં મ્હારી , પ્રભો ! આજે ય રોઉં છૂં :
અરે ! અફ્સોસ ! એની એ ખડી છે ભૂલ ! જોઉં છૂં .

પ્રભો ! આ દાસનૂં હૈયું આવ્યૂં કેવૂં જ લ્હાણમાં ?
પડે તો કોટિ પૃથ્વીમાં ! ચ્હડે તો લાખ વ્યોમમાં !

પણ હવે, ઉર ઓ ! જરી સ્વસ્થ થા :
પ્રભુકૃપા પર તૂં ફરી જોગી થા :
રહીશ ક્યાં સુધી નિષ્ફલ આધિમાં ?
અરર ! ક્યાં સુધી ગૂંથીશ મોતીડાં ?

ક્ષમે, રક્ષે પ્રભુ , તેડે ગમે તેવૂં ય પાતકી ;
પ્રબોધે શ્રીમુખે પોતે : ‘ નિરાશા ’ શબ્દ નારકી.

ત્હારી , પ્રભો ! પૂર્ણ કૃપાલુતા છે ,
મ્હારી , પ્રભો ! આર્ત્ત મુમુક્ષુતા છે ,
સાચી , પ્રભો ! જો ઉરલીનતા છે ,
તો , ઓ પ્રભો ! જીવન ના વ્યથા છે .

બ્રહ્માંડ આખું ય પ્રભુકૃપા છે:
સ્થિત્યન્તરો સૌ પ્રભુની દયા છે:
નહીં અકસ્માત થયો કશાથી:
જીવ્યો, જીવું, સર્વ પ્રભુકૃપાથી.

અકસ્માત? નહીં; એ તો શબ્દ ભ્રામક માત્ર છે:
બોલે એ પ્રભુને લોપી, અશ્રદ્ધાલુ અપાત્ર જે.

દેહીની જીવબુદ્ધિ તે, સૌ આકસ્મિક માનતી:
પ્રતીતિ બ્રહ્મલીલાની, પ્રત્યક્ષાનુભવે થતી.

વસ્તુમાં કલ્પના માયા, હેયોપાદેય કૈં નથી:
છતાં, જો માર્ગ શોધે તો, જોગીને ત્યાજ્ય સૌ નકી.

અતીત સૌથી નિરંજન તું, પ્રભો!
પતિત તેથી પુરંજન હું થયો!
કીધી ઉપાધિથી સંસૃતિ જીવની!
પુતળી પંચમહાભૂતની બની!

પ્રભુકૃપા – બસ – એ કબૂલું હવે –
અજબ ઝાંખીથી પન્થ વળ્યો નવે:
નવૂં કશું ય કદિ ન થતું, પ્રભો!
જૂની સ્મૃતિ ફરી જાગી – નવો બન્યો!

પૂરેપૂરી, પ્રભો! માનૂં, પ્રેમયોગપદચ્યુતિ:
નવી શ્રદ્ધા છતાં તૂમાં, તૂં આશાબલ, તૂં દ્યુતિ.

અને, પ્રભો! આ ઉર સ્વસ્થ થાય છે:
ભક્તિ ફરી ત્હારી ઉરે ભરાય છે:
જોગી પ્રભુપ્રેમપ્રસાદ ગાય છે:
મિથ્યા ઉપાધિ ઉરથી તજાય છે.

પ્રભો ! આ દુનિયાદારી ! ગુલામી દામ ચામની !
કામની એ શી જોગીને ? ના ! ના ! ફૂટી બદામની !

ઠેલી પ્રેમકૃપાદયામૃત તણૂં, હા ! પાત્ર દૈવી, પ્રભો !
ભૂખ્યો અદ્‌ભુત બ્રહ્મભોજન ભૂલી રીબાઇ રોતો હતો !
હાવાં જીવન તે જ ભોજનજલે પોષૂં, પ્રભો ! પ્રીતિથી :
ને, નિર્માણ બધાં ય સુન્દર, પ્રભો ! એવી પ્રતીતિ થતી.

સ્વહસ્તે પ્રભુ હૈયાને, વિસ્મૃતિતત્ત્વ પાય છે :
અને, ત્હારાં દયાસ્તોત્રો, ઓ વિભો ! ઉર ગાય છે.

કરી હતી ભૂલ ! 'હતી' થઈ છે :
ત્હારી, પ્રભો ! મ્હારી મ્હને ક્ષમા છે :
એ ભૂલથી પાઠ નવો ભણાવ્યો :
જોગી વધુ મક્કમ માર્ગમાં બન્યો.

'હતી' ભૂલ, અહોહો ! શી ! પ્રભુથી 'ન હતી' થતી :
ઠગાયૂં હૈયું પોતાથી, તેથી ભૂલ કરી હતી.

માત્ર શાબ્દિક વાતોમાં શ્રદ્ધા સાચી ન માનવી :
ઠગે હૈયું પ્રભુને વા ઠગાતૂં ઉર જાતથી.

પ્રભો ! ઠગૂં ના તુજને કદાપિ,
પ્રભો ! ઠગૂં ના ઉરને કદાપિ;
હૈયું ઠગાયૂં નિજથી તથાપિ,
નિર્દોષને માફ પ્રભુકૃપાથી.

બાહ્ય રૂપ બનાવોનૂં હૈયાની સૂક્ષ્મ ભાવના;
તેમાં યે પ્રભુનો હેતુ, જીવાત્માની સુધારણા.

જ્ઞાનાભાસે ઠગાયો તે, તારતી પ્રભુની કૃપા;
અને, ચિન્તનના ભાવો, જગાડે જોગીમાં નવા.

અચલ યોગ વિના નથી ભક્તિ, ને –
સતત ભક્તિ જ યોગનિદાન છે;
બસ અનન્ય ત્હને, પ્રભુ ! ચિન્તવે –
પ્રભુકૃપા ઉર તો જ અનુભવે.

ટળે મોહ, ફળે પ્રીતિ, પ્રસાદે ગુરુદેવના :
સ્મૃતિવિભ્રમ છેદાતાં, શમે છે ઉરવેદના.

હો દૂર વ્યર્થ ઉરવઞ્ચક સર્વ સ્વપ્નાં :
ને પ્રાણવાહી વહજો, પ્રભુજી ! સુષુમ્ણા :
છે લક્ષ્ય તૂં જ સચરાચર પ્રમજ્યોતિ !
નિર્વેદવેદ પ્રકટે ઉરવ્યોમ ભેદી.

બેપર્વા, મસ્ત જોગીનો હઠીલો શો મિજાઝ છે !
એને કાજે, પ્રભો ! હૈયે તૂં વિના કોણ દાઝશે ?

હા ! શો જ્વલન્ત પ્રલયાગ્નિ દશે દિશાએ !
ને દર્દ, અશ્રુ વિણ લ્હાવ ન જ્યાં કશાયે !
કેવૂં હતાશ ઉર ! તે, વિભુ ! ત્હેં સ્વીકાર્યૂં !
રેલે તૂં ત્યાં ય તુજ પ્રીત અમીત સિન્ધુ !

હવે તો વિશ્વ સૌ જાણે ત્હારા અધ્યક્ષરે ભરૂં :
પ્રીતિયોગ ! પ્રભુભક્તિ ! ૐ પુનશ્ચહરિ સ્મરૂં.

પ્રભુકૃપા ! શબ્દ મધુર લાગે !
અને, પ્રભો ! ભેદ બધો ય ભાગે !
પ્રભુકૃપા ! ત્યાં બસ ! પૂર્ણતા હો !
હૂં તો રટીશ : તુજમાં મુજ લીનતા હો !

મ્હને તો સ્પષ્ટ છે હૈયે : કૃપા ત્હારી અપાર છે :
અક્કેકા અણુ ઓઠે તું અક્કેકો અવતાર છે.

પ્રભો ! ત્હારી ઇચ્છા સૃજનભરમાં પૂજિત થજો :
બધાં યે બ્રહ્માંડો વિભુહૃદયમાં આરત હજો :
રૂડાં નિર્માણોમાં જગત સહુ શ્રદ્ધાલુ બનજો :
પ્રતિ હૈયે ત્હારૂં નવજનન હો સ્વર્ગીય, વિભો !

દયા દેખી, પ્રભો ! માગૂં : રાજ્ય ત્હારૂં જ આવજો :
ભૂલ્યો છૂં : ગ્લાનિ પામ્યો છૂં : હવે આપ નિભાવજો.

કીધી ભૂલ કરોડ હોય અથવા એથી વધારે કરૂં,
તો યે, ભૂલ હું ભૂલ જાણી શકૂં તો સ્વીકારતાં કાં ડરૂં ?
ભૂલ્યો સ્પષ્ટ જ જોઇ જો શકૂં મ્હને તો કાં ભૂલ્યો ના કહૂં ?
ને, આખૂં જગ તેથી દૂષિત ગણે તો એકલો છો રહૂં.

ભૂલો લાખ કરી અને કદિ નવી, નિર્માણ તો, કો કરૂં,
તો યે, ભૂલ પિછાનવા હૃદયની સાચી ગતિ આદરૂં ;
ભૂલો પાપ બને, પ્રભો ! પળ મહીં, લે સાચવી એ ઘડી :
પામે ભૂલ દયા – ક્ષમા, પણ અરે ! પાપાની શિક્ષા થતી.

છો બ્રહ્માંડ સહુ ત્યજે ! ન પરવા રાખી ન વા રાખવી,
પોતાના ઉરદંશની જ પરવા પૂરેપૂરી રાખવી ;
ના ના ભૂલ કબૂલતાં શરમ ના, ના ક્ષુબ્ધતા માનવી,
પોતાની જ કબૂલ ભૂલ કરતૂં ઊંચે જતૂં માનવી.

રોતાનાં આંસુડાં ચોખ્ખાં, પ્રભુનો હસ્ત લૂછતો :
જાતે જોગીની નાડીમાં, પ્રાણ કુમ્ભક પૂરતો.



ॐ પ્રેમધર્મ

# ત્રીજો તબક્કો

ઇ. સ. ૧૯૧૩ થી ૧૯૧૬



**प्रेमधर्म**

**एकं सत् विप्रा बहुधा वदन्ति ॥**

**श्रुतिः ॥**

**बन्धो हि वासनाबन्धो मोक्षः स्याद्वासनाक्षयम् ।**
**वासनास्त्वं परित्यज्य मोक्षार्थित्वमपि त्यज ॥**
**मानसीर्वासनाः पूर्वं त्यक्त्वा विषयवासनाः ।**
**मैत्र्यादिभावनानाम्नीर्गृहाणामलवासनाः ॥**
**ता अप्यन्तः परित्यज्य ताभिर्व्यवहरन्नपि ।**
**अन्तः शान्ततम स्नेहो भव चिन्मात्रवासनः ॥**
**तामप्यन्तः परित्यज्य मनोबुद्धि समन्विताम् ।**
**शेषस्थिरसमाधानो येन त्यजसि तं त्यज ॥**

**श्री योगवासिष्ठच ॥**

પ્રેમાનન્દી ભક્તિ આકરી, વસમી વાટ મહા ખરેખરી !
કામ રહિત તે કામનો વેષ ! જ્ઞાની, પંડિતને ન લાધે દેશ !
પ્રેમાનન્દી જ્યાં ગાય ને વાય, અલ્પાનન્દીને અટપટ જણાય !
અલ્પાનન્દી પોતાને પ્રેમાનન્દી ભણે, જ્યમ વાંઝણી પુત્ર ખોળામાં ગણે !

**अखा भक्त.**

જ્યાં જ્યાં નજર મ્હારી ઠરે, યાદી ભરી ત્યાં આપની !
જ્યાં જ્યાં ચમન, જ્યાં જ્યાં ગુલો, ત્યાં ત્યાં નિશાની આપની !
ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી :
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની.

**कलापी.**

God gives us love — Something to love
He lends us ; but when love is grown
To ripeness, that on which it throve
Falls off, and Love is left alone.

*Tennyson.*

Serene will be our days and bright
And happy will our nature be,
Where Love is an unerring Light
And Joy its own security.

*Wordsworth.*

# સનમ ! કાયમ સમર્પણ છે



ગઝલની દેવિ ! ઓ દિલ્જાન ! ત્હને સર્વસ્વ અર્પણ છે :
બધી દુનિયાનું ગઝલિસ્તાન અનાદિથી સમર્પણ છે.

તૂંને પ્રેમે ધરાવેલું, અને ત્હારૂં જ આપેલું,
'તૂંને અર્પણ'! લખૂં ઘેલૂં! નિરૂપિતનૂં નિરૂપણ છે.

મગર, ભક્તિની નીતિનૂં અગર આત્માની પ્રીતિનૂં,
સનમની શહેનશાહીનૂં નિયન્ત્રણ કૈં વિલક્ષણ છે.

હૃદય બોલ્યૂં ફરી બોલે : ભલે ! ઓ પ્રાણ ! લે ! લે ! લે !
હલે ! ગૂજરાતી ગઝલિસ્તાન તૂંને ત્હારૂં જ અર્પણ છે.

સનમને – ઈશ્કઆલમને – ત્હને – તૂં વિશ્વમાલણને,
ગઝલના દિલ્ચમન સૌ યે પ્રિયાચરણે સમર્પણ છે.

અગર, દિલ્બર ! પરાત્પર તૂં : નિરંજન ને સનાતન તૂં :
પ્રિયે ! ઓંકારમૂર્ત્તિ ! તૂં સૃજનનૂં આદિ કારણ છે.

બધાં બ્રહ્માંડ ઝબકોળી, હૃદયરસ તર બ તર ઘોળી,
મ્હને ત્હેં પાઇ એ પ્યાલી ! તૂં તો એવી કલાલણ છે.

હકીકતમાં અનલહક્ક છે : જપૂં હૂં પ્રિયા ! પ્રિયા ! તો યે :
પ્રિયા ! એ બ્રહ્મલીલા છે ! અગર તૂં જાદૂગારણ છે.

કરોડો કૃષ્ણનો આત્મા, દ્રવે, દિલ્દાર ! ત્હારામાં :
અહાહા ! ભગવતિ ! ત્હારૂં અનિર્વચનીય વર્ણન છે.

દિલે દિલ ત્હારૂં ચંપાતું , પ્રિયે ! મુર્દું ખડૂં થાતું :
અહો ! એ ધન્ય ચુમ્બન શું ! અગર અમીનું જ વર્ષણ છે .

અને , બસ ! ત્હારી પ્રીતિ ! એ , પ્રિયે ! પરમાત્મદર્શન છે :
ગઝલનો સ્નેહસાગર આ , સનમ ! કાયમ સમર્પણ છે .

---

## મૂર્ત્તિ ખસેડાતાં



મૂર્ત્તિ મગર પૂછ્યા વગર , બસ ! કાં ખસેડી કોઈએ ?
હાં ! હાં ! જિગર ! ખામોશ કર ! ખફગી અગર ના જોઇયે .

ગુસ્સો નથી : જુસ્સો નથી : થયૂં તે થયૂં છે ઈશ્કથી :
પણ , ભક્ત મૂર્ત્તિ જતાં દ્રવે તો માફ કરવૂં જોઇયે .

અલ્બત્ત હતો હૂકમે સનમ ! હૂં વિચારતો એ દમ બ દમ :
પણ , આમ કરતાં એકદમ જરી પૂછવૂં ના જોઇયે ?

મૂર્ત્તિ જતી તે તૂં નથી : તૂં તો રુહે રુહથી જડી :
માશુક શરીર નથી નથી એ ભૂલવૂં ના જોઇયે .

ઇતબાર છે ખુદ ઈશ્ક પર : ફર ગમ વગર , આશક જિગર !
સાગર સનમના નૂર પર રસબસ ઉછળવૂં જોઇયે .

---

' હવે ના મૂર્ત્તિપૂજા કર ! ખુદા ભેટે તૂંને , સાગર ! '
ફિરિશ્તો ઝુકીને બોલ્યો ! કહ્યૂં મ્હેં , ' ચુપ ! ખલલ ના કર ' !

---

# શરાબ છૂટે નહીં !



દર પર ખડી ગીર્દી પૂછે : 'મયખાનું ખૂલશે કે નહીં ?'
અલી ! ઓ છકેલી ! સમાલજે – ઘર એઇમાન લૂટે નહીં !
દર પર૦

આ લાખ પીપ શરાબનાં –
પરીઝાદીએ બખ્શિસ કર્યાં –
તુર્કી – ઈરાની તર ભર્યાં –
પીધાં કરો ખૂટે નહીં !
દર પર૦

હા ! ખુદ બ ખુદ માશૂક દીઠું –
જામે શરાબ પીતાં મીઠું !
પાવા – પીવા ફરમાવતું –
જો તાર પણ તૂટે નહીં !
દર પર૦

બેભાન પીતાં દિલ થશે –
ત્યાં એ સવારી પલાણશે –
મયખોર માશૂક માણશે –
હાં ! જામ જો ફૂટે નહીં !
દર પર૦

માનત મહાત્મા તૂં, ખરે ! –
સાગર ! પીવૂં જો છોડી દે ! –
પણ – લત પડી ! પડી તે હવે ! –
સાગર – શરાબ છૂટે નહીં !
દર પર૦



# અટકચાળી માશૂક



વીતી જતી મધરાતડી – મળી આંખડી કે ના મળી –
બરખાસ્ત આ મહફિલ થતી ! ત્યાં આવી માશૂક આકળી !
વીતી જતી ૦

સામે જ આ જોગી ખડો –
સર તાઝ ધરી આસ્માનનો –
પાતાલ પેર નચાવતો –
લવતો ' અનલ્હક્ક ' હૂં વળી !
વીતી જતી ૦

રે ! શું થયું દિલ્દારને ?
' હાં ! હાં ! ન છેડ કટારને !
' મયખ્વાર, જો ! તુજ યાર છે ' –
પણ, વીજળી બસ ઝળહળી !
વીતી જતી ૦

મળી ત્યાં મગર નઝરે નઝર !
' દિલ્જાન ! હુસ્ન ! સબુર કર ! '
કહી દોડૂં, ભેટૂં, ચૂમૂં અગર –
દિલ્બર બને બ્હેબાકળી !
વીતી જતી ૦

ચાંદાસૂરજ ! અહીં આવજો !
બ્રહ્માંડને ફરમાવજો –
નવી મહફિલે શામિલ થજો –
ભરજો શરાબી મંડળી !
વીતી જતી ૦

વહીં દીધી , અય મીઠડી !
જો ! જો ! હવાની હર ઝડી –
ત્હારી ગઝલ લલકારતી –
હસતી , અહા ! દિલની કળી !
વીતી જતી ૦

સાગર – સનમની ગુફ્તેગો : –
' હો મસ્ત દિલ ' ! ' બુઝુરગ થયો ' :
' બ્હેરો બન્યો ? ' ' તે ત્હેં કર્યો ' –
હસી અટકચાળી સાંભળી !
વીતી જતી ૦

## હાં ! જી ! હાં !



– હાં ! જી ! હાં ! બસ ! લેલભર મહેમાન છે સારી જહાં :
કરી લે શિતાબી ! જામ ભર ! ભર તર બ તર ! બસ ! હાં ! જી ! હાં !
હાં ! જી ! હાં ! ૦

તુજ હુજૂ , માશૂક ! ખોલજે :
ના ઠેરવાનું બોલજે :
અણમોલ દીધો કોલ જે –
આજે જ પાળો ! હાં ! જી ! હાં !
હાં ! જી ! હાં ! ૦

બસ ! ઘર ઘરાણે મૂકવૂં !
વાડી – વઝીફો વેચવૂં !
આવી પડે તે વેઠવૂં –
પણ – ભેટવૂં દિલ ! હાં ! જી ! હાં !
હાં ! જી ! હાં ! ૦

લાઝિમ અગર બસ નાચવૂં:
ભરપૂર પાવૂં – પીવાડવૂં:
ત્હારે ઝનાને મ્હાલવૂં –
લૂટવૂં જ જોબન ! હાં ! જી ! હાં !
હાં ! જી ! હાં ! ૦

બુલ્બુલ ! શુરૂ કર કલ બ કલ !
લલકાર સાગરની ગઝલ !
મલકે, અહા ! શરમિન્દ દિલ ! –
કુલ ગાય મહફિલ: હાં ! જી ! હાં !
હાં ! જી ! હાં ! ૦



# ત્હમારો ચિતારો



દિલ્જાનનૂં ફરમાન તો, બસ લાખ બેત લખીશ હૂં:
હર બેતમાં બારીક છબિ બસ એ જ આલેખીશ હૂં.

અય બુલ્બુલો ! અહીં આવજો !
ગાયન ઘડી થોભાવજો !
લ્યો આ નવીન ગજાવજો ! –
હાં ! લાખ ગીત લવીશ હૂં.

ધંધો ચિતારાનો નથી !
પણ આપની ખૂબસૂરતી –
અય બાનુ ! દિલ લૂટી જતી ! –
રહી ત્યાં છબિ ચિતરીશ હૂં.

જીવાત લાખ દવાતમાં !
રૂશનાહીમાં કીડા પડ્યા !
પણ તર ભર્યૂં મયખાનૂં આ ! –
પીંછી શરાબી લઇશ હૂં.

આ કોચ પર ધરશો કદમ :
ઓ નાઝનીં ! છોડો શરમ :
તસવીર લે ઈશ્કી કલમ –
અચ્છી તરહ ખેંચીશ હૂં.

ના ના નઝર ઊપાડશો :
પાલવ જરીક ખસેડશો :
બસ ! અન્તરંગ ઉઘાડશો –
હસશો નહીં – ન અડીશ હૂં.

દઉં રંગ ઝમીં – આસ્માનને :
ખુશખુશ કરૂં દિલ્જાનને :
ફ્હૉદ – મજનૂં કોણ છે ? –
બેખુદ બની રંગીશ હૂં.

પરીઝાદી ! આપ નવાઝશો ?
ઝભ્ભો નવો શીવડાવશો ?
કાયમ ઝનાને રાખશો ? –
વ્હાશો તમે તે થઇશ હૂં.

બોલો અગર ના બોલશો –
પણ આંખ જ્યાં જ્યાં ખોલશો –
ત્યાં ત્યાં જ સાગર દેખશો –
હાઝર ચિતારો હઇશ હૂં.



# તજતાં તજતાં



ટપોટપ ક્યાંથી, દિલ્બર! અહીં મોતી પડે છે?
અગર કાં તું જ, સાગર! ફરી પાછો રડે છે?
ટપોટપ૦

સનમને શોધનારૂં –
હકીકત બોધનારૂં –
અનલ્હકમાં જનારૂં –
ફરી રોતાં રડે છે!
ટપોટપ૦

સનમ! શું નીતરે આ?
ન માલૂમ! શું ખરે આ –
જહાં આખી જ માયા –
અને, આંસુ પડે છે.
ટપોટપ૦

ઉછાળે છે શું અદ્ધર?
નથી આ ગેંદ, દિલ્બર!
ન યા રંગીન રબ્બર –
જિગર મ્હારૂં રડે છે!
ટપોટપ૦

તજૂં શું? શું ભજૂં આ?
ન જાણું! શું થતૂં આ?
દિલે શું લાગતૂં આ –
હૃદય રોઈ પડે છે!
ટપોટપ૦



# જતાં જતાં



અને, બસ ? જાય **સાગર** ? ન ડંખે કૈં જુદાઈ ?
ન કાં ? આ આંખ આગળ – ખડો ગમગીન **ભાઈ** !
અને૦

પ્રીતિથી છાતી છાઈ –
અગર ઊંડી ઘવાઈ –
ભલા ઓ **ભાઈ** ! **ભાઈ** –
જિગરની એ સગાઈ.
અને૦

મગર, **પરવરદિગારી** –
**સનમની** રક્ષનારી –
દિલાસો બખ્શનારી –
શું આંહી કે શું ત્યાંહી.
અને૦

અને, **ફરઝન્દ** માટે –
જિગર ફાટે ન ફાટે –
છતાં છોડૂં ઉચાટે –
**સનમની** દિલદુહાઈ.
અને૦

બધાં પર પાંખ **ત્હારી** –
**સનમ** ! ત્હેં તો પસારી –
દિલે બસ એ વિચારી –
બન્યો **માશૂકશાહી** !
અને૦



# થાઉં ખૂબસૂરત !



અને, આ આવતાં સૂરત, ઉછાળો મારતી ઉલ્ફત !
તુરત ખડી થાય એ મૂરત, અજબ શી ! ગેબ ખબસૂરત !
અને૦

મગઝદિલ આ વ્હલોવાયાં !
કદમ તુજ રાતભર ધોયાં !
હજી તાઝાં – ન લ્હોવાયાં ! –
થયાં રંગીન ખૂબસૂરત !
અને૦

નઝર લાગી શું ઝુલ્ફાં પર –
દીવાનાં ચશ્મની ? દિલ્બર !
દીપે ગૌરાંગી ગર્દન પર –
શું કાળા બાલ ખૂબસૂરત !
અને૦

અગર ઓ હાથણી ભોળી !
ભૂલી તૂં કયાં કળશ ઢોળી !
જડી પીરમર્દની ઝોળી !
ઢળી પડી જાદૂઈ સૂરત !
અને૦

સનમ ! આમીન ! ખતમ કરી લે –
હવે તુજ મસ્ત સાગરને –
સરાસર યા સમાવી લે –
હૂં યે બસ થાઉં ખૂબસૂરત !
અને૦



# દો વર્દી, હાં !



દો વર્દી, હાં ! જલ્દી ભરે એકાદ પ્યાલી બસ અસલ !
આજે જ, હાં ! કાલે રખે રોકે જિગર અરબી કતલ !
દો વર્દી, હાં ! ૦

દિન એક એવો આવશે –
વ્હાલાં બધાં ય તજી જશે !
હા ! ખાક પર બિસ્તર થશે ! –
ભર તર બ તર દિલ તે અવ્વલ !
દો વર્દી, હાં ! ૦

ધન, માલ, મિલ્કત, આબરૂ !
સહુ લાખ જોજન હો પરૂં !
છો હું ગરીબીમાં ફરૂં ! –
બસ ! દૂર હો જૂઠી દખલ !
દો વર્દી, હાં ! ૦

બાબાજી ! બુલ્બુલ કળકળે !
કરશો નિગાહ ? દીકરી જળે !
બસ એમ ? જાવ – બલા ટળે –
ગીરો મૂકો અડધી ગઝલ !
દો વર્દી, હાં ! ૦

સાગર ! તું ઇઝ્ઝતદાર છે :
જન્મેલ જાગીરદાર છે :
બસ ! ચુપ ! જિગર લતખ્વાર છે ! –
કર્યૂં ખુદ બ ખુદ કિસ્મત બદલ !
દો વર્દી, હાં ! ૦



# હા ! હા ! કર્યો ભરપૂર નશો !



હા ! હા ! કર્યો ભરપૂર નશો ! પૂછો ! બધું ય કહીશ હું :
પણ , હાં ! મ્હને ન જગાડશો : ના ! ના ! નહીં જ ઉઠીશ હું !
હા ! હા ! કર્યો ૦

આ કોણ રડ્યું ? નથી હું રડ્યો !
ઉંડી પીપમાં હું કૂદી પડ્યો !
થાકે ચ્હડ્યો કે ના ચ્હડ્યો –
આરામ તો ય લઈશ હું.
હા ! હા ! કર્યો ૦

મોંઘો શરાબ ભલે થતો !
છીપનો ફરી છો આવતો !
છેલ્લે ભલે ઝભ્ભો જતો ! –
હા ! આંસુ પી જીવીશ હું.
હા ! હા ! કર્યો ૦

હાં ! કોઇ કોહી ધરાખમાં ,
કાતિલ અગર તુજ આંખમાં ,
પરીઝાદી ! યા તુજ પાંખમાં –
ચુપચુપ લપાઈ જઈશ હું.
હા ! હા ! કર્યો ૦

હું ગાઉં , બુલ્બુલ ! નાચજે !
લે – જાઉં છૂં – તૂં આવજે :
સાગર પીઉં હું – તૂં યે પીજે –
મયખાનૂં ઉઘડાવીશ હું.
હા ! હા ! કર્યો ૦



# તુરત જવાબ



હાં – એમ છે ! તો ભર કદમ ! છે દમ બ દમ કૂચ પર અજલ :
ઉડી આવ, બેશક, એકદમ ! કર રાહમાં જલ્દી મઝલ.
હાં – એમ છે ! ૦

તૈયાર થા કરવા સફર !
ચશ્માં લઇ લે આ અગર !
જો ચોતરફ ફેરવ નઝર –
હર ચીઝ જો બસ ચલબિચલ !
હાં – એમ છે ! ૦

છે ખુલ્લું મયખાનું અહીં :
જો ! કોણ કોણ પીએ તહીં ?
શી મસ્ત હાલત – જો – થઈ !
રહી જા તું યે તજી ધડમથલ !
હાં – એમ છે ! ૦

જૂના શરાબી પીપમાં –
ગુપચુપ લપાઇ છુપાઇ જા !
જોજે રખે જુવે જહાં –
હાં ! એ જ પરહેઝી અસલ.
હાં – એમ છે ! ૦

છે ચાવી સાગરને જડી :
તકદીર ઘડી લે અબઘડી :
હસવૂં જનાઝા પર ચ્હડી –
હાં ! મોત આવે તે અવ્વલ.
હાં – એમ છે ! ૦



# બચ્ચાની ગઝલ



મમ્મં **પ્રભુજી** આપશે – હાં ! કોણ મમ્મં આપશે ?
**ૐ પ્રભુજી** મમ્મં આપશે ! મમ્મં **પ્રભુજી** આપશે .
મમ્મં **પ્રભુજી** ૦

તૂં બોલ ! કોણે શિખવ્યૂં –
મધ માખીને જ બનાવવૂં ?
જે **પ્રભુજી**એ એ શિખવ્યૂં, તે **પ્રભુજી** મમ્મં આપશે .
મમ્મં **પ્રભુજી** ૦

ચાંદાસૂરજ , પશુપંખીને –
કોણે કર્યાં સહુ જીવને ?
જેણે બનાવ્યો છે ત્હને , તે **પ્રભુજી** મમ્મં આપશે .
મમ્મં **પ્રભુજી** ૦

આંખો મીચી તૂં માગજે :
મમ્મં **પ્રભુજી** આપશે :
**ૐ પ્રભુજી** મમ્મં આપશે : મમ્મં **પ્રભુજી** આપશે .
મમ્મં **પ્રભુજી** ૦

હાં ! કોણ હૈયામાં રહે ?
શૂં વ્હાલૂં **સાગર**ને ? ત્હને ?
**ૐ પ્રભુજી ૐ** ગા ! નાચજે ! મમ્મં **પ્રભુજી** આપશે .
મમ્મં **પ્રભુજી** ૦



# ચિન્તન



ચિન્તન અજબ હમારો :
અબ તો, ચિન્તન અજબ હમારો !

ધ્યાતા હૂં જિસકો વો પ્રકૃતિ મેરી,
મૈં હિ હૂં પોષણહારો !
અબ તો, ચિન્તન અજબ હમારો !
ચિન્તન૦

ખુદકી છબિકો છબિલી બનાકે —
ખુદ હિ પૂજત મતવારો !
અબ તો, ચિન્તન અજબ હમારો !
ચિન્તન૦

રૂપ અરૂપકો કીનો નિરૂપિત —
નામ, રૂપ, રંગ પ્યારો !
અબ તો, ચિન્તન અજબ હમારો !
ચિન્તન

અજબ અબાચ્ય બુઝત બ્રહ્મસાગર —
સારો હમારો ઠઠારો !
અબ તો, ચિન્તન અજબ હમારો !
ચિન્તન૦

પરાતીત ત્રિગુણાતીત દિલબર !
સાગર ઔર દૂલ્હારો !
અબ તો, ચિન્તન અજબ હમારો !
ચિન્તન૦



# મનન



કૈસો **ભેદ** બતાયો !
**સ્વયંભૂ** કૈસો **ભેદ** બતાયો !

રડત રડત **મોહે** **આપ** અચાનક —
ખૂબ હિ ખૂબ હસાયો !
**સ્વયંભૂ** કૈસો **ભેદ** બતાયો !
કૈસો૦

બાદી નહીં, પ્રતિબાદી નહીં જહાં —
મોહે તહાં ઠહરાયો !
**સ્વયંભૂ** કૈસો **ભેદ** બતાયો !
કૈસો૦

નાહીં દૂજા મોસે કોઉ તથાપિ —
મિથ્યાકો જગત મનાયો !
**સ્વયંભૂ** કૈસો **ભેદ** બતાયો !
કૈસો૦

**આપ** નિરંજન કહત પુરંજન —
જબસેં મૈં ઇચ્છામેં આયો !
**સ્વયંભૂ** કૈસો **ભેદ** બતાયો !
કૈસો૦

અસ્થિર જિયરા પુકાર કરત ત્યૂં —
**સાગર** લહર કહાયો !
**સ્વયંભૂ** કૈસો **ભેદ** બતાયો !
કૈસો૦



# ધ્યાન



**યે હિ હૈ ખેલ તુમ્હારા :**
**આતમજી! યે હિ હૈ ખેલ તુમ્હારા!**

નાહીં હુવા કછુ! હોત નહીં કછુ!
ના કછુ હોવણહારા!
આતમજી! યે હિ હૈ ખેલ તુમ્હારા!
યે હિ૦

પ્રીતનિમિત્તસેં ચિત્ત લગાકે -
આપ હિ આપ પુકારા!
આતમજી! યે હિ હૈ ખેલ તુમ્હારા!
યે હિ૦

કૌન હૈ આશક? કૌન હૈ માશૂક?
સારા હિ બ્રહ્મપસારા!
આતમજી! યે હિ હૈ ખેલ તુમ્હારા!
યે હિ૦

એક હિ એક હકીકતમેં તબ -
કૈસે રહેં હમ ન્યારા?
આતમજી! યે હિ હૈ ખેલ તુમ્હારા!
યે હિ૦

અમીત અબાચ્ય બુઝત બ્રહ્મસાગર -
અસલ સ્વરૂપ હમારા!
આતમજી! યે હિ હૈ ખેલ તુમ્હારા!
યે હિ૦



# તૂં હિ તૂં હિ આતમરામ!



તૂં હિ તૂં હિ **આ**તમરામ !
મનુવા ! તૂં હિ તૂં હિ **આ**તમરામ !

સ્થૂલ સૂક્ષ્મ નહીં કારન ધારન !
નહીં ઇન્દ્રિય નહીં ચામ !
મનુવા ! તૂં હિ તૂં હિ **આ**તમારામ !
તૂં હિ તૂં હિ૦

ના કછુ ઔર કીયો હૈ કિસીને !
**આ**પઉછાંહિ તમામ !
મનુવા ! તૂં હિ તૂં હિ **આ**તમરામ !
તૂં હિ તૂં હિ૦

વ્યાપ **આ**પકો સબ સંસારા !
દરસત દ્વૈત સકામ !
મનુવા ! તૂં હિ તૂં હિ **આ**તમરામ !
તૂં હિ તૂં હિ૦

જીવ, ઈશ્વર, અવતાર સબ હિ તૂં !
પૂરન **નામ** અનામ !
મનુવા ! તૂં હિ તૂં હિ **આ**તમરામ !
તૂં હિ તૂં હિ૦

અનિર્બાચ્ય **અ**નુભવસાગર તૂં !
**નેતિ નેતિ તુજ નામ** !
મનુવા ! તૂં હિ તૂં હિ **આ**તમરામ !
તૂં હિ તૂં હિ૦



# અભ્યાસ



અપનાઇ આપમેં ખોના :
હો જિયરા ! અપનાઈ આપમેં ખોના .

આપ હિ અખિયાંમેં જ્યોતિ પ્રકટ ભયી !
કૈસે રહે તબ સોના ?
હો જિયરા ! અપનાઇ આપમેં ખોના .
અપનાઇ ૦

સુપનેમેં ફાંસી લગાઇ દૂઈકી !
જાગત રહત કયૌં રોના ?
હો જિયરા ! અપનાઇ આપમેં ખોના .
અપનાઇ ૦

સચ્ચો નહીં જગ ! નાહીં હૈ મિથ્યા !
વ્યાપત આપ હિ જોના .
હો જિયરા ! અપનાઇ આપમેં ખોના .
અપનાઇ ૦

ભીતર બાહિર બ્રહ્મસમન્દર !
રસબસ જ્યૂં હિ ત્યૂં હોના .
હો જિયરા ! અપનાઇ આપમેં ખોના .
અપનાઇ ૦

જય સચ્ચિદાનન્દ ! તૂં હિ તૂં હિ ! સાગર !
મૃગજલકો કયૌં બિલોના ?
હો જિયરા ! અપનાઇ આપમેં ખોના.
અપનાઇ ૦

# નિદિધ્યાસન



દેહઅધ્યાસ છુડાના :
પિયારેં ! દેહઅધ્યાસ છુડાના .

યે હિ સબ એકકી અદ્‌ભુત લીલા –
તાહિમેં હોના વિલીના .
પિયારેં ! દેહઅધ્યાસ છુડાના .
દેહઅધ્યાસ૦

જાવન આવન ના કછુ કારન –
મનુવાકો મનન કરાના .
પિયારેં ! દેહઅધ્યાસ છુડાના .
દેહઅધ્યાસ૦

જપતપતીરથ કૌન અરથકે ?
તનકી ત્રિબેણીમેં ન્હાના !
પિયારેં ! દેહઅધ્યાસ છુડાના .
દેહઅધ્યાસ૦

જયહરિહર ! તૂં હિ આતમરામા !
ઓહંગ સોહંગ ગાના .
પિયારેં ! દેહઅધ્યાસ છુડાના .
દેહઅધ્યાસ૦

બ્રહ્મસનમ ! તોરે શૂન્યનગરમેં –
સાગર અલખ જગાના !
પિયારેં ! દેહઅધ્યાસ છુડાના .
દેહઅધ્યાસ૦



# સનમના ઘરનું પ્રભાત



પિંડ બ્રહ્માંડ આ એકનો મૂલમાં –
સ્થૂલમાં રૂપ જુજવું જણાતું,
જેમ નર, નાર, પશુ, પંખી, તરુવર સહુ –
ચિત્રપટ એક ભીતર વણાતું. પિંડ૦

જ્યાં સુધી વાસનાબીજ બળતું નથી –
ત્યાં સુધી જીવપણું ના તજાતું;
જેમ છે તેમ નિજ રૂપ અવલોકવા –
નેત્ર નવ સ્થૂલની પાર જાતું. પિંડ૦

સતત અભ્યાસ વણ, પ્રેમવૈરાગ્ય વણ –
જ્ઞાનચૈતન્યઅમી ના પીવાતું;
બ્રહ્મ અણુલિંગીનું પૂર્ણ પ્રાકટ્ય નહીં –
લિંગના ભંગ વિણ અનુભવાતું. પિંડ૦

એક કેન્દ્રાભિમુખ થાય રવિરશ્મિ ત્યાં –
જ્ઞાનના અનલનું બલ ગુણાતું;
એ જ બ્રહ્માગ્નિથી દેહને બાળતાં,
સહજ બ્રહ્માંડનું પાન થાતું. પિંડ૦

તન ગુરુચરણમાં, મન ગુરુવચનમાં,
જીવ ગુરુશરણમાં અર્પી રહેવું;
ત્રિગુણપર તારિણી સનમ સાગર તણી,
ગુરુમુખે જાણી ઘર પ્રીછી લેવું. પિંડ૦



# રાજકુમાર



રાજકુમાર રસિલો !
સૈયાં ! મૈં તો રાજકુમાર રસિલો !

નગરી હમારી ફનાકી અજાયબ !
ગેબ હમારો બસીલો !
સૈયાં ! મૈં તો રાજકુમાર રસિલો !
રાજકુમાર૦

મૌજ કરત બસ સહજ સંજોગી –
ઔર બિરાગી બટીલો !
સૈયાં ! મૈં તો રાજકુમાર રસિલો !
રાજકુમાર૦

ફિકર જિકરકે ફિતૂર ફના કર –
મસ્ત રહત મૈં છબિલો !
સૈયાં ! મૈં તો રાજકુમાર રસિલો !
રાજકુમાર૦

રંગ, ઢંગ, રૂપ ન્યારેં હમારેં !
સબ સંગનમેં અકીલો !
સૈયાં ! મૈં તો રાજકુમાર રસિલો !
રાજકુમાર૦

નામ કહનકો ઉપાધિકો ધારન –
સાગરરાજ રંગીલો !
સૈયાં ! મૈં તો રાજકુમાર રસિલો !
રાજકુમાર૦



# ખુમારી



ઔર ખુમારી ચ્હડાઈ!
ગુરુજી મોહે ઔર ખુમારી ચ્હડાઈ!

ભેજી નઝરિયાંકો ગગનકી ભીતર—
દરસત નાહીં દૂજાઈ!
ગુરુજી મોહે ઔર ખુમારી ચ્હડાઈ!
ઔર૦

ભોર ભયો જબ સબ હિ ઠૌર પર—
તબ હકીકત દિલ પાઈ!
ગુરુજી મોહે ઔર ખુમારી ચ્હડાઈ!
ઔર૦

સબ હિ હમારેં સનેહી સંબન્ધી!
સબકી સમાન સગાઈ!
ગુરુજી મોહે ઔર ખુમારી ચ્હડાઈ!
ઔર૦

તૂં હિ બ્રહ્મસનમા! હો બલમાકે બલમા!
લગની ન જાઈ લિખાઈ!
ગુરુજી મોહે ઔર ખુમારી ચ્હડાઈ!
ઔર૦

સાગરરાજ સુનત સુર બોલત:
આપ હિ આતમરાઈ!
ગુરુજી મોહે ઔર ખુમારી ચ્હડાઈ!
ઔર૦



# લડવૂં તો



લડવૂં તો મન સામે લડવૂં:
હો દેશી! લડવૂં તો મન સામે લડવૂં.

ભક્તિવૈરાગ્યનૂં પ્હેરવૂં બખ્તર, જ્ઞાનને ઘોડે ચ્હડવૂં. હો દેશી! ૦
પ્રેમબ્રહ્માસ્ત્ર સજીને બરાબર, હૂં – તૂંને મારીને મરવૂં. હો દેશી! ૦
શૂન્યમાં શબ્દ ગુરુજીનો ગાજે, અનન્તમાં આગળ વધવૂં. હો દેશી! ૦
આ રે શરીર ધરીને, ઓ જીવડા! બીજૂં કશૂં નથી કરવૂં. હો દેશી! ૦
સાગરરાજ ચ્હડયા અસવારી! ચાલો! નથી જ ઉગરવૂં. હો દેશી! ૦



# દમવૂં તો



દમવૂં તો મનવાને દમવૂં:
વ્હાલીડા! દમવૂં તો મનવાને દમવૂં.

આત્મઅનાત્મવિવેક કરીને, દેહનૂં સુખદુઃખ ખમવૂં. વ્હાલીડા! ૦
રૂપગુણનામની ભ્રાન્તિએ ત્હારે, મનવા! હવે નથી ભમવૂં. વ્હાલીડા! ૦
હૂંમાંથી ક્હાડવૂં બાહિર હૂંને, સમજીને ભીતર શમવૂં. વ્હાલીડા! ૦
ચર્મ નહીં તૂં સનાતન સોऽहं, સહજ સ્વભાવથી રમવૂં. વ્હાલીડા! ૦
ચેતન સાગરરાજ સ્વયં છો, નહીં નહીં મનવાને નમવૂં. વ્હાલીડા! ૦



# અખાડો



શૂરાનો આ તો **અ**ખાડો !
એ હરિજન ! શૂરાનો **બ્રહ્મ**અખાડો !

**ઘરમાં છે આ**તમાસિંહનો વાડો , કાયર કુત્તાને ફૂહાડો . એ હરિજન ! ૦
શ્વાન સમાન મહીં મન કામી, હરિ! હરિ! એને હઠાડો . એ હરિજન ! ૦
તર્કવિતર્કના ટૂકડા ચખાડી , ઘડી ઘડી ના ના પૈધાડો . એ હરિજન ! ૦
ગૂંગળાવી પ્રાણ ત્રિવેણીમાં આઘે, ઊંડેરા જળમાં ડુબાડો. એ હરિજન ! ૦
**અ**નુભવસાગર **રા**જવિદ્યાનો પુરુષારથથી ઉઘાડો . એ હરિજન ! ૦

---

# શ્રવણ



**સા**ચી તો **પ્ર**ભુની સગાઈ :
સુણીએ જી ! **સા**ચી તો **પ્ર**ભુની સગાઈ.

જીવડાને શમણાનાં માતપિતાસ્ત્રી ! શમણાનાં ભાઈ ભોજાઈ .
સુણીએ જી ! ૦

બ્હાનાં બધાં મનવાને રીઝવવા ! માયિક મનની ઠગાઈ .
સુણીએ જી ! ૦

પ્રારબ્ધયોગે મળ્યાં સહુ પંખી ! દુઃખી કરે મૂરખાઈ .
સુણીએ જી ! ૦

ક્યાં સુધી ટકવાની કાયાની માયા ? માટી ન કોઇથી રખાઈ .
સુણીએ જી ! ૦

**સા**ગરરાજ ઘૂઘવતો છે ઘટમાં ! જોઈ લ્યો જ્યોતિ જગાઈ.
સુણીએ જી ! ૦

---

# એ ગફ્ફમત



ગમ્મત કરને, **સાગરિયા !**
અલ્યા ! ઘડી ગમ્મત કરને, **સાગરિયા !**

રોવાનું આવ્યું તો રોતા હતા, ભાઈ ! ભરીઆ ઉન્હા ઉન્હા દરિયા :
**હિ**મગિરિચરણે દેહીરામશર્મા ધીમે ધીમે હવે ઠરીઆ !
અલ્યા ! ઘડી ગમ્મત કરને, **સાગરિયા !**
ગમ્મત૦

'**સિ**વ્હિલિઝેશન્' નકલી ફેના કરી જંગલીમાં જઇ ભળીઆ !
'શું – શાં' નીભાષાને પાણીચૂં આપી 'કૈસો' ને 'ઐસો' ઉચ્ચરીઆ !
અલ્યા ! ઘડી ગમ્મત કરને, **સાગરિયા !**
ગમ્મત૦

જામો અને સરબન્દને જકડી જેલમાં કેદી જ કરીઆં !
ભગવો રુમાલ, રુદ્રાક્ષની માળા હિમાળામાં સહજ જ મળીઆં !
અલ્યા ! ઘડી ગમ્મત કરને, **સાગરિયા !**
ગમ્મત૦

ઘરને આંગણુલે શું બર્ફ જ શીતલ **જા**ન્હવીનાં જળ ભરીઆં !
'**નીલ**ગિરિ' યા '**બ્રુ**કબૉન્ડ' વિસરીએ ! ઉકાળીએ આદૂ ને મરીઆં !
અલ્યા ! ઘડી ગમ્મત કરને, **સાગરિયા !**
ગમ્મત૦

ચરણુદાસ દૂત માપી મઝલ મુજ ! ન્હાનીએ મઠીઆં કુલૈયાં !
**સા**ગરરાજ હિ દેખત ખેલકો ! ઉરશશી ખૂબ ખીલૈયાં !
અલ્યા ! ઘડી ગમ્મત કરને, **સાગરિયા !**
ગમ્મત૦



# ભોજન



ખાવી તો હરદમ ગમ :
હો સાધો ! ખાવી તો હરદમ ગમ !
જ્ઞાનસુધા પીવૂં આત્મવિચારે, સાધન સજ શમ, દમ.
હો સાધો ! ૦
અન્તર્દૃષ્ટિથી લય કર જગનો, મનભ્રમ કરી લે ભસમ.
હો સાધો ! ૦
જીવન્મુક્ત જગત હકીકતમાં, વિલસત કેવળ બ્રહ્મ.
હો સાધો ! ૦
લક્ષ્ય પરમ સ્મર બ્રહ્મૈવાહં, ગુરુગમ રટ હરદમ.
હો સાધો ! ૦
ચર્મ, કર્મ, મન, ઇન્દ્રિથી પર તૂં, સાગરરાજ ! સોઽહમ ॥
હો સાધો ! ૦

# ધૂન



ધૂન પ્રણવની જગાવો :
જગાવો જી ! ૐ ॥ ધૂન પ્રણવની જગાવો !
પ્રણવપ્રભુ નથી ભિન્ન પ્રણયથી, એ અનુભવથી બતાવો ! જગાવો ૦
ખોળે ચ્હડીને હિમાચલને, અહા ! મણિકૂટગિરિને ગજાવો ! જગાવો ૦
હાથી ને વાઘરૂપી હરિહરશૂં, સોહંગસૂર મીલાવો ! જગાવો ૦
જલચર, થલચર, ખેચર સબમેં, આપ હિ આપ ફેલાવો ! જગાવો ૦
ચહુંદિશ બહુરૂપી સાગરરાજ હિ ! યે હિ અનુભવ ગાવો ! જગાવો ૦

# જ્ઞાનનિસરણી



ચ્હડીએ, જી! જ્ઞાનનિસરણી:
ચલો! મેરી જાન! ચ્હડીએ, જી! જ્ઞાનનિસરણી.

પહેલે પગથીએ વહત જગભેદી –
સતત શુભેચ્છાની ઝરણી.
ચલો! મેરી જાન! ચ્હડીએ, જી! જ્ઞાનનિસરણી.
ચ્હડીએ, જી! ૦

વૃત્તિ વિરક્તિણી દ્વેષી વિષયથી –
'તૂં હિ તૂં હિ' નામસુમરણી.
ચલો! મેરી જાન! ચ્હડીએ, જી! જ્ઞાનનિસરણી.
ચ્હડીએ, જી! ૦

શૂં કરશો સુત, વિત્ત, મિત, તરુણી?
કરણી સો પાર ઉતરણી!
ચલો! મેરી જાન! ચ્હડીએ, જી! જ્ઞાનનિસરણી.
ચ્હડીએ, જી! ૦

સત્સંગતિરતિ, હરિગુરુપ્રીતિ,
બ્રહ્મપ્રિયા લેવી પરણી.
ચલો! મેરી જાન! ચ્હડીએ, જી! જ્ઞાનનિસરણી.
ચ્હડીએ, જી! ૦

હરઅત સાગરરાજ સુહાગી!
હર લહરી સુખભરણી!
ચલો! મેરી જાન! ચ્હડીએ, જી! જ્ઞાનનિસરણી.
ચ્હડીએ, જી! ૦



# વિચારણા



જાગ્યા – ગુરુએ જગાડયા :
મુમુક્ષુ હો ! જાગ્યા – ગુરુએ જગાડયા !

બીજે પગથીએ **વિચારણા** જાગી :
કોણ હું ? કોણ જગત આ ?
મુમુક્ષુ હો ! જાગ્યા – ગુરુએ જગાડયા !
જાગ્યા – ૦

આરત ભરપૂર ઉરની એકાન્તે ?
**ગુરુજીના શબ્દ** વિચાર્યા .
મુમુક્ષુ હો ! જાગ્યા – ગુરુએ જગાડયા !
જાગ્યા – ૦

મૂળ તપાસ્યૂં તો **તત્ત્વ** જ પામ્યા :
**મન**ની માનીતી તે **માયા** !
મુમુક્ષુ હો ! જાગ્યા – ગુરુએ જગાડયા !
જાગ્યા – ૦

સ્ત્રીલિંગી કાયા આલિંગી પૃથક મન –
એક પ્રિયા ! દૂજી તનયા !
મુમુક્ષુ હો ! જાગ્યા – ગુરુએ જગાડયા !
જાગ્યા – ૦

**સા**ગરરાજ નિજાત્મનિમજ્જન –
રંગ **સો**રંગી જમાયા !
મુમુક્ષુ હો ! જાગ્યા – ગુરુએ જગાડયા !
જાગ્યા – ૦



# તનુમાનસા



**ઝીણું** ઝીણું મન કરવું :
**અલખના ઓ જોગી** ! ઝીણૂં ઝીણૂં મન કરવૂં.

ત્રીજૂં પગથીઊં, અજી! **તનુમાનસા** –
**અન્તર્દૃગથી** નિરખવૂં.
**અલખના ઓ જોગી** ! ઝીણૂં ઝીણૂં મન કરવૂં.
ઝીણૂં૦

મનને પકડવૂં, ને વાળવૂં પાછૂં:
**શુદ્ધ સ્વરૂપે** ઠરવવૂં.
**અલખના ઓ જોગી** ! ઝીણૂં ઝીણૂં મન કરવૂં.
ઝીણૂં૦

ઓળંગી ભાત ભ્રમાત્મક ઘાંટી,
પોત સળંગ ઓળખવૂં.
**અલખના ઓ જોગી** ! ઝીણૂં ઝીણૂં મન કરવૂં.
ઝીણૂં૦

માયાની ઉપર મૂકવૂં મીંડૂં!
**લક્ષ્યમાં અક્ષર** લખવૂં.
**અલખના ઓ** જોગી ! ઝીણૂં ઝીણૂં મન કરવૂં.
ઝીણૂં૦

રસબસ **સાગરરાજ** વિલસતો!
આઠે **પહોર** હરખવૂં.
**અલખના ઓ જોગી** ! ઝીણૂં ઝીણૂં મન કરવૂં.
ઝીણૂં૦



# સત્ત્વાપત્તિ



નેનાં હો સોહાગિયાં રે! આહા! અજવાળાં ઝાકઝમાળ!
સત્ત્વાપત્તિરૂપ ચોથે પગથીએ, આળસ્યાં આળપંપાળ! નેનાં!૦

પ્રકટ ભયો સૂરદેવ સનાતન, અનુભવ ઉદય વિશાળ:
વિલક્ષત જગત જ આતમજીમાં, સિન્ધુમાં જેમ જુવાળ. નેનાં!૦

સોહંતેજ બધે ય સમાણૂ! તત્ત્વ જ તત્ત્વ ત્રિકાળ!
મિથ્યાની સૃષ્ટિ ઓગાળતાં, રે! રેલે સાગરરાજ રસાળ! નેનાં!૦



# અસંસક્તિ



હૂં આત્મા છૂં: હૂં આત્મા છૂં: હૂં કેવળ શુદ્ધ આત્મા છૂં:
નિરાકારે બધાંમાં છૂં! હૂં આત્મા છૂં: હૂં આત્મા છૂં. હૂં૦

નથી હૂં શરીર કે ઇન્દ્રિ, નથી મન કે મનોવૃત્તિ,
નથી અહંકાર કે બુદ્ધિ! હૂં આત્મા છૂં: હૂં આત્મા છૂં. હૂં૦

નથી ભૂપ યા ન ભિખારી, નથી ઘર કે ન ઘરબારી,
નથી નર કે નથી નારી! હૂં આત્મા છૂં: હૂં આત્મા છૂં. હૂં૦

નથી ધન, માલ કે મિલ્કત, નથી હૂં આબરૂ - ઇઝ્ઝત,
અહા! આનન્દ-ચેતન-સત્! હૂં આત્મા છૂં: હૂં આત્મા છૂં. હૂં૦

નથી સાગર, નથી હૂં નદી! અસંસક્તિ નિજાનન્દી!
સદાશિવઘન-સદાશક્તિ! હૂં આત્મા છૂં: હૂં આત્મા છૂં. હૂં૦



# ગુડ્મૉર્નિંગ્!



અહોહો નાદ ગેબી ધન! બજે ડંકા – કડીંગ્! ધીંગ્! ધીંગ્!
મચાવી બુલ્બુલે શી ધૂન:! અહો આફ્રીન! ગુડ્મૉર્નિંગ્!
અહોહો! નાદ ગેબી ધન! ૦

દુલ્હારી! ધન્ય હો યારી!
સુવાડ્યો છાતી પર ત્હારી!
ચૂમૂં બસ દમ બ દમ પ્યારી! રમૂં ને ગાઉં – ગુડ્મૉર્નિંગ્!
અહોહો! નાદ ગેબી ધન! ૦

ભરી સુરાહી મલકાતી –
પ્રિયાની છાતી ફુલાતી –
અહો! મકલાતી શી ગાતી – અભેદાનન્દી ગુડ્મૉર્નિંગ્!
અહોહો! નાદ ગેબી ધન! ૦

ચિદાત્માનાં સ્વરૂપો – ૐ॥
પવન, પાણી, ભૂમિ ને વ્યોમ!
કરે કોરસ સવિતા, સોમ! ઝીલે સૂરતાન – ગુડ્મૉર્નિંગ્!
અહોહો! નાદ ગેબી ધન! ૦

અહો! હો! હો! 'નથિંગ્ બટ્ વન્!'
નથી સાગર મગર આત્મન્!
સુમન સોરંગી નિર્વાસન સનાતન હૂં જ ગુડ્મૉર્નિંગ્!
અહોહો! નાદ ગેબી ધન! ૦



# એકડેએકો



હું તો કેવળ નિરક્ષર છું : અજાણ્યે કૈં થતો છેકો :
મ્હને હરદમ હું ઘૂંટાવું – ફકત આ **એકડેએકો** .
હું તો૦

નમો **ૐ**કાર **બ્રહ્મ** સ્વધામ !
નિરાકારે રમે મહીં **રામ** !
અહો ! તનકાશીમાં મુકામ – ભણો , હાં ! **એકડેએકો** .
હું તો૦

સદા મન શુદ્ધ હૃદયે સ્નાન –
ઉંડેરૂં **અન્તરાતમ** ધ્યાન –
'હું **જ્યોતિસ્વરૂપ** છું ' એ **જ્ઞાન** – ઘૂંટો , હાં ! **એકડેએકો** .
હું તો૦

નિરંજનતત્ત્વ સોહિ **રામ** –
ત્રિભુવનવ્યાપી **તારક રામ** –
અદ્વિતીય **ૐ॥ અનામી** નામ – લખો , હાં ! **એકડેએકો** .
હું તો૦

નહાવું તનત્રિવેણીમાં –
સમાવું **બ્રહ્મ સોહં**માં –
અનુભવ **આત્મસાગર**માં – હું **અક્ષય એકડેએકો** .
હું તો૦



# ॐ પ્રભુજી



હું તો બચ્ચૂં બધે રમતૂં – મ્હને, બાપુ ! ફિકર શી છે ?
હસૂં – નાચૂં – અહો ! કૂદૂં – બધે યે ॐ **પ્રભુજી** છે.

હૂં૦

પ્રભુ પોતે વિશુદ્ધાત્મા –
અહા ! સરખો રમે સૌમાં –
અહો ! છૂં એ જ હૈયામાં – હૂં નાચૂં ! ॐ **પ્રભુજી** છે.

હૂં૦

ભલા ભારે નથી ભણતર –
નથી, ઓહો ! કઠણ શાસ્તર –
મઝાનો ન્હાનકો મન્તર – **ચિદાત્મા** ॐ **પ્રભુજી** છે.

હૂં૦

બધી બે આંખની લીલા –
છતે છે **રામ** એકીલા –
ત્રીજી આંખે દીઠા ફેલ્યા – **તૂં હિ સત્** ! ॐ **પ્રભુજી** છે.

હૂં૦

ક્ષણુ ક્ષણુ ખુલ્લૂં છે **મન્દર** –
**પ્રભુનૂં** જ્યાં જુવો ત્યાં **ઘર** –
રહ્યો રેલાઇ **સુખસાગર** – અહોહો ! ॐ **પ્રભુજી** છે.

હૂં૦



# ચિદ્‌ઘન



હું ચિદ્‌ઘન – ચાલૂં ધમ ધમ ધમ – નહીં કોઈ શકે પકડી –
બધાં બ્રહ્માંડમાં હરદમ – મચાવૂં શી ધમાચકડી !
હૂં૦

શી ગેબી આંખડી મ્હારી –
ન ભેદાભેદ જોનારી !
નિરન્તર હર છબિ પ્યારી – અહાહા ! આંખમાં હસતી !
હૂં૦

બધો મ્હારો જ ફેલાવો –
નહીં જ્યાં જાવ કે આવો !
અનાદિ મન્ત્રને ગાવો – હૂં છૂં – છૂં : એ ખુમારી મ્હડી .
હૂં૦

બન્યૂં હર નેનમાં બિસ્તર –
બિછાવી ઈશ્કની ચાદર –
હૂં છૂં દિલ્દાર ને દિલ્બર – અમર હો રાજસેજલડી .
હૂં૦

અનામી નામ અન્તર્યામ –
રમૂં છૂં રાસ આઠે યામ –
બધે હું – હૂં જ સાગરરામ – ફરાવૂં શી અજબ કુદડી !
હૂં૦



# ચુપાચુપ



ઠરી છે આંખડી મ્હારી – પ્રિયાનાં પ્રેમી નેનન પર –
છબિ મ્હારી, અહો ! મ્હારી – દુલ્હારી ! ત્હારી અખિયન પર !
ઠરી છે૦

જુદો ના ના મ્હને જાણૂં :
બનૂં બસ મૌનનૂં ગાણૂં :
બિરાજૂં ને મઝા માણૂં – ગુલોની ગેબી ગદ્દિયન પર !
ઠરી છે૦

હલે ! તૂં તો અમરવેલી !
અધરરસ પાય બસ ઘેલી !
અહો ! આનન્દસુખકેલિ – છબિલી ! ત્હારી છતિયન પર !
ઠરી છે૦

રસિલી ! ગુલબદનવાળી !
પસીને ભીંજતી પ્યારી !
હૂં જાઊં હૂંપણૂં વારી – નવલ તુજ બાલજોબન પર !
ઠરી છે૦

અહાહા ! ખુશનુમા અર્વાહ !
સમાધિ શી ચુપાચુપ વાહ !
સવારી ત્હારી, સાગરશાહ ! મહાલે મસ્ત હથિયન પર !
ઠરી છે૦



# તોફાન



દિલ્દાર તોફાને ચ્હડી !
હોય જ શી ત્યાં બીજી વાતડી ?
છાતીથી દાબી છાતડી !
જકડી ભીડી બસ બાથડી !
દિલ્દાર ૦

ત્હારે ઝનાને શા જડ્યા –
હર તર્ફ જાદૂઇ આયના !
તૂં વણ બીજૂં જોવાય ના !
અય નાઝનીં ! ખૂબી શી ઘડી ?
દિલ્દાર ૦

અલી ! ઓ છકેલી ! કર્યો નગન !
નહીં નામ કહ્યૂં, ન કહ્યૂં વતન !
ગાયન કરે હસતાં નયન :–
'અણનામીનૂં ઘર આંખડી !
દિલ્દાર ૦

'લે બાંધૂં અમ્મર રાખડી'–
હાં – બોલતાં બાઝી પડી !
સહિયર શૂં સાગરશાહની –
નખશિખ સમાઇ – ગઈ ઉડી !
દિલ્દાર ૦



# દિલ્જાનને ઝનાને



દિલ્જાનને ઝનાને – મ્હને જગા મળી છે!
લગાવૂં છૂં હૂં ઝાડૂ – સદર રઝા મળી છે.
દિલ્જાનને૦

સફા બધૂં બનાવૂં:
હૂં વાંકમાં ન આવૂં:
સનમ! ત્હને રીઝાવૂં – તૂં તો બહુ ભલી છે.
દિલ્જાનને૦

અસલ લગાવૂં ઝાડૂ:
છુપાઇ જોઉં મુખડૂં:
અહા! બદન ઉઘાડૂં – શી જ્યોત ઝગાહળી છે!
દિલ્જાનને૦

લવૂં ગઝલ રસિલી!
ફિદા થતી છબિલી!
બનેલી પ્રેમઘેલી – મુરાદ બસ ફળી છે!
દિલ્જાનને૦

ન થા, હુમા! તૂં પાગલ:
ભલા! સવાલ ના કર: –
'તમારી સાથ, સાગર! – અગર શૂં એ હળી છે?'
દિલ્જાનને૦ ૦



# ગઝલ આ રાંક નોકરનું



ગઝલ આ રાંક નોકરનું – સુણે ના કોઇ – સંભાળૂં –
અગર – હાં ! છેક છે છાનૂં – મઝાનૂં ગીત રહિયાળૂં .
ગઝલ ૦

ફકત મન મારવૂં જ ધરમ –
મરમ બીજો નથી માલૂમ –
મ્હને તે શી કશી મ્હોટમ ? હૂકમ હૂં તો ફકત પાળૂં .
ગઝલ ૦

હ્રુદયને દમ બ દમ કસવૂં –
ખસે મેરૂ , ન પણ ખસવૂં –
સફા દિલથી વતન વસવૂં – હઝમ કરવૂં જ અજવાળૂં .
ગઝલ ૦

ઉકેલી અટપટી આંટી –
ઉલંઘી મોતની ઘાંટી –
હરિ ! હરિ ! ચામડૂં માટી – બળ્યૂં માયાનૂં મ્હોં કાળૂં .
ગઝલ ૦

દશોદિશ આ અમીદરિયો –
ભર્યો ભરપૂર ઉછળિયો –
રહ્યો કયાં – કોણ સાગરિયો ? અગર હૂં આપ ઓગાળૂં .
ગઝલ ૦



# અલખપુર



રટો ૐકાર ૐકારા – જપો સોહં સોહંકારા –
વહે હરદમ અમીધારા – નિરાલંબા નિરાકારા .
રટો ૦

લગન હૂંને હૂંથી લાગી –
ધૂની ૐકારની જાગી –
ન હૂં રાગી , ન વેરાગી – સ્વયંજ્યોતિ પરાપારા .
રટો ૦

રમૂં સંસારમાં સારા –
મગર ઘરમાં ન સંસારા –
પ્રગટ ઘટમાં જ દેદારા – અચલ દિલબર ભીતર મ્હારા .
રટો ૦

હૃદય કૂટી ઘૂંટી ભૂકો –
પીતાં લૂખો – અહા – સૂકો !
હૂં – તૂં – તે પર મૂકયો પૂળો – ન કો પ્યારી – ન કો પ્યારા .
રટો ૦

અગર ઓ મસ્ત સાગરશાહ !
હૂં – તૂં – તેથી મટી પર્વાહ –
અલખપુરનો જ ટૂંકો રાહ – ખૂલ્યૂં ગેબી ગુરુદ્વારા .
રટો ૦



# હું બંસી



હું બંસી ! હું જ બંસીધર ! બજાવું ને બજું અદ્ધર –
સુણું ૐકારની મહુઅર – ઝીણું ઝીણું વાય ગેબી સ્વર .
હું૦

જગાડું ભૂજંગ હું જંગી –
હું છાંટું રંગ સોરંગી –
બનાવું રૂપ અણુલિંગી – હું જાદૂ – હું જ જાદૂગર !
હું૦

હું ખેલાડી અને હું ખેલ –
હું સ્હેલાણી અને હું સ્હેલ –
હું રેલૂં હું જ રેલંરેલ – મઝા હું – હું જ માણીગર !
હું૦

હું ચાહું હું – ન હું ચાહું –
હું ધ્યાઊં હું – ન હું ધ્યાઊં –
શરાબોની બિમારી હું – દવા હું – હું જ છું દાક્તર !
હું૦

હું છું બસ ખાક – હું ખાકી –
ફના છું હું – હું છું બાકી –
સનમ છું હું – હું છું સાકી – હું મય – મયખોર – હું સાગર.
હું૦



# અંબાજી



હુંએ હુંથી આંખડી આંજી – 'તુંહિ તુંહિ' સ્વર રહ્યો ગાજી –
હું હાર્યો 'હું' – જીત્યાં બાજી – પ્રિયાજી ! આપ અંબાજી !
હુંએ૦

હું મહારાજા – તું મહારાણી –
આલિંગી લીલા રહ્યાં માણી –
અહા ! વાણી શી નિર્વાણી – સદાશિવ હું – તું અંબાજી !
હુંએ૦

હૃદયના માનસરવરમાં –
બધાં બ્રહ્માંડ તરવરતાં –
અભેદાનન્દધૂની રટતાં – પળેપળ તાઝી ને તાઝી !
હુંએ૦

પરાત્પર જ્યોત, ઓ દિલ્બર !
જબર હુંરૂપ તું અદ્બર –
ચ્હડી બસ જ્ઞાનને ગહ્વર – કરી દુનિયાની હર્રાજી !
હુંએ૦

કહે જગ સૌ ભલે 'માજી !'
સૂફી સાગર કહે : - ના – જી !
જપે નિજરૂપ હંસાજી – પ્રિયાજી – આપ અંબાજી !
હુંએ૦



## ઘેલૂં ગોકુલ

ઘેલૂં – ઘેલૂં – આહા ! ઘેલૂં –
ગોકુળિયૂં કોણે કર્યૂં ઘેલૂં – ઘેલૂં ?
હસતૂં ને રમતૂં સદા ય હરખતૂં ! કાયા ને માયા ભૂલેલૂં !
ગોકુળિયૂં૦
રસબસ નાચત સચ્ચિતિ ! ચેતન જ્યાં જોઉં ત્યાં વિલસેલૂં !
ગોકુળિયૂં૦
હૂં હરખૂં જરી કે બસ નિરખૂં વિશ્વવદન મલકેલૂં !
ગોકુળિયૂં૦
ભૂલૂં પડયૂં મુજ હૂંપણૂં, દિલબર ! તુજ ઘર આવી જડેલૂં !
ગોકુળિયૂં૦
હૂં રસસાગર ? કે નટવર તૂં ? ના ના એ કોઇએ કળેલૂં !
ગોકુળિયૂં૦

## અનુભવ બ્રહ્મ હમારો

અનુભવ બ્રહ્મ હમારો :
હો સન્તો ! અનુભવ બ્રહ્મ હમારો !
એક અલિંગી, અનામી નિજાત્મા ! ફેલ રહ્યો ઉજિયારો !
હો સન્તો !૦
કિસીકો ન નિન્દૂં : મૈં બન્દૂં કિસીકો ? કોઉ નહીં મોસે ન્યારો !
હો સન્તો !૦
નિશદિન નિરખત રસબસ અખિયાં, બિલસત સબ પ્યારો પ્યારો !
હો સન્તો !૦
ગગનગુફામેં અગમ ગુરુઘેરો ! પાયો પ્રીતમ મતવારો !
હો સન્તો !૦
ઉષ્મા, પ્રકાશ સ્વભાવ હમારો ! સાગરશાહી પસારો !
હો સન્તો !૦

# બેફિકર



કલકી ફિકર મત કરો !
સાધુ ! તુમ પલકી ફિકર મત કરો !
કલકી૦

જ્યૂં હિ પંછી સબ ઉડત ગગનમેં –
ત્યૂં હિ મસ્ત બસ ફિરો !
સાધુ ! તુમ પલકી ફિકર મત કરો ! કલકી ૦

ભસમ કરો બસ ભૂત ભબિષકો –
બર્ત્તમાનમેં ઠરો !
સાધુ ! તુમ પલકી ફિકર મત કરો ! કલકી ૦

સુપન જગત હૈ એક રેનકો !
સુપનેસેં ક્યા ડરો ?
સાધુ ! તુમ પલકી ફિકર મત કરો ! કલકી ૦

અસલ ખુમારી ભરી નસે નસ –
જીવિત મોતસેં મરો !
સાધુ ! તુમ પલકી ફિકર મત કરો ! કલકી ૦

મકર, મીન ખેલત સાગરમેં –
યૂં ભવસાગર તરો !
સાધુ ! તુમ પલકી ફિકર મત કરો ! કલકી ૦



# એક જાહેરખબર



અગર જો હોય કો આલમ – સુણી લ્યો઼ ઢોલ ચોગાને :–
ગયો સાગર – ગયો કાયમ – ન મ્હાશો કોઇ મળવાને .
અગર ૦

મહાત્મા હૂં નથી , બાપુ !
ન લીધૂં કોઇનૂં દાપુ !
શ્મશાને , હાં ! તખત સ્થાપ્યૂં – ન અડશો કોઇ મુર્દાને .
અગર ૦

નથી ગુરુ યા નથી ચેલો :
નથી દાનો , નથી ઘેલો !
મગજથી દિલથી ફાટેલો – ન મળશો , હાં ! બગડવાને .
અગર ૦

ઇઝતમિલ્કત – લગાવી લાત !
બન્યો બુરાઇમાં પ્રખ્યાત !
અગર , હાં ! કોની છે તાકાત – કટોરી મ્હારી પીવાને ?
અગર ૦

ન કરશો યાદ , ઓ દુનિયા !
હૂં જેવા લાખ સાગરિયા –
થયા બહુ ને થશે અહીંઆં – ગઝલ આવી જ ગાવાને .
અગર ૦



# બોધ



ખલક આખી ય મ્હેતાજી – ખરે ! બહુ બોધ દેનારી :
જગત અદ્વૈતની આજી – મગર છે દ્વૈત સંસારી .
ખલક ૦

અગર ઉસ્તાદ સાકીએ –
ભણાવી ' બાદબાકી 'ને –
હસી હસી પીસી ચક્કીએ , બતાવી મોતની બ્હારી .
ખલક ૦

જહાં વેચી ! ખુદા વેચ્યા !
સનમના મ્હેલમાં પ્હોંચ્યા !
હવે , હાં ! હાં ! કહો , બચ્ચા ! હરાજીની કોની છે વારી ?
ખલક ૦

નિજાત્મા સન્ત હો સાધુ !
વિકટ છે રાજ્ય શ્રદ્ધાનૂં !
ભલે ચ્હાવૂં જગત આખૂં – ભયંકર છે મગર નારી .
ખલક ૦

નથી કાયા , નથી માયા :
બધી મ્હારી જ છે છાયા :
છતાં , દસ લાખ સાગરિયા – હિમાચલમાં ગયા હારી !
ખલક ૦



# સિલકમાં શૂન્ય



સિલકમાં શૂન્ય છે બસ જ્યાં – તહાં શી ખોટ પડવાની ?
અગર નથી દ્વૈત જો દિલમાં – પછી દુનિયા શી નડવાની ?
સિલકમાં૦

પુરુષપણું જ્ઞાનમાં ગાળ્યું –
હુંએ જો હુંપણું ટાળ્યું –
પૂરેપૂરૂં પોત જ્યાં બાળ્યું – શી આશા રંગ ચ્હડવાની ?
સિલકમાં૦

અગર જંગલ અને ઘરમાં –
મનોબુદ્ધિ રમે સરખાં –
ફરક નથી નારી ને નરમાં – સૂરત શૂં કોઇ કરવાની ?
સિલકમાં૦

છતાં , ઘેલાં ન કો થાશો –
હું જેવાં ના બની જાશો !
ગઝલ મુજ કેફી ના ગાશો – લગામો દિલની તૂટવાની !
સિલકમાં૦

ભલા સાગર ! ત્હને શી શરમ ?
શરાબી ધર્મ ગા હરદમ !
અને , જો હોય કો આલમ – સુખે હો સ્વસ્તિ ભણવાની !
સિલકમાં૦



# ના છૂવો, શ્યામ !



**ના** છૂવો – ના છૂવો, **શ્યામ** !
**બાલમ** ! મોરે અંગિયાંકો ના છૂવો, **શ્યામ** !

આદિ અનાદિકી મૈં બ્રહ્મચારી !
મનમેં પિયાકા મુકામ !
**બાલમ** ! મોરે અંગિયાંકો ના છૂવો, **શ્યામ** !
ના છૂવો ૦

ભયી **મતવાલી** ! **દીવાની** મૈં **જોગન** !
મત કરના બદનામ !
**બાલમ** ! મોરે અંગિયાકો ના છૂવો, **શ્યામ** !
ના છૂવો ૦

અબ તો લગી, પ્યારે ! પ્રેમકી ધૂની !
દુનિયાસેં હો ગઈ નકામ !
**બાલમ** ! મોરે અંગિયાંકો ના છૂવો, **શ્યામ** !
ના છૂવો ૦

દરસ પરસ બિન મસ્ત ઉદાસી !
મૈં દાસી હૂં તપસી અનામ !
**બાલમ** ! મોરે અંગિયાંકો ના છૂવો, **શ્યામ** !
ના છૂવો ૦

અય **સ્નેહ**સાગર ! કરતી પૈયાંમેં –
સૈયા ! મૈં સો સો સલામ !
**બાલમ** ! મોરે અંગિયાંકો ના છૂવો, **શ્યામ** !
ના છૂવો ૦



## મ્હારી ગૈઆં



મ્હારી ગૈઆં ગરીબ ગભરાણી – ઓ ગોપાલા !
ઓ ગોપાલા રે મતવાલા – હો નાથ વ્હાલા ! મ્હારી ૦

ભીંતો, કહાના ! ત્હારા ઘર તણી, ઉપર ચિત્રિત જમુનાના નાગ;
દેખી ભડકી મ્હારી ગાવડી ! જાણે ખાવા ધાયો કોઇ વાઘ !
રે ભર ગોકુળિયે ઘેરાણી – ઓ ગોપાલા ! મ્હારી ૦

ખરે બપોરે ગૈઆં દાઝતી, ઉન્હી ઉન્હી જમુનાજીની રેત;
વ્હાલા ! આવે તો વાળી લાવીએ, પેલા પુરાણા વડલાની હેઠ.
રે સખી સાગર લે પિછાની – ઓ ગોપાલા ! મ્હારી ૦

## નહીં રે ચૂકૂં



નહીં રે ચૂકૂં – હૂં તો નહીં રે ચૂકૂં –
મ્હારી શ્રદ્ધા ને ભક્તિમાં નહીં રે ચૂકૂં.

મ્હેલમાં કે જેલમાં 'તૂંહિ તૂંહિ' તાર છે: દુનિયાની માયાને નહીં રે ઝુકૂં.
મ્હારી ૦

ભક્તિમાં, બાપુ ! પડાવશો ભંગાણ તો ભીખી ખાશું કંઇ લૂખૂં સૂકૂં.
મ્હારી ૦

લેશો શરીર તો એ છે શ્રીકૃષ્ણાર્પણ ! ભક્તિની ભાવનાને નહીં રે રોકૂં.
મ્હારી ૦

વાતો વ્હેવારની તો મ્હારે હરામ છે ! ૐ સનમ વિના દમ નહીં રે ફૂંકૂં.
મ્હારી ૦

મ્હારે સનમ સાથે સાચો સંબન્ધ છે, સાગર ! દિલ્દારને નહીં રે મૂકૂં.
મ્હારી ૦



# સનમનું નામ



નામ છે – નામ છે – નામ છે રે –
મ્હારી સનમનું ૐ ૐ નામ છે.

જેના સ્મરણમાં હું મુજને ભૂલું છું,
મ્હારૂં એ યાત્રાનું ધામ છે રે –
મ્હારી સનમનું ૐ ૐ નામ છે. નામ છે૦

'તૂંહિ તૂંહિ' રટતાં તલ્લીન થાઉં પ્રેમમાં!
બીજા પ્રભુનું શું કામ છે રે?
મ્હારી સનમનું ૐ ૐ નામ છે. નામ છે૦

પ્રીતિ એ જ ભક્તિ અને પ્રીતિ એ જ જ્યોતિ!
પ્રીતિમાં મુક્તિનો મુકામ છે રે –
મ્હારી સનમનું ૐ ૐ નામ છે. નામ છે૦

મીઠડી મઝાઓ! ને મીઠડું દરદ, બસ!
એમાં પ્રેમીને તમામ છે રે –
મ્હારી સનમનું ૐ ૐ નામ છે. નામ છે૦

સાગર સુખી સુરગુરુપ્રસાદે!
ભજનની ધૂનમાં આરામ છે રે –
મ્હારી સનમનું ૐ ૐ નામ છે. નામ છે૦



# વિજોગણ



**કોઈ** મીલાવે મ્હારો **શ્યામ**? સખિ! મ્હારો **શ્યામ** મીલાવે?
તાર લાગ્યો 'તૂં હિ તૂં હિ' **નામ** – સખિ! કોઇ **શ્યામ** મીલાવે?

હૂં દૂલ્હન ગોકુલની – પ્યારી કરી ત્હેં, **કહાન**!
ના – ના – ના લવતી રહી – તોયે લાગી ગયાં નેનબાણ –
સખિ! કોઇ **શ્યામ** મીલાવે? કોઈ૦

જુદી કરી ત્હેં ત્યારથી – નથી શરીરનૂં ભાન –
હૈયાસૂની હૂં આથડૂં – લાગ્યૂં – લાગ્યૂં, **કહાના**! ત્હારૂં તાન–
સખિ! કોઇ **શ્યામ** મીલાવે? કોઈ૦

સાથે સહુ ગૌ ચારતાં – મળતી અધઘડી કોક –
ભેટી કૂહેતો – નહીં તજૂં – તોયે લખિયો નસીબે વિજોગ –
સખિ! કોઇ **શ્યામ** મીલાવે? કોઈ૦

જટાધારી **જોગણ** બનૂં – પ્હેરૂં **ભગવો** વેષ –
જઇને **પ્રીતમને** મળૂં – મ્હારી રગરગમાં **ગોકુલેશ**!
સખિ! કોઇ **શ્યામ** મીલાવે? કોઈ૦

હા! વિરહાગ્નિ વેઠવો – **સાગરનૂં** શૂં જોર?
'પિયુ-પિયુ' જપતી કરી ગયો - હૈયું હરી ગયો **નન્દકિશોર**!
સખિ! કોઇ **શ્યામ** મીલાવે? કોઈ૦



# તોરી લીલા તો ન્હોતેરી !



તોરી લીલા તો ન્હોતેરી !
સૈયાં મોરી ! તોરી લીલા તો ન્હોતેરી !

એક સમે મૈંને દેખી કૈલાસમેં –
શિવજીકી સૂરત અનેરી !
સૈયાં મોરી ! તોરી લીલા તો ન્હોતેરી !
તોરી ૦

ભૂતપતિકો તૈંને બૂટી પીલાઈ !
અખિયાં બની ઘેરી ઘેરી !
સૈયાં મોરી ! તોરી લીલા તો ન્હોતેરી !
તોરી ૦

ઉમિયા ઉછંગમેં બૈઠ ત્રિનેત્રકો –
ઘાવ લગાવત ઝેરી !
સૈયાં મોરી ! તોરી લીલા તો ન્હોતેરી !
તોરી ૦

તૂં ત્રિગુણાતીત ! કૈસી બની શિવ !
વ્યાપત કયૌં બિષલ્હેરી !
સૈયાં મોરી ! તોરી લીલા તો ન્હોતેરી !
તોરી ૦

સાગર ! પ્રેમકો પ્રેમ હિ બુઝત !
પંડિતકી મત હેરી !
સૈયાં મોરી ! તોરી લીલા તો ન્હોતેરી !
તોરી ૦



# જી! હાં! લ્યો-ચલવી લ્યો કાતિલ્



જી ! હાં ! લ્યો – ચલવી લ્યો કાતિલ્ – ગઝલ પણ એક ગાવા દો :
મીઠું મીઠું આપનૂં બસ દિલ્ – મ્હને, દિલ્બર ! રીઝાવા દો .
જી ! હાં ! ૦

તમારૂં નામ ૐ શાન્તિ :
તમે જ્યોતિ – નથી ભ્રાન્તિ :
ત્રિગુણાતીત શી કાન્તિ ! જી ! હાં ! ૐ ધૂન મચાવા દો .
જી ! હાં ૦

દિલે દિલમાં રમે ૐકાર –
પળે પળ છે 'તૂં હિ તૂં હિ' તાર –
બદનની મિટ્ટીને, દિલ્દાર ! ભલે સૂલી ચ્હડાવા દો .
જી ! હાં ! ૦

પીધાં છે પીપ ભરપટ્ટે –
મળ્યો માલેક શિરસટ્ટે –
અગર હાથે જ તે સાથે – પીવા દો ! હાં ! જી ! પાવા દો .
જી ! હાં ! ૦

ત્હને, સાગર ! કરે શૂં મોત ?
નથી જેને 'હતૂં' ને 'હોત' –
સનમની જાગતી છે જ્યોત – જહાં ને, હાં ! જલાવા દો .
જી ! હાં ! ૦



# યાદી



આવૂં ભૂલી ન જઇયે – ઓ નાથ ! ભૂલકણા ! હો ! ભૂલી ન જઇયે–
મ્હને આવે ઘડી ઘડી યાદ – ભૂલકણા હો ! ભૂલી ન જઇયે .
આવૂં૦

ગોકુલથી હૂં આવતી – (ને) વૃન્દાવનથી આપ :
અડધે મારગડે મળ્યાં – હૂં તો લાજી ઉભી ચુપચાપ –
ભૂલકણા ! હો ! ભૂલી ન જઇયે . આવૂં૦

મીઠૂં ત્હારૂં મુખડૂં – (ને) મીઠડલાં તુજ વેણુ :
મ્હને બનાવી બાવરી – લાગ્યાં – લાગ્યાં, પ્રીતમ ! ત્હારાં નેણુ –
ભૂલકણા ! હો ! ભૂલી ન જઇયે . આવૂં૦

બંસી ત્હારી બાજતી – (ને) ગાતી હૂં રસગીત :
નિત નિત નવૂં રૂપ ધારતી , કહાના ! ત્હારી ને મ્હારી પ્રીત –
ભૂલકણા ! હો ! ભૂલી ન જઇયે . આવૂં૦

સુતાં , ઉઠતાં , બેસતાં – (ને) પળ પળ જપતી નામ :
જીવડલો ઝંખે સદા – મ્હારો ‘ તૂં હિ તૂંહિ ’ સુન્દર શ્યામ –
ભૂલકણા ! હો ! ભૂલી ન જઇયે . આવૂં૦

ઓ સ્વામી ! શાને કર્યો – સાગરઘેર મુકામ ?
લોકડિયાં દુશ્મન ગણે – નિન્દે ગોકુળિયૂં સારૂં ગામ –
ભૂલકણા ! હો ! ભૂલી ન જઇયે . આવૂં૦



# યૂસૂફઝુલેખા



બિછાવ્યો મૂર્ત્તિ પર પર્દો – મિસરની મત્ત સુન્દરીએ –
કહ્યું : –'પ્રીતમ! શરમ તજી દો – રમો આ પ્રેમસરવરીએ.'
બિછાવ્યો મૂર્તિ પર પર્દો.

'છુપાવે શું ખુદાને તૂં!!
'ન કૈં સર્વજ્ઞથી છાનૂં!
'જવા દે – માફ કર, બાનુ! પ્રભુ અહીં છે – જરી ડરીએ.'
બિછાવ્યો મૂર્ત્તિ પર પર્દો.

'ન વેઠાતૂં – યૂસૂફ પ્યારા!'
'ઝુલેખા! બાપુ! રોના – ના!'
'અસત્ સૌ ખેલ માટીના – ન ધરીએ મોહ – ના મરીએ'.
બિછાવ્યો મૂર્ત્તિ પર પર્દો.

'અગર છે ઈશ્ક એ અલ્લાહ –
'થવૂં ના ના મગર ગુમરાહ :
'હયાતીમાં વસી દરગાહ – બરાબર દમકસી કરીએ.'
બિછાવ્યો મૂર્ત્તિ પર પર્દો.

અહા! આફ્રીન્ કુલાલણને!
દીધૂં અમી પાઇ તારણને!
અને – કૈં ગૂજરાતણને – સુણાવ્યૂં એવૂં સાગરીએ!
બિછાવ્યો મૂર્ત્તિ પર પર્દો.



# ૨૮૯



'તૂં હિ તૂં હિ' રટ દિલ્દાર –
હે મન ! 'તૂં હિ તૂં હિ' રટ દિલ્દાર !

જબ લગ ઘટમેં પ્રાન બસત હૈ –
તબ લગ તૂટે ન તાર !
હે મન ! 'તૂં હિ તૂં હિ' રટ દિલ્દાર !
'તૂં હિ તૂં હિ' ૦

લિંગઉલ્લેખકો ગુરુનેં ઉવેખ્યો –
દીયો અલિંગી બિચાર !
હે મન ! 'તૂં હિ તૂં હિ' રટ દિલ્દાર !
'તૂં હિ તૂં હિ' ૦

ફિરત ફિરત તોહે પાયા પિયાકો –
કહાનકુંવર ૐકાર !
હે મન! 'તૂં હિ તૂં હિ' રટ દિલ્દાર !
'તૂં હિ તૂં હિ' ૦

તનબૃન્દાબન – મનબ્રજબાસી –
નાચત થેઇ થેઇકાર !
હે મન ! 'તૂં હિ તૂં હિ' રટ દિલ્દાર !
'તૂં હિ તૂં હિ' ૦

આતમસાગર મહાજલ મથકે –
દેખત દિલમેં દીદાર !
હે મન ! 'તૂં હિ તૂં હિ' રટ દિલ્દાર !
'તૂં હિ તૂં હિ' ૦



# જોગનિયાં



જોગનિયાં – મૈં તો જોગનિયાં !
અજી ! મોરે સનમકી મૈં જોગનિયાં !

'તૂં હિ તૂં હિ' સુમરત મોરે પ્રીતમકો –
મોહે ડરાવત સબ દુનિયા !
અજી ! મોહે ડરાવત સબ દુનિયા ! અજી ! મોરે૦

ના કછુ મન્તર – ના કછુ શાસ્તર –
નેનાં મીલનકી મૈં લોભનિયાં !
અજી ! નેનાં મીલનકી મૈં લોભનિયાં ! અજી ! મોરે૦

'હરિ – હરિ !' ગાવત ખીલત હિરદા !
મોહે આવત નવજોબનિયાં !
અજી ! મોહે આવત નવજોબનિયાં ! અજી ! મોરે૦

નામકો મહિમા બિરલ બુઝત કોઉ !
મસ્ત ભયેં મોરે લોચનિયાં !
અજી ! મસ્ત ભયેં મોરે લોચનિયાં ! અજી ! મોરે૦

નિર્ગુણનાથકી સાગર સખિયન !
મૈં મતવારી સુહાગનિયાં !
અજી ! મૈં મતવારી સુહાગનિયાં ! અજી ! મોરે૦



# પ્રલાપો પ્રેમીના દિલના



પ્રલાપો પ્રેમીના દિલના – સનમ જાણે – ધણી જાણે :
' તું હિ તૂં હિ ' નાદ ઘાયલના – ઘવાયાં હોય તે જાણે .
પ્રલાપો પ્રેમીના દિલના ૦

વિલાપો જાનકીજીના –
બુઝે શૂં લોક લંકાના ?
પિછાને કોઈ હનુમાના – ખરેખર રામજી જાણે .
પ્રલાપો પ્રેમીના દિલના ૦

મીરાંનાં પ્રેમઆંસુને –
કઠિન રાણાજી શૂં જાણે ?
બનેલૂં ઘેલૂં એ જાણે – ખરૂં શ્રીકૃષ્ણજી જાણે .
પ્રલાપો પ્રેમીના દિલના ૦

બધી બાજૂ ખરાબીની –
સખત મસ્તી શરાબીની –
સૂફીઓ હોય તે જાણે – અગર , દિલ્દાર ! તૂં જાણે .
પ્રલાપો પ્રેમીના દિલના ૦

જિગર ઉસ્તાદ સાગરશાહ –
ડુબ્યૂં , હાં ! પ્રેમધર્મપ્રવાહ –
ડુબેલાં હોય તે જાણે – અગર બસ ૐ ॥ સનમ જાણે .
પ્રલાપો પ્રેમીના દિલના ૦



# ન ભર, હાં! દારૂ અંગ્રેજી!



ન ભર, હાં! 'દારૂ અંગ્રેજી' – હસે સાકીની મયદાની!
મ્હને નથી કોઇ પરહેઝી – મગર – એ માલ રદ્દ! પાણી!
ન ભર•

તમે બહુ કેફમાં છો, જી!
હૂં યે રસમસ્ત છૂં, હો જી!
બદન લથડે ન – જોજે જી! બુરી હાલત દીવાનાંની!
ન ભર૦

ન ગુસ્સે થા! તૂં જા ઈરાન્!
કરીશૂં ખાલી લાખ દુકાન્!
'જૂનો દારૂ' અસલ, દિલ્જાન્! શીરાઝી રંગ મસ્તાની!
ન ભર૦

અરે! જા! જા! ન ઘેલી થા!
ખુશીથી કર ખરીદી! જા!
ફનાનો છૂં હૂં મહારાજા – પુકારે તખ્ત સુલ્તાની!
ન ભર૦

શૂં મરડે મ્હોં? સનમ! ના ના!
કસમ છે યાર સાગરના –
ખખડતી ચાવી ખિસ્સામાં – સૂફીઓના ખઝાનાની!
ન ભર૦



## નાહીં પીવૂંગી



નાહીં પીવૂંગી – નાહીં પીવૂંગી –
ભંગા તોરે બિના નાહીં પીવૂંગી !
દેનેવાલોંકો ગારી સુનાવૂંગી ! ભંગા૦

અય લડકેં ઓકુલકે ! મત ઘૂંટો કોઉ ભંગ;
શ્યામ પીલાવનહાર બિન, રાધા ન્હડે ન રંગ.
ખુલા પિયાકો – પીવૂં – પીલાવૂંગી ! ભંગા૦

અય બ્રજબાસી લોગ સબ ! ક્યા જાનો તુમ પ્યાર ?
તડપત જિય – હિય લૌ લગી – 'તૂં હિ તૂં હિ' બજત સિતાર.
મૈં સાગરિયા – પિયા મીલાવૂંગી ! ભંગા૦



## દોડ ! દોડ !



દોડ ! દોડ ! લા જલ્દી નન્દકુમાર !
આલી ! મોરે હિરદેમેં લાગી કટાર !
મોહે જલ્દી મીલા દે દિલ્દાર ! દોડ ! દોડ !૦

સબ દર્દોકા દર્દ હૈ બિરહી નેનકા પ્યાર ;
સબ બૈદનકા બૈદ અરુ પિયકા પ્રેમદીદાર. –
લગા સાગરકા 'તૂં હિ તૂં હિ' તાર ! દોડ ! દોડ !૦



# દિલ્દારી



દિલ્દારી ! દિલ્દારી ! દિલ્દારી ! રે –
હરિ ! ત્હારેમ્હારે ખરી દિલ્દારી !

ગૌઆં પાવાને હું આવું જમુનાજી –
બંસી બજાવે તું મતવારી !
હરિ ! ત્હારેમ્હારે ખરી દિલ્દારી !
દિલ્દારી ! ૦

રોમે રોમે તું ભર્યો છે, સલૂણા !
ત્હારી તો છે બસ બલિહારી !
હરિ ! ત્હારેમ્હારે ખરી દિલ્દારી !
દિલ્દારી ! ૦

જેને જે પાલવે એ સુખેથી ભાખજો !
હૈયામાં સાચો એ સહચારી !
હરિ ! ત્હારેમ્હારે ખરી દિલ્દારી !
દિલ્દારી ! ૦

મ્હારે ને એને બીજું તે શું હોય ? બાઇ !
ગાવડી ચરાવે એ ગિરિધારી !
હરિ ! ત્હારેમ્હારે ખરી દિલ્દારી !
દિલ્દારી ! ૦

આપણે તો, સાગર ! હાં ! ગાજો બજાવજો !
'તૂં હિ તૂં હિ' ! પ્રેમ એક ૐકારી !
હરિ ! ત્હારેમ્હારે ખરી દિલ્દારી !
દિલ્દારી ! ૦



# પિછાન છે



પિછાન છે – પિછાન છે – પિછાન છે રે –
ૐ શાન્તિનાં મ્હારે પિછાન છે.

આવ્યો છે ખેપીઓ ને પૂછે છે ઘર ઘર :–
ઘેલાંનાં કિયાં મકાન છે રે ?
ૐ શાન્તિનાં મ્હારે પિછાન છે.
પિછાન૦

લાવ્યા છો પત્રિકા પ્રીતમના પ્રેમની !
વીરા ! લ્યો હીરાનાં દાન છે રે !
ૐ શાન્તિનાં મ્હારે પિછાન છે.
પિછાન૦

દાણા મોતીના કામણગારે કોતર્યા !
છાનાં મહીં પ્રેમનાં નિશાન છે રે !
ૐ શાન્તિનાં મ્હારે પિછાન છે.
પિછાન૦

કહેજો પ્રભુને :– નેનાં ના તલસાવીએ !
આઠે પહોર ૐધ્યાન છે રે !
ૐ શાન્તિનાં મ્હારે પિછાન છે.
પિછાન૦

સાગર જપે હરિ ૐ પ્રેમ ! શાન્તિ !
ઉરે 'તું હિ તું હિ' તાન છે રે !
ૐ શાન્તિનાં મ્હારે પિછાન છે.
પિછાન૦



# ગુનેહગારી



અમી પીને અમર થાવું – અસુરલોકે ગુનેહગારી :
અને, દિલ્દારને ન્હાવું – જહાંને એ ગુનેહગારી !
અમી ૦

ઘૂવડના દેશમાં વસવું –
અને, ભાનુ ! ત્હને ભજવું !
તિમિરને યા તિમિર કથવું – ખરે ! ભારે ગુનેહગારી !
અમી ૦

ધર્યું તન શરીઅતે હિન્દુ –
ટીલે ટપકે ન ચીતરવું !
'જી ! હાં ! જી ! હાં ' ન ઉચ્ચરવું–મહામ્હોટી ગુનેહગારી !
અમી ૦

મ્હને પ્યારાં પૂછે છે કે :–
'પ્રભુજી ક્યાં બિરાજે છે ?'
કહ્યું મ્હેં :– 'છે પ્રિયા પાસે' – સૂફીની એ ગુનેહગારી !
અમી ૦

અગર છે લોક બહુ ડાહ્યા –
બધા યે શુદ્ધ બ્હામણિયા !
શરાબી તું જ, સાગરિયા ! જીવે છે એ ગુનેહગારી !
અમી ૦



# સનમને ઇજન



સનમ ! દિલ્દાર ! અલબેલાં ! રસિલાં ! ઘેલડાં ! હો જી !
ચ્હડેલાં છે નશે કેવાં ! જરા હું જોઉં – આવો જી !
સનમ !૦

નકલ કરતી ન્હેણે કોયલ –
તમારા નાદની કોમલ !
મગર કોયલ શું યા બુલ્બુલ – તમે જ્યાં સૂર ચલાવો જી !
સનમ !૦

જૂઠાં ગુલ ને જૂઠી પ્યાલી –
ગરૂરી શી ધરે ખાલી !
લબે લબ્ ચુમ્બતાં, વ્હાલી ! તમે ખુશ્બો વહાવો જી !
સનમ !૦

મળ્યાં એકાન્તમાં, પ્યારી !
ગૂંથાયાં બાથમાં મ્હારી !
ગુમાવી આબરૂ સારી – હવે શું મ્હોં છુપાવો જી !
સનમ !૦

ન હો પર્દો કશો દિલ પર –
મહોબ્બતમાં, સૂફી સાગર !
મીલાવો તનબદન, દિલબર ! બગાસાં કેમ લાવો જી ?
સનમ !૦



# ગુલાબી ગઝલ



ગુલાબી ગાલની કોયલ – હમારે કુલ ખરાબી છે :
ખરાબી ગેબીમાં બુલ્બુલ – ઠરે જ્યાં ફૂલ ગુલાબી છે !
ગુલાબી૦

'નથી નથી આપણે જુદાં –
'જુદાં જોનાર છે જૂઠાં :
'પ્રીતમ ! આ જામ કર મીઠાં – ભર્યાં ઘેરાં ગુલાબી છે !'
ગુલાબી૦

ખુમારી છે શી આંખડીએ !
શરાબી રંગ ચૂંદડીએ !
ભભક મુખ્મલની છાતડીએ – શી ભાતીગલ ગુલાબી છે !
ગુલાબી૦

ગુલાબી લાલી ન્હાનીએ !
સુધાધારા ઝરે અધરે !
મઝા હેવી નઝર નઝરે – અહો ! કિસ્મત ગુલાબી છે !
ગુલાબી૦

બનાવ્યાં મોતી રાત્રિભર ?
હતી યા સોડમાં દિલ્બર ?
કહો કે ના કહો, સાગર ! મગર – નેનાં ગુલાબી છે !
ગુલાબી૦



# લજ્જૅત



અહો ! લજ્જૅત ! મઝેદારી ! ન છોડી છૂટશે, દિલ્બર !
ન છોડૂં બાથડી મ્હારી ! શી રીતે તું જશે , દિલ્બર ?
અહો ! ૦

ગીતા , ઉપનિષદો વાંચ્યાં -
ગઝલ ને કાફિયા ગાયાં -
મગર , નેનાં રહ્યાં લાગ્યાં , બરાબર ટસટસે તૂં પર !
અહો ! ૦

સૂરીલૂં ગાય શૂં બુલ્બુલ : -
' નશામાં કર બધૂં યે ડૂલ -
' ક્યામત પર જરી ના ભૂલ ! ભલે લોકો હસે ઘર ઘર ! '
અહો ! ૦

અગર સંભાળ મયખાનૂં -
ન પેસી જાય તરભાણૂં -
જલદ જલ છાંટ સીસાનૂં ! ' કરમ ' ના ના ઘુસે અન્દર !
અહો ! ૦

પૂછે છે પંડિતો , ' સાગર !
' ખુમારી આવડી શા પર ? '
ન તકસીર મ્હારી છે તલભર ! ચ્હડાવે છે નશો દિલ્બર !
અહો ! ૦

# અધર પ્યાલે અડાડીને



અધર પ્યાલે અડાડીને-ભલા! શું મશ્કરી ધારી?
અગર મસ્તી ચખાડીને - શું પાસૂં ફેરવો, પ્યારી?
અધર૦

સલૂણાં! હાંસી જાવા દો:
સનમ! ગોદે લપાવા દો:
દિલે દિલ બસ દબાવા દો - સબુરી ના રહે મ્હારી.
અધર૦

શું જન્મી - જીવીને કરીએ?
પ્રીતિ - પ્રીતિ મન્ત્ર ઉચ્ચરીએ:
અમીભરી છાતીએ ઠરીએ - વિસરીએ, હાં! જહાં સારી.
અધર૦

અરઝ, દિલબર! જરી સુણીએ:
તસૂ યે દૂર ના રહીએ:
છકેલાં થઇ હવે રમીએ - દીવાનાંની મઝેદારી!
અધર૦

ઘૂંટ્યાં બહુ બ્રાહ્મીનાં મૂળીઆં!
ભર્યા 'બ્રોમાઇડ'ના દરિયા! -
સુણાવે વૈદ્ય:- 'સાગરિયા! દવા દિલ્દાર બસ ત્હારી.'
અધર૦



# સુતો છૂં કૈફમાં પીને



સુતો છૂં કૈફમાં પીને ! 'તૂંહિ તૂંહિ' બસ નઝર આવે :
સનમ ! આ દિલ શરાબીને, બિના તૂં કોણ બહલાવે ?
સુતો૦

ભરૂં, હાં ! પ્યાલી પર પ્યાલી –
ખીલાવૂં કૈં અજબ લાલી –
અગર, દિલ્દાર ! મતવાલી ! ફરી જરી રંગ પલટાવે !
સુતો૦

દુલ્હારી ! પ્યારી ! ઘૂંઘટ ખોલ –
ત્હને બસ જે ગમે તે બોલ !
અવલથી દઈ ચૂકયો છૂં કોલ – ફરી ફરીને શૂં બોલાવે ?
સુતો૦

સનમ ! ત્હારી દિલોજાની –
અગર નેકી દીવાનાની –
જહાંની લાખ સુલ્તાની – ઉપર બસ ધૂળ ભભરાવે !
સુતો૦

સનમ ! તૂં દમ બ દમ દે છે –
નવી નવી ચીઝ આશકને –
અને, દિલ્દાર સાગરને – ગઝલ દરરોજ ગવરાવે !
સુતો૦



# અગર શો વાંક સાગરનો



**અગર** શો વાંક **સાગરનો** ? **સનમ** ! ઝાહેર કૈં કરશો ?
લગાવ્યો ઝખ્મ બિસ્તરનો ! જિગરમાં કૈં રહમ ધરશો ?
અગર ૦

**અસલથી** છો જ આવાં કે -
શું કોઈએ ભમાવ્યાં છે ?
અગર બ્હેરાં બનાવ્યાં છે ? **સનમ** ! સાચૂં જ ઉચ્ચરશો ?
અગર ૦

તુફાની દિલ - ભરી મસ્તી !
પીતી - પાતી સૂરત હસતી !
છતાં, કહૂં ૐ - **સનમ** - **શાન્તિ** ! ગુનોહ એ દાસનો ગણશો ?
અગર ૦

દીધાં, દિલ્દાર ! તનમનધન -
કુટી બાંધી રહ્યાં **મધુવન** !
ઉભાં સૌ સાક્ષી જડચેતન - શું તો યે **આપ** પરહરશો ?
અગર ૦

**નવૂં ગાણું અનલ્હક્નૂં** -
**તમે** ગાતાં હતાં, **બાનુ** !
જિગર - અફસોસ - એ લ્હાણૂં - અગર, હાં ! હોય **સાગર** શો ?
અગર ૦



# ડિયર ! ઓ યસ્ - ફર્મૉન્ !



ડિયર ! ઓ યસ્ - ફર્મૉન્ ! યસ્ - યસ્ ! સનમ હસતી શું ખડખડખડ !
લગામો દિલની તૂટે બસ - ત્હને જોતાં જ તડ તડ તડ !
ડિયર ! ૦.

મળ્યાં જુગ જુગ ભમી આખર -
બિછાવ્યું એકઠું બિસ્તર !
છતાં યે ક્રૂર શું દિલબર - જલાવે આગ ભડ ભડ ભડ !
ડિયર ! ૦

શું મૂંગો માર આ મારે ?
અરે ! છું આશરે ત્હારે :
ઘડી ઘડી કૈંક - અય પ્યારે - ધડકતું દિલ શું ફડ ફડ ફડ !
ડિયર ! ૦

સનમ ! આ બેકદરદાની -
જશે જો આશકો જાણી -
ન કરશે કોઇ દિલજાની - ત્હને કહેશે : - ' નફ્ટ ! ફટ ફટ ! '
ડિયર ! ૦

હતું તે સૌ કર્યું હાઝર -
દિલે ખુલ્લો ફરે સાગર !
અગર , શું આ ખૂંચે ચાદર ? ચીરી દઉં તે ય ચડ ચડ ચડ !
ડિયર ! ૦



# હઠીલી માશૂક



સનમને બસ નગન જોવા – દીવાનું દોડતું આ મન –
હઠે ચ્હડયૂં – લાગ્યૂં શરમાવા – રસિકડૂં ફાંકડૂં જોબન !
સનમને૦

ભરી તર, હાં ! જુવો પ્યાલી –
હુઝૂરે ખાસ ઝુકેલી –
ઉછળતી કૂદતી લાલી – ચહે છે આપનૂં ચુમ્બન !
સનમને૦

હવે બસ – બસ – ન હો ઘેલાં –
હૂં જાણૂં પાક છો કેવાં !
ફસાવ્યાં મન્સૂરે પ્હેલાં – જી ! હાં ! શમ્સે લૂટયાં જોબન !
સનમને૦

સનમ ! તે દિન હિમાચલમાં –
ગુલાબી ચીર ચૂંથાયાં –
બદન બદને જ ગૂંથાયાં – પરસ્પર શાં થયાં પાવન !
સનમને૦

જનાએ આલી એ સાગર !
ફરો પોતે હવે હઠ પર –
અગર બસ ઢૂંઢતી દિલ્બર – ભલે ભમતી બધૂં મધુવન !
સનમને૦



# સૂફી



જિગરની પાર જઇ વસવું – સનમને જાન સોંપીને –
અગર બસ દમ બ દમ હસવું – અસલ એ મુલ્ક સૂફી છે.
જિગરની ૦

જહાં ખુશ હો ખફા હો યા –
વફા હો બેવફા હો યા!
શી પર્વા? હત્ – અસત્ માયા – ફિકરને એ જ સૂફી છે.
જિગરની ૦

न भूतो वा भविष्यति वा।
સફર બસ વર્ત્તમાને જ્યાં!
અનલહક્ક – ઉછળે મોજાં – જિગર દરિયાવ સૂફી છે.
જિગરની ૦

ઠરાવી આડતો સીધી –
કરમની રદ્દ કરી ચીઠી –
સનમની પ્યાલી બસ મીઠી – હઝમ કરનાર સૂફી છે.
જિગરની ૦

સૂફીના સ્વાનુભવનો બ્હાર –
બધાં યે શાસ્ત્રની પણ પાર!
અજી! સાગર! જવા દો યાર! અનિર્વચનીય સૂફી છે.
જિગરની ૦

# સાકીને તાકીદ



કહું ના ના મગર, સાકી! કલમ આવું લખે છે:
તૂંને તાકીદ, મ્હને માફી, રહમ એને ઘટે છે. કહું૦

ગુગો વીત્યા - અગર, સાકી! ગયો છૂં હું ય થાકી:
હૃદયને ના શકૂં રોકી - ખરે! ધારા વહે છે. કહું૦

નશો આ, સાકી! શો પાયો! મ્હને ઘેંઘટ બનાવ્યો!
ન એને રગરગે વ્યાપ્યો - અગર દિલમાં ખૂંચે છે. કહું૦

ખતમ થઈ ઝિન્દગી મ્હારી! ખબર ના લે દુલ્હારી!
જશે, સાકી! ઇઝત ત્હારી - સબુરી દિલ ખૂવે છે! કહું૦

અરે! આ સાદ છે ક્યાંથી? જહી દે કાન, સાકી!
કબર પર કોણ સાગરની કહી 'પ્યારા'! રુવે છે? કહું૦



# કબરમાં સ્વપ્ન



કબરમાં છૂં સુતેલો ત્યાં - મ્હને, હાં! ખ્વાબ આવ્યૂં!
છુપેલો પીપમાં છૂં ત્યાં - સનમનૂં વેણ વાગ્યૂં! કબરમાં૦

ઉકેલી આ કફન વ્હાલી - લલિત શાં ગુલ બિછાવી -
ઘૂંઘટ ખોલી, અધર ચૂમી નવૂં જીવન વહાવ્યૂં! કબરમાં૦

‘ દુલ્હારા ! ત્હારી છૂં હૂં તો ’ – અહા ! એ સુણુતાં તો –
ફબરમાંથી ઝડપ જાગ્યો – દિલે દિલ બસ દબાવ્યૂં ! કબરમાં ૦

કરી ના ના રમત પૂરી – ગઈ ક્યાં , રે ! સલૂણી ?
ખૂંચે શી – હા – કબર ખુરી – જહીં પાસૂં ફરાવ્યૂં ! કબરમાં ૦

સનમ ! સચમુચ લવી શૂં તૂં ? અનલહક્ક ઓળખાવ્યૂં ?
અગર , સાગર ! ફકીર ! આ શૂં કબરમાં સ્વપ્ન આવ્યૂં ! કબરમાં ૦



# ઇજન મ્હેં યારનૂં કીધૂં



ઇજન મ્હેં યારનૂં કીધૂં – અરજ કરી , ‘ કાં ન આવે તૂં ? ’
કહે છે : ‘ મોત સુણ્યૂં’તૂં – હજી તૂં જીવતો છે શૂં ? ’ ઇજન ૦

મૂવો છૂં યા જીવૂં છૂં હૂં ?
મ્હને ખુદને હૂં પૂછૂં છૂં !
કબરમાં તો સુતેલો છૂં – મગર દમ કેમ લે મુર્દ્દ ? ઇજન ૦

‘ તૂં હિ તૂં હિ ’ તાન છે , દિલ્જાન !
ગઝલનૂં દમ બ દમ છે ગાન –
ન કરશો કોઇ યે હેરાન – મગઝથી કુલ ગયેલો છૂં ! ઇજન ૦

અગર મ્હારી કબર ઉપર –
ન કોઈ મારશો ઠોકર –
ઇઝા નાહક્ક થશે પગ પર – હું પથ્થરમાં છુપેલો છૂં ! ઇજન૦

કબર – હાં – ત્હારી, સાગરશાહ !
સનમના છે ઝનાનામાં –
અગર ચાલુ ઝમાનામાં – દીવાનામાં તૂં પ્હેલો છૂં ! ઇજન૦



# તમે તો છો સનમ સરકાર



તમે તો છો સનમ સરકાર – હમારી હોય શી દરકાર ?
પવન પર છો બન્યાં અસ્વાર – ગગનપર્દે વસી હસનાર ! તમે૦

ભલી બાનુ ! ન બ્હેકી જા –
નથી રૈયત વગર રાજા !
મગર ના ના મૂકૂં માઝા – સિપાહી છૂં હૂં, તૂં સરદાર ! તમે૦

ઝખમ કરી લ્યો – ઝુલમ કરી લ્યો –
હસાવી યા રડાવી લ્યો –
બધો લ્હાવો – જી ! હાં ! લઇ લ્યો – ફરી આ મૂર્તિ ક્યાં મળનાર ? તમે૦

જીવ્યો છે સિંહ આ સ્હેતાં –
કબરમાં યે સુતો હસતાં !
અગર શૂં છે વધુ કૂહેતાં – સનમ ! ગમ ખાય હર ચ્હાનાર. તમે૦

મગર', હાં ! કોણ આ ગાતું -
બજાવે બીન મદમાતું ?
સુણાતું ગીત જાણીતું :- 'તૂં સાગરશાહ હમારો યાર' ! તમે૦



# હૃદયવેલી



'તૂંહિ તૂંહિ' શબ્દને વડલે - ચ્હડી , હાં ! હાં ! હૃદયવેલી -
મધુરાં મોતીને ફૂલે - શી ફોરે પ્રીત અલબેલી ! 'તૂંહિ'૦

મળ્યૂં - હાં ! પ્રેમઆલંબન -
દિસે તલ્લીન શાં તનમન !
વિકસતૂં મસ્ત શૂં જોબન - શરમને બાજૂએ મ્હેલી ! 'તૂંહિ'૦

હઝારો પાનખર પડતાં ,
અગર બારે સૂરજ તપતાં ,
ન્હને ના ના અસર કરતાં - પ્રીતિની એ અમરવેલી ! 'તૂંહિ'

અહા ! શી ભક્તિરસસહેલી -
નસેનસમાં રહી રેલી !
સનમના તાનમાં ઘેલી - ઝુકેલી ! ભાન ભૂલેલી ! 'તૂંહિ'૦

જી ! હાં ! સાગર બડો ઉન્મત્ત !
સિકન્દર છે મગર કિસ્મત !
ફિદા થઇ યા છુપી કુદરત – બની આશક અને ખેલી ! ' તૂંહિ ' ૦



## સલામ છે !



સલામ છે – સલામ છે – સલામ છે રે –
પેલી ' અંગ્રેજી પ્યાલી ' ને સલામ છે !

શોખી પીનારો પૂરો છૂં છતાં ય હો –
' દારૂ વિલાયતી ' હરામ છે રે ! પેલી ૦

મ્હારી માશૂક મ્હને પાતી ' દારૂડી ' !
અસલી ' ઈરાની ' નૂં જામ છે રે ! પેલી ૦

હીરે જડી પ્યાલી જમણે કરે ગ્હડી –
ભેદ જેમાં વેદનો તમામ છે રે ! પેલી ૦

ડાબે તે હાથ પીધી કારી કટોરી !
સનમની સોડમાં મુકામ છે રે ! પેલી ૦

માયાગોરીને , અજી ! દેજો સંદેશડો :
સાગર સદા ય મસ્તરામ છે રે ! પેલી ૦



# ઉપાસના



અંગ સોરંગી હો મ્હારૂં :
ગુરુજી ૐ ॥ અંગ સોરંગી હો મ્હારૂં.

વાણી ને ઘ્રાણ ને નેત્રો ને શ્રોત્રો,
બ્રાહ્મી બળે અજવાળૂં.
ગુરુજી ૐ ॥ અંગ સોરંગી હો મ્હારૂં.
અંગ ૦

ઇન્દ્રિઓ તૃપ્ત અકામી હજો : ૐ ॥
અન્ય વિચાર ન ધારૂં.
ગુરુજી ૐ ॥ અંગ સોરંગી હો મ્હારૂં.
અંગ ૦

ના તજૂં શબ્દ – તજૂં નહીં બ્રહ્મન્ :
બ્રહ્મસનમ ઘર પ્યારૂં.
ગુરુજી ૐ ॥ અંગ સોરંગી હો મ્હારૂં.
અંગ ૦

તજવૂં તજાવૂં નહીં, સચ્ચિદાત્મન્ !
શાન્તિ વેદાન્તી વિચારૂં.
ગુરુજી ૐ ॥ અંગ સોરંગી હો મ્હારૂં.
અંગ ૦

આતમસાગર બસ રસબસ હો !
ધર્મ અભેદી ઉચ્ચારૂં.
ગુરુજી ૐ ॥ અંગ સોરંગી હો મ્હારૂં.
અંગ ૦



# દ દ દ !



'વેદના ભેદ ૐ બ્રહ્મ અદ્વૈતને,
'જીવનરૂપ જાણી કયી વિધિથી ભજીએ?'
શ્રી પ્રજાપતિ પ્રતિ દેવગણ પ્રણમીને,
ઇચ્છતા બ્રહ્મઉપદેશ હૈયે. વેદના૦

દદદ॥ શ્રુતિસૂત્રને શ્રીમુખે ભાખતા,
રાખતા દેવ સહુ એ જ હૃદયે:
'દમન કર! દમન કર! દમન કર મન તણું,
'બ્રહ્મમાં જીવગમન એમ કીજીએ.' વેદના૦

આવીને માનવીગણ સહુ પ્રણમીને,
પૂછતા:–'જ્ઞાનગતિ કેમ કરીએ?'
દદદ॥ શ્રુતિસૂત્રને શ્રીમુખે ભાખતા:–
'દાન દે! દાન દે! દાન દીજીએ.' વેદના૦

અસુરગણ આવતા, પ્રણમતા યાચતા:
'નાથ! ભવપાર શી રીત ઉતરીએ?'
'ધર દયા! ધર દયા! ધર દયા સહુ પ્રતિ:
'દદદ॥ એ મન્ત્ર ભવતરણ લીજીએ.' વેદના૦

સુર, અસુર, માનવી, વૃત્તિ પ્રતિ હૃદયની,
જાણીને દદદનૂં મનન કરીએ:
એમ દમ, દાન ને ભૂતદયામન્ત્રથી,
દાસ સાગર! ધણીને રીઝવીએ. વેદના૦



# સવિતાનૂં પ્રભાત



સ્તવન કર – સ્તવન કર દેવ સવિતા તણૂં –
બુદ્ધિપ્રેરક મહાજ્યોતિ જાણી :
સ્ફુરણ કર ચિત્તમાં નિત્ય આદિત્યનૂં,
વૃત્તિમાં અર્થ સંપૂર્ણ આણી. સ્તવન૦

પ્રતિ દિને જાગતાં, સ્થૂલ રવિ નિરખતાં –
સૂક્ષ્મ સમરૂપને લે પિછાની :
પ્રેમ ઉષ્મા અને જ્ઞાન એ તેજ છે,
વિલસતી સૃષ્ટિ સુરભાવવાની. સ્તવન૦

રગ રગે આ ઋચા મૂલ ગાયત્રીની –
કૃતિગતિ સર્વમાં વર્ત્તવાની :
પ્રેમ ને જ્ઞાનની એકતા અનુભવી –
જીવવાની નવી ઝિન્દગાની. સ્તવન૦

મન મર્યૂં એ જ દ્વિજ, એ જ છે પૂર્ણતા –
તન મુવે મુક્તિ નથી પામવાની !
ભક્તિ ને જ્ઞાન અદ્વૈતમાં આચરી –
મુક્તિની મોજ લે રોજ માણી. સ્તવન૦

બ્રહ્મરવિજ્યોતિ ત્રણ કાળ હો જાગતી –
જગત–હિત–પ્રકૃતિ હરિની જાણી :
ગુરુકૃપા અતિ ઘણી દાસ સાગર પ્રતિ –
પ્રકટ કરી અન્તરે વેદવાણી. સ્તવન૦



# તમારૂં ઘર



ધન્ય છે ધન્ય છે ધન્ય ગુરુદેવને!
ધન્ય છે પ્રેમમૂર્ત્તિ કૃપાલુ!
સ્વપ્ન સહુ ઉડી જતૂં! પ્રકટતૂં અણુછતૂં!
સચ્ચિદાનન્દઘનરૂપ દયાલુ! ધન્ય૦

શુદ્ધ વસ્તુ છતાં પીત ભાસ્યાં કરે!
નેત્ર કમળા તણા દોષવાળૂં!
વામતાં વ્યાધિ તે મન અવિદ્યા તણો,
ગૂઢ ૐકાર ગુરુરૂપ ફાલ્યૂં! ધન્ય૦

ત્રિગુણની પાર તૂં! કિન્તુ ત્રણ ગુણ ભર્યૂં—
ભાસ્ય કેવૂં દિસે આ રૂપાળૂં!
નાટ્ય, નાટક અને નટરૂપે તૂં બને!
શૂન્યમાં કૃત્ય શૂં જાદૂવાળૂં! ધન્ય૦

નેણ નિરખી શકે, કર્ણ સુણી શકે—
વાણી જે વદી શકે તેથી ન્યારૂં!
શબ્દ ને શ્રુતિ વિશે તત્ત્વનૂં તત્ત્વ તે—
અનુભવી ઓળખે ઉર ઉજાળૂં! ધન્ય૦

આળરચ્યૂં આળપંપાળ સહુ મનરચ્યૂં!
ભાગ્યૂં ગૃહસૂત્ર સઘળૂં અમારૂં!
દાસ સાગર હવે ભાર શાને વહે?
ૐ ગુરુદેવ! આ ઘર તમારૂં. ધન્ય૦

# રામની રમ્યતા છે!



એક પરિબ્રહ્મ આ જગતરૂપે થયા,
વેષ વિધવિધ ધર્યા મોજ કાજે;
પ્રભુજી પરમાણુ પ્રત્યેકમાં વિલસતા,
જે સ્થળે, જે પળે જેમ છાજે. એક૦

ખેલ, ખેલાડી થઇ આપ ખેલી રહ્યા!
રામજી રમત અદ્‌ભુત રમે છે!
દેશ ને કાળ કે સ્થિતિ તણી ભ્રાન્તિથી,
ભેદનાં ભ્રમણ, મન! તું ન રચજે. એક૦

દેહદેવળ વિશે દિવ્ય દરબાર છે,
બોલતો પુરુષ ઘટમાં જ ગાજે:
પરખજે અલખને પ્રેમીલાં લોચને,
જીરવી જ્યોત કૃતકૃત્ય થાજે. એક૦

વેદવેદાન્ત છે, શાસ્ત્રસિદ્ધાન્ત છે:
સન્તજન રોજ હરિમાં બિરાજે:
બ્રહ્મ નિર્ગુણ તણાં સગુણ દર્શન ભરી,
શાન્તિમાં હૃદયનો વિલય કીજે. એક૦

જેમ છે તેમ કેવળ નિજાનન્દ છે!
ઉલસતી પરમ રમણીયતા છે!
હરિગુરુસન્તનો દાસ સાગર જુવે,
જહીં તહીં રામની રમ્યતા છે! એક૦



# ભક્તિરાણી



ભક્તિ કર, ભક્તિ કર, પ્રીત, આરત ધરી –
હરિ, ગુરુ, સન્ત પર ભાવ આણી;
ધ્યાનથી, માનથી, ભક્તિ અદ્વિતીયથી –
વેદનો ભેદ લેજે પ્રમાણી. ભક્તિ૦

સન્તજન અનુભવે ગાય રવ નવનવે,
પૂર્ણ ઉલ્લાસથી પ્રેમવાણી:
ભક્તિને બારણે જ્ઞાનને વાસણે –
મુક્તિદાસી ભરે રોજ પાણી! ભક્તિ૦

સુખ અને દુઃખ એ મન તણાં ભ્રમણ છે,
મનશમન એ ખરી ઝિન્દગાની:
સત – અસત ઉભયથી વસ્તુને પર જુવે –
સકલ સંશય ખુવે ભક્તજ્ઞાની. ભક્તિ૦

પ્રેમ, તલ્લીનતા, દીનતા આવતાં –
સાત્ત્વિકી વૃત્તિ અન્તર સમાણી:
હરિ – હરિમય બધું વિશ્વ આ વિલસતું!
હરખતું હૈયું નિજરૂપ જાણી! ભક્તિ૦

બાજી પ્રારબ્ધની ગુરુજી મુજ પાલટી!
દાસ સાગર તણી શી કમાણી!
શું તજે? શું ભજે? પ્રણવધ્વનિ છો બજે!
લાડ કરતી ભલે ભક્તિરાણી! ભક્તિ૦



# પધરામણી



હમ શરીફના દર ભીતર દિલ્દાર આવે છે !
ગુફ્તેગોમાં એક બસ ૐકાર લાવે છે ! હમ૦

પાયજામો પૃથ્વીનો ! આસ્માની ચૂંદડિયાં !
ચાંદ ને આફતાબ, હાં ! છતિયાં સુહાવે છે ! હમ૦

ચશ્મ ધૂન મચાવતી 'હુયત્ અનલ્હક્ક'ની !
દિલ અગર એ તેગ પર આશક કપાવે છે ! હમ૦

હાથમાં દઈ હાથને, લબથી લબો ગૂંથી –
ઘૂંટડા આબેહયાતીના ભરાવે છે ! હમ૦

ખુદ બ ખુદ ગેબી બદન રોશન થતાં ખુલ્લું –
યાર સાગરશાહને બેખુદ બનાવે છે ! હમ૦



# રંગે રમે



રંગે રમે – હાં ! હાં ! ફૂહાનો !
મ્હારી સંગે રંગે રમે – હાં ! હાં ! ફૂહાનો !
હરખ કહ્યો નવ જાય, સખિરી ! અનુભવ ઔર દશાનો ! મ્હારી૦
ઘરમાં જતાં જ રસિલે આલિંગી ! ક્યારે આવ્યો છાનોમાનો ? મ્હારી૦
એલી ખેલાવી રહ્યો સારી રજની મોહનવર મનમાન્યો ! મ્હારી૦
ચંપાતું બસ સર્વાંગ પરસ્પર ! ધન્ય હો મ્હારો દીવાનો ! મ્હારી૦
લાજી મરે સુણી સાગર – સૈયાં ! આધીન ત્હારો સદાનો ! મ્હારી૦



# જળી ગઇ, હાં ! જહાં આખી !



જળી ગઇ, હાં ! જહાં આખી – ચિલમ ભર ઔર સુલ્ફાકી –
અગર અહવાલ કહું બાકી – દિલાવર યાર અય સાકી !
જળી ગઇ૦

શરત લાખો ઝમાનાની, હતી દાખિલ દીવાનાની –
તખત સીને બિછાવાની મુદ્દત અલ્બત્ત ગઈ પાકી !
જળી ગઇ૦

ખસેડી છાતીનો પર્દો, ઢળે કર, હાં ! દિલે અડતો !
પતાવ્યો દિલ્બરે ઝઘડો જીવાડી મુર્દદિલ ખાકી !
જળી ગઇ૦

અહા ! લવલીન બનાવીને, ઘુમાવી દિલ દબાવીને –
મ્હને, હાં ! હાં ! થકાવીને, દુલ્હારી ! તૂં ય ગઇ થાકી !
જળી ગઇ૦

વીતાડ્યૂં મ્હેં ગઝબ, દિલ્બર ! મગર ના ના ભૂલી પળભર !
અગર આ ફિદ્દવી સાગર પર અમીભર રહી નઝર નાંખી !
જળી ગઇ૦



# પ્રેમની સફળતા



પ્રેમ સુફલ છે તે જીવનો, હાં! જે બસ પ્રેમસ્વરૂપ બન્યો:
સંશય, શોક વિલાઇ ગયો, હાં! ભક્તિપ્રજ્ઞાન અભેદ લહ્યો..
પ્રેમ સુફલ છે તે જીવનો, હાં! ૦

પ્રીતિ પરાત્પર બ્રહ્મશું જોડી, તોડી તિમિરગઢ ન્યાલ થયો:
હરિ હરિ દેખે હુંપણુ છોડી, જીવિત અમરપુર વાસ વસ્યો.
પ્રેમ સુફલ છે તે જીવનો, હાં! ૦

સ્વાધીન કીધી બધી મનવૃત્તિ, તત્ત્વવિચાર નહીં વિસર્યો:
સમબુદ્ધિથી સાધી સમાધિ, જ્ઞાનગરીબ થઈ વિલસ્યો.
પ્રેમ સુફલ છે તે જીવનો, હાં! ૦

વિકટ પરીક્ષણુ માંહી ડગ્યો ના, નિશ્ચલ બોધસ્વરૂપ ગ્રહ્યો:
વાદવિવાદ કદાપિ ગમ્યો ના, એક બધે સરખો નિરખ્યો.
પ્રેમ સુફલ છે તે જીવનો, હાં! ૦

સુખદુઃખ રાગવિરાગ પરો, હાં! દેહાભિમાન તમામ ગળ્યો:
ભવસાગર તરી પાર ખડો, હાં! મોજમઝા બસ માણી રહ્યો!
પ્રેમ સુફલ છે તે જીવનો, હાં! ૦.



# નાચ



નાચત થેઈ ! થેઈ ! થેઇયાં !
કન્હૈયાજી નાચત થેઈ ! થેઈ ! થેઇયાં !
હૂં યે નાચૂં ને તૂં યે નાચે ! નાચત સારી ધરૈયાં ! કન્હૈયાજી૦
સોળ હઝાર કુંવારીઓ નાચે ! રુમઝુમ રાસ રમૈયાં ! કન્હૈયાજી૦
નાદ અનાહત બંસી બજૈયાં ! કોટિ બ્રહ્માંડ ગજૈયાં ! કન્હૈયાજી૦
શશી સૂર તાન ધરૈયાં ! તથૈયાં ! જળ જમુનાનાં ઠરૈયાં ! કન્હૈયાજી૦
એક અનલ્હક્ક અલખ લખૈયાં ! સાગર સૈયાં રીઝૈયાં ! કન્હૈયાજી૦



# ખેરસલ્લા



'દારૂ' પીએ મ્હારી બલ્લા !
હાં ! હાં ! મેરે યારો ! 'દારૂ' પીએ મ્હારી બલ્લા !
હૂં જ શરાબ અજાયબ જાતે ! નહીં દૂલહન ! નહીં દૂલ્હા !
હાં ! હાં ! ૦
પીવા પધારે ઘરે વણુતેડયો, આપે અનલ્હક્ક અલ્લાહ !
હાં ! હાં ! ૦
અદબદ હાલ ! અલખ લખ મૌલા ! નાહીં સ્તુતિ ! નહીં ગિલ્લા !
હાં ! હાં ! ૦
પ્રેમરસાયન પાવે જવલ્લા ! જીરવે વિરલ કોઉ ભલ્લા !
હાં ! હાં ! ૦
દશદિશ મ્હાલો, અજી ! શાહ સાગર ! સારી જહાં ખેરસલ્લા !
હાં ! હાં ! ૦



# અલખ ગુરુધામ!



**અલખ ગુરુધામ! અહો! જાદૂવાળૂં રે!—**
જળ, થળ, નભ, પવને નિહાળૂં!—
અલખ ગુરુધામ! અહો! જાદૂવાળૂં રે!

દશે દિશ સભર સુખસિન્ધુ રે!
હરિરૂપ વિરાટ લસન્તૂં રે!
બીજૂં છે જ નહીં! કોને નિન્દૂં?—
અલખ ગુરુધામ! ૦

ફૂલી ફાલી દિસે બ્રહ્મવાડી રે!
વનમાળી તો આંખ અગાડી રે!—
મ્હારે ગુરુજીએ દૃષ્ટિ ઉઘાડી!—
અલખ ગુરુધામ! ૦

નથી આવવૂં કે નથી જાવૂં રે!
નથી ત્યાગવૂં વા ન તજાવૂં રે!—
અજી! પોતે પોતામાં સમાવૂં!—
અલખ ગુરુધામ! ૦

ગુણ, રૂપ ને નામથી ન્યારા રે!
તોયે ગુણ, રૂપ નામ અપારા રે!—
બ્રહ્મસાગર હરિ ૐકારા!—
અલખ ગુરુધામ! ૦



# નારાયણનામ!



**નારાયણ નામ**! લાગે પ્યારૂં પ્યારૂં રે!–
જૂઠું જગતપણૂં ખારૂં ખારૂં!–
નારાયણનામ! લાગે પ્યારૂં પ્યારૂં રે!

જેણે આઠ પ્રહર **નામ** લીધૂં રે,
તેનૂં હૂંપણૂં હરિએ લીધૂં રે,
જીવ્યૂં જન્મ્યૂં કૃતાર્થ જ કીધૂં!–
**નારાયણનામ**! ૦

નામમહિમા તે વિરલાઓ જાણે રે,
પ્રેમરૂપ તે **પ્રેમ** પિછાને રે,
કોઇ **અનુભવી** એ મોજ માણે!–
**નારાયણનામ**! ૦

મૂળ **એક** જ **નામ** **સ્વરૂપે** રે,
લીલા ફેલી નાનાવિધરૂપે રે,
ગૂઢ ઉપનિષદો એ નિરૂપે–
**નારાયણનામ**! ૦

પ્રેમપાવકે કર્મ પ્રજાળ્યૂં રે,
ઉર **આપે** ઉગ્યૂં **અજવાળૂં** રે,
ખુલ્યૂં **બ્રહ્મ**સાગર કેરૂં બ્હારૂં!–
**નારાયણનામ**! ૦



## ત્હારો મહિમા



મહિમા અનિર્વાચ્ય દીઠો !
સૈયાં ! ત્હારો મહિમા અનિર્વાચ્ય દીઠો !

આપે અચાનક પાસ પ્રકટ થઈ ! દાસ ગોદે રાખી દીધો !
સૈયાં ! ૦

હું નહીં જ્ઞાની ! નહીં વા તપસ્વી ! જોગ, જગન નથી કીધો !
સૈયાં ! ૦

ધીખાવી ન ધૂણી ! ન ચોળી ભભૂતિ ! ભગવો નથી વેષ લીધો !
સૈયાં ! ૦

નેહ થતાં પ્રકટ્યો વિરહાગ્નિ ! ઝંખ્યો અધરરસ પીધો !
સૈયાં ! ૦

સેવક સાગર ! કારજ ત્હારો, ધન્ય ! જતન વિણ સિધ્ધ્યો !
સૈયાં ! ૦



## દીવાળી



આવો ! ઉજવીએ ! દીવાળી !
ઓ સન્તો ! આવો ! ઉજવીએ દીવાળી !

આજે દીવાળી ને કાલે દીવાળી ! રોજ બ રોજ દીવાળી !
ઓ સન્તો ! ૦

દરસે રુંએ રુંએ જાદૂઇ દીવા ! સારી જહાં અજવાળી !
ઓ સન્તો ! ૦

જહીં તહીં નેનાં જુવે **અમીભીનાં** **રાસભૂમિ** રઢીઆળી !
ઓ **સન્તો** ! ૦
કર્મ – અકર્મની પાર વસી , હાં ! વિલસો **સ્વયં** **વનમાળી** !
ઓ **સન્તો** ! ૦
**સચ્ચિત**સાગર **સહજ** **સ્વભાવે** , ઉલ્લસત ઊર્મિ ઉછાળી !
ઓ **સન્તો** ! ૦

---

# રોશની



**બેખુદ** **શરાબી** **રોશની** ! પીને બન્યાં – હાં **ખુશનુમા** !
આલમ અને **બેહિશ્તની** **પર્વાથી** બિલ્કુલ બેતમા !
બેખુદ ૦

જોતાં પરસ્પરને **અસલ** – અખિયાં લખે **ગેબી** **ગઝલ** !
ગૂંથ્યાં , જી હાં ! બસ દિલ બ દિલ ! બ્રહ્માંડ આવ્યૂં બાથમાં !
બેખુદ ૦

તલ્લીન **સમાધિ** જામતાં – ઘડી બે ઘડી , હાં ! લેટતાં –
ગર જાગતાં હું – હું જ ક્યાં ? મળી ગઇ **પરી** આ રૂહમાં !
બેખુદ ૦

કોને કહૂં આ તાજુબી ? ગુપચુપ હસે **શી** **અજાયબી** !
જ્યાં જોઉં ત્યાં **ર્હારી** **છબિ** બસ **મુજ** સદર લિબાસમાં !
બેખુદ ૦

**દિલ**બર ભરી – હાં – સર બ સર ! વાતી **અનલ્હક્ક** હર લહર !
**લલકારતૂં** ઘર ઘર ઉપર **સાગર** અગર **અલ્હક્ક** હુમા !
બેખુદ ૦

---

# ધવલ



ધન્ય! ધન્ય! જી રે આજ દુહાડલો!
જી રે ધન્ય તિથિ! ધન્ય વાર! હરખ પારાવાર –
પ્રેમીઓને બારણે!
ધન્ય! ધન્ય! જી રે૦

રાધારાણી રીઝતાં, હાં! મળીઆ મોહનલાલ!
આવી અચાનક ભેટતા રે – રંગે રમતા શ્રી નટવરલાલ! –
વારી જાઉં વારણે!
ધન્ય! ધન્ય! જી રે૦

રઘુપતિએ સેતુ બાંધ્યો, સીતા મળવા કાજ!
લંકા જીતી આવતા રે – મળ્યાં દંપતિ પ્રીતિથી આજ! –
રત્નાકરને આંગણે!
ધન્ય! ધન્ય! જી રે૦

કાયાની માયા ટળી ત્યાં સંશયશોક વિલાય!
જેમ હતું તેમ દેખતાં રે – અજી! રસ રસ રસ છલકાય! –
સૈયાં! ત્હારે બારણે!
ધન્ય! ધન્ય! જી રે૦

ધન્ય! ગુરુજી! પ્રીછવી, હાં! સુરસરિતા ઘર માંહ્ય!
પ્રેમસુધારસ પામતાં રે – બ્રહ્મસાગર પૂર ઉભરાય! –
સાગરજીને આંગણે!
ધન્ય! ધન્ય! જી રે૦



# જયજયકાર



હાં રે – આવોજી મ્હારે બોલીઆ ! –
જય ! જય ! જય ! સુરવાણુ !
ગગનગુહાદ્વાર ખોલીઆં ! –
પ્રેમાનન્દની ખાણુ ! –
આવોજી મ્હારે બોલીઆ !
હાં રે૦

હાં રે – કોઈ કહે એ સગુણુ છે : કહે કોઇ નિર્ગુણુ :
અનુભવ ઉભય યથાર્થ, હાં ! વસ્તુ સત સૂનમુન.
આવોજી મ્હારે બોલીઆ !
હાં રે૦

હાં રે – કોઇ કહે જીવ જીવ છે : કહે કોઇ શિવરૂપ :
વાણીવિલાસ વિરામતાં, હાં ! હાં ! એક અનુપ.
આવોજી મ્હારે બોલીઆ !
હાં રે૦

હાં રે – જપતપતીરથ કોઇ કહે : કોઇ આસનધ્યાન :
વિધવિધ પ્રીત પિછાન, હાં ! મન અમન નિશાન.
આવોજી મ્હારે બોલીઆ !
હાં રે૦

હાં રે – જ્યાં જ્યમ ત્યાં ત્યમ રીઝતા, હરિ ૐ સ્વયમેવ :
સાગર ! જયજયકાર હો ! ગુરુ આતમદેવ !
આવોજી મ્હારે બોલીઆ !
હાં રે૦



# મુબારક !



મુબારક હો !. મુબારક હો ! જહાં સારી મુબારક હો !
સુખી – સુખરૂપ આશક હો ! મુબારક હો ! મુબારક હો !
મુબારક હો ! ૦

મુબારક ખુશનુમા ગુલ્શન, લસે સાનન્દ ચેતનઘન !
જી ! હાં ! રોશન જહાં યક્તન ! મુબારક હો ! મુબારક હો !
મુબારક હો ! ૦

બજાવો ઢોલ ! ભં ભં ભમ્ ! મુબારક સૂર સોઽહં હમ્ !
ભૂમિ, જલ, તેજ, વાયુ, વ્યોમ ! મુબારક હો ! મુબારક હો !
મુબારક હો ! ૦

અનલ્હક્ક માલ બસ મોઘમ ! હસન્તૂ હર જગહ કાયમ !
સનમથી રમો, સનમ ! હરદમ ! મુબારક હો ! મુબારક હો !
મુબારક હો ! ૦

અજબ સાગર ! છુપો ઝાહિર ! વિલસતો મોજની ખાતિર !
હમેશાં લેલ – તુલ્ – કાદિર ! મુબારક હો ! મુબારક હો !
મુબારક હો ! ૦



# પ્રેમતિથિઓ



**સખિ! પડવે** પ્રેમસ્વરૂપ, પળપળ જપીએ રે:
અન્તર વૃત્તિ તદ્રૂપ, હરિવર વરીએ રે.

**બીજે** નથી બીજું કાજ, આ તનુ ધારી રે:
કરી પુરુષાર્થ જ નિજ જાઝ, લેવું તારી રે.

**ત્રીજે** ઉર ત્રિવિધિ તાપ, ક્યાં સુધી સહશે રે?
ગુરુચરણે થિર મતિ થાપ, સંશય દહશે રે.

**ચોથે** જો ચારે વેદ, ગુરુજીની વાણી રે:
જીવશિવનો ભેદ અભેદ, લેવો જાણી રે.

**પાંચમે** પંચમહાભૂત, મોહક માયા રે:
એ જાણી તૂતે તૂત, સન્ત સમાયા રે.

**ષષ્ઠીએ** ષડ્રિપુનાશ, મનથી કીધો રે:
હાં! ગઢ અમરાપુર ખાસ, સહજે લીધો રે.

**સાતમે** સિન્ધુઓ સાત, છોને ઉલટે રે:
પણ પ્રેમી અવિચળ શાન્ત, રંગ ન પલટે રે.

**આઠમે** પ્રહર જે આઠ, 'હરિ! હરિ!' ઝંખે રે:
તે બાહ્યાન્તર સૌ ઠાઠ, હરિનો નિરખે રે.

**નોમે** નવરંગી નેણ, જગતઉદાસી રે:
ઝરમર વરસે અમીવેણ, મીત મધુભાષી રે.

**દશમે** દસ પ્રભુઅવતાર, કોઈ વખાણે રે:
પ્રેમાત્મા ઠારોઠાર, બ્રહ્મ પ્રમાણે રે.

**એકાદશીએ** અગિયાર, ઇન્દ્રિય સાથે રે:
હરિરથ કીધો તૈયાર, હરિહર માટે રે.

**બારશે** ભીતર ને બ્હાર, સરખૂં એવૂં રે:
મનબુદ્ધિથી તું પાર, માણ્યા જેવૂં રે.

**તેરશે** 'રસો વૈ બ્રહ્મ'! ગાયૂં શ્રુતિએ રે:
તે રૂપ ઓહંગ સોહંગ, જાગ્યૂં સ્મૃતિએ રે.

**ચૌદશે** ચતુર્દિશ આપ, વ્યાપ્ત નિહાળ્યૂં રે:
નહીં થાપ, નહીં ઉત્થાપ, જગ અજવાળ્યૂં રે.

**પૂનમે** પૂર્ણ થઇ આશ, આત્મા ઉલસે રે:
હરિગુરુસન્તોનો દાસ, સાગર વિલસે રે.

# ગોરાંદેનો નાચ



નાચો! હાં! રુમઝુમ! ઝુમ!
ગોરાંદેજી! નાચો! હાં! રુમઝુમ ઝુમ!

ઘમકત ઘમકત ઘુઘરા તમારે પેરે ઝરે કુંકુમ!
ગોરાંદેજી! ૦

બ્રહ્મા, હરિહર રાચે હુઝૂરે! નાચત બં બં બમ્!
ગોરાંદેજી! ૦

પુલકે પ્રમોદે પશુ, પંખી, પ્રાણી! ધૂન મચી ધૂમ ધૂમ!
ગોરાંદેજી! ૦

દેવસમાજે શી નોબત ગાજે! બાજે કડુમ ડુમ! ડુમ!
ગોરાંદેજી! ૧

અણુ અણુ નિરખી અજબ તુજ અંગીઆં! સાગર મન ગુમ ગુમ!
ગોરાંદેજી! ૦

## એક ફારસ !



ફારસ હસવાનૂં ભારી !
અહા ! જરી સુણીએ ! ફારસ હસવાનૂં ભારી !
ગંગાની ગોદે વિલોકી પથારી, વાતો ઉડે શી હમારી !
અહા ! ૦
કોઈ કહે કે એ 'ખુફિયા પુલિસ છે – યા અફસર સરકારી' ! !
અહા ! ૦
કોઈ કહે છે 'એ સન્ત મહાત્મા' ! કોઇ કહે 'બ્રહ્મચારી' !
અહા ! ૦
'બાબુ બંગાળી હશે' કોઇ બોલે ! કોઈ કહે 'રાજદ્વારી' ! !
અહા ! ૦
સાગર ! નિજરૂપ દુનિયાની લીલા ! બલિહારી, સૈયાં ! તમારી !
અહા ! ૦



## સોદાગર



અગમનગરસેં આયો સોદાગર ! ક્યા ક્યા જિન્સેં લાયો રે !
હથ્થીં લાયો ! ઘોડા લાયો ! લાયો ગોરી ગાયો રે !
અગમનગરસેં આયો સોદાગર ! ૦

ઓ રે સોદાગર ! ઓ રે સોદાગર ! માલનૂં મૂલ જણાવો રે !
સબકી કિમ્મત એક બરાબર ! મોલ અસલ હિં સુણાયો રે !
અગમનગરસેં આયો સોદાગર ! ૦

હાથી લ્યો તો હૈયું દઇ દો ! ગુમદિલ થઇ ઘોડા લ્યો રે !
જ્ઞાનવિરાગ – હરિગુણ સાટે આપી ગોરી ગાયો રે !
અગમનગરસેં આયો સોદાગર ! ૦

ઓ રે સોદાગર ! ઓ રે સોદાગર ! સુરમો શો ભાવ ઠરાવ્યો રે ?
સારી જહાંકો જલાઇ જિસીને અંજન ઉસીને લગાયો રે !
અગમનગરસે આયો સોદાગર ! ૦

આતમરામ સ્વયં સોદાગર ઠેઠ સ્વદેશથી આવ્યો રે ! ૦
રોકડ દામ ચૂકાવી સરાસર સાગર સૌદો બનાવ્યો રે !
અગમનગરસે આયો સોદાગર ! ૦

# ચેતવણી



પુરુષાર્થ વિના, માયામાં સુતેલૂં મન નહીં જાગે :
વૈરાગ્ય વિના, સત્સંગતનો કાયમ રંગ ન લાગે.
પુરુષાર્થ વિના ૦

રવિ સર્વ સ્થળે સરખો ઉગે,
કોઇ જાગે ને કોઇક ઊંઘે,
ઊંઘે તે સૂરજ નવ દેખે ! – પુરુષાર્થ વિના ૦

વરસાદ બધે સરખો વરસે,
કોઇ બેસી રહે, કોઇ કમર કસે,
ના ના હળ ઇન્દ્ર જ કર ધરશે ! – પુરુષાર્થ વિના ૦

માયામાંથી મન ઊંચકજે,
હરિસન્તગુરુચરણે ધરજે,
પુરુષાર્થ ખરૂં એ આદરજે ! પુરુષાર્થ વિના ૦

મિથ્યા જગપણનૂં સગપણ છે :
ભામા માત્ર જ માયા ગણજે :
ચેતવણી સાગરની સુણજે. – પુરુષાર્થ વિના ૦

# ઉપદેશ



પળ પળ ભજ પરિબ્રહ્મ :
જનુવા ! પળ પળ ભજ પરિબ્રહ્મ .
નહીં રે ટકે ત્હારૂં માટીનૂં ખોરડૂં ! ચેતી લે – હાં – એકદમ ! જનુવા ! ૦
કાયમ ઘરમાં તૂં ઘર કરી લે , ભાઈ ! સુફલ કરી લે જનમ ! જનુવા ! ૦
બાહ્યાન્તર કર જપ दासोऽहम् । પ્રીતે ઠરવજે કદમ ! જનુવા ! ૦
જ્ઞાનવિરાગે 'હરિ ! હરિ' રટજે - આદિ ને અન્તે ओ३म् ॥ જનુવા ! ૦
સચ્ચિતિસાગર પૂર ઉલટતાં , જાગે છે સૂર सोऽहम् ॥ જનુવા ! ૦



# જીવને વિનન્તિ



ભક્તિને પન્થે પધારો !
જીવડલા ! ભક્તિને પન્થે પધારો !
માયાની સોબત મન થકી મ્હેલી , બગડેલી બાજી સુધારો !
જીવડલા ! ૦
ખાતૂં ચ્હડી ગયૂં ! ચેતી લ્યો , ભૈયા ! કયાં સુધી નિભશે ઉધારો ?
જીવડલા ! ૦
હૂં – હૂંને થાનક થાપો હરિને : પ્રકટ થશે પ્યારો પ્યારો !
જીવડલા ! ૦
કીજે નહીં , બાપ ! જૂઠા વેપારો : તજીએ એ મનના વિકારો !
જીવડલા ! ૦
લળી લળી સાગર વળી વળી વિનવે : જ્ઞાન વિના નથી આરો !
જીવડલા ! ૦



# અર્જુનની પ્રાર્થના



**ચંચળ મન છે ઠગારૂં :**
**ઓ ભગવન્! ચંચળ મન છે ઠગારૂં.**

સંકલ્પ લાવે, વિકલ્પો કરાવે!
એને તે શી રીતે વારૂં?
ઓ ભગવન્! ચંચળ મન છે ઠગારૂં.
ચંચળ૦

જ્ઞાનવિચાર કહ્યો નવ માને!
લાગે છે એ તો અકારૂં!
ઓ ભગવન્! ચંચળ મન છે ઠગારૂં.
ચંચળ૦

ઝાઝૂં દિસે બળવાળૂં એ મુજથી!
એથી હવે તો હૂં હારૂં!
ઓ ભગવન્! ચંચળ મન છે ઠગારૂં.
ચંચળ૦

જાતે દવાનળમાં ઝંપલાવે!
જાણીને ઝેર પીનારૂં!
ઓ ભગવન્! ચંચળ મન છે ઠગારૂં.
ચંચળ૦

પૂછત પાર્થ, પ્રભો! પ્રેમસાગર!
કયી પેર મનને હૂં મારૂં?
ઓ ભગવન્! ચંચળ મન છે ઠગારૂં.
ચંચળ૦



# અર્જુનને ઉત્તર



દૃઢ પુરુષાર્થ જ કરવું:
ઓ યોદ્ધા દૃઢ! પુરુષાર્થ જ કરવું.

ક્ષત્રિય વીર થવું ભવરણમાં:
પ્રણવધનુષ કર ધરવું.
ઓ યોદ્ધા! દૃઢ પુરુષાર્થ જ કરવું.
દૃઢ૦

વળગણ માટીનું સઘળું વિસારી,
કેસરીઆં કરી લ્હડવું.
ઓ યોદ્ધા! દૃઢ પુરુષાર્થ જ કરવું.
દૃઢ૦

કબજ કરી રિપુ આત્મઅભ્યાસે,
જ્ઞાનવિરાગે વિહરવું.
ઓ યોદ્ધા! દૃઢ પુરુષાર્થ જ કરવું.
દૃઢ૦

તું છે અજીત, અમર, કર જય, હાં!
માયાનું મુકર્રર મરવું.
ઓ યોદ્ધા! દૃઢ પુરુષાર્થ જ કરવું.
દૃઢ૦

શ્રદ્ધાથી તર મોહસાગર, બચ્ચા!
કૃષ્ણવચન અનુસરવું.
ઓ યોદ્ધા! દૃઢ પુરુષાર્થ જ કરવું.
દૃઢ૦



# પ્રેમી અને લક્ષ્મી



હાં ! પૂછે છે :– 'પ્રેમી ને લક્ષ્મીનો કેમ વિરોધ છે ?'
તૃણવજ્જગ છે ! નિસ્પૃહી પ્રેમીનો એ પ્રેમપ્રબોધ છે.
હાં ! પૂછે છે૦

પ્રેમી ના રીઝે માયાથી :
વ્યામોહ કશો ના કાયાથી :
પ્રેમી મ્હોટો મહારાયાથી !
હાં ! પૂછે છે૦

પ્રેમાગ્નિ ખરેખર જાગે છે,
જ્યાં 'હું' ને 'મુજ' એ ત્યાગે છે :
ભડ ભડ જગ આખું ય લાગે છે !
હાં ! પૂછે છે૦

દુનિયાદારી માગે લક્ષ્મી :
પ્રેમી નવ એ ગણવો વ્હેમી :
પ્રેમીની પ્રેમ જ એ લક્ષ્મી !
હાં ! પૂછે છે૦

પ્રેમીને ધન જ્યમ કંકર છે :
પ્રેમીનો તાર પ્રભુ પર છે :
સુખસાગર આપ ઉજાગર છે !
હાં ! પૂછે છે૦



# માયાવી કંચુકી



કંચુકી ક્યાં શીવડાવી ?
સૈયાં મોરે ! કંચુકી ક્યાં શીવડાવી ?

કોણે લીધૂં પરમાણૂં તમારૂં ? તસ તસ તંગ બનાવી ! સૈયાં૦
સુન્દર પોત ! કહીંની કુમાસી ? દરજણ ક્યાંથી બોલાવી ? સૈયાં૦
વિધવિધ બુટ્ટા ને વેલ ભભુકે ! મગઝી સુનેરી મૂકાવી ! સૈયાં૦
સંતાડી રાખ્યા શશી, રવિ ભીતર ! કોણે કળા એ ભણાવી ? સૈયાં૦
કંચુકીઓઠે ત્રિલોકની શોભા ! સાગર મૌજાં ઉડાવી ! સૈયાં૦



# આવો ! જી !



આવો ! જી ! લાડ લડાવૂં !
સૈયાં ! હો ! આવો ! જી ! લાડ લડાવૂં !

ગૂંથૂં અલકલટ તારકમોતી ! મુગટ ગગનથી મ્હડાવૂં ! સૈયાં !૦
શીવડાવૂં ચાંદાસૂરજ ભરી ચોળી ! પૃથિવીનો ચણીઓ બનાવૂં ! સૈયાં !૦
સોરંગી સાળુ વસન્તી પ્હેરાવૂં ! ચુમ્બનફૂલડે વધાવૂં ! સૈયાં !૦
બિસ્તર ઉરપેં વિરાટ બિછાવૂં ! રંગે રમાડૂં ! રીઝાવૂં ! સૈયાં !૦
સાગર ભરપૂર મસ્તી ચ્હડાવૂં ! નાચૂં નગન ને નચાવૂં ! સૈયાં !૦



## ઝિયાફત



ઉઠો ! મર્હુમ અય મસ્તો ! અવ્વલ , હાં ! આજ ઝયાફત છે !
અગર આ કબ્ર પર , દોસ્તો ! અસલ રોઝે કયામત છે .
ઉઠો ! ૦

અહા ! હર નેનમાં દિલબર , જુવો ! વ્હેતી અમીનિર્ઝર !
કદમ ઝમીંથી ધરી અદ્ધર , પીઓ , બસ ! હાં ! ઇજાઝત છે !
ઉઠો ! ૦

લપેટી તનબદન દિલબર , બિરાજે મસ્ત જોગીશ્વર !
મુલાયમ ઘાસને બિસ્તર , અહાહા ! બાદશાહત છે !
ઉઠો ! ૦

પહાડી બાવટો બંટી ! મહા મીઠી લૂખી રોટી !
સનમ ખુદ ખુદમુખે ધરતી ! અગર કુછ ચીઝ ન્યામત છે !
ઉઠો ! ૦

જહાં સહુ પારદર્શક છે : આણુ આણુભર અનલ્હક્ક છે !
અગર સાગર ! અલખ લખ છે ! તખત ત્હારૂં સલામત છે !
ઉઠો ! ૦



## અહો ! કિસ્મત !



અહો ! કિસ્મત ! કયામતમાં સિરફ ત્હારી સગાઈ છે !
મગર ખુદમસ્ત કિસ્મતમાં મઝા હરદમ લખાઈ છે ! અહો ! ૦

ફિદા માશૂક મદમાતી ! મુલાયમ પાથરી છાતી !
સખી કુદરત મ્હને ગાતી ! હૂં લાલન ! તૂં લુગાઈ છે ! અહો ! ૦

પહેરી પ્રેમનો વાઘો, ટહેલૂં જંગલે નાગો!
બિરાદર દોસ્ત! હો! જાગો! જુવો શી બાદશાહી છે! અહો! ૦

ન ઘરમાં તેલનૂં પુમડૂં! અગર હો યા ન કપડૂં!
ફકીરનૂં મામુલી ઝુંપડૂં શહનશાહથી સવાઈ છે! અહો! ૦

કહાં દીવલી! કહાં ઠાંગર! અહો ફકીરી! અહો સાગર!
સિકન્દર તૂં જ! તૂં કૈસર! અગર કિસ્મત સિપાહી છે! અહો ૦



## કુદરતના મહેમાન

હમે મહેમાન કુદરતના! ભર્યો જ્યાં તર ખઝાનો છે!
ધણી કુલ બાદશાહતના! તહીં તોટો કશાનો છે? હમે ૦

વિકટ કાટી – કૂટી જંગલ, બનાવી ચાંદી શી અવ્વલ!
ઘડ્યા સોનેરી ઘાટ અસલ! અહા! કીમીઓ મઝાનો છે! હમે ૦

સુવેલા આશકો! આવો! ભરી દિલ લીજીએ લ્હાવો!
કહે દિલ્દાર: – બોલાવો – જુવો! ખુલ્લો ઝનાનો છે! હમે ૦

ન આપ્યૂં કાંઇ! ના લીધૂં! હતૂં તેવૂં દીઠૂં સીધૂં!
મટયૂં મરવૂં! મરી દીધૂં! અગર શો ડર કઝાનો છે? હમે ૦

સુખી ના ના મગર સુખરૂપ! તૂં સાગર! મોજ કર ગુપચુપ!
અગર બસ! અય ભૂપોના ભૂપ! દીવાનો તૂં – તૂં દાનો છે! હમે ૦



# ફુલથનૂં ગીત



**કળથી** હમારે કબૂલ !

**સાંઇ ! તોરી કળથી** હમારે કબૂલ !

સ્વાદ ન લાગત ભાત કમોદનો ! બંટી તિહારી અમૂલ ! **સાંઇ** ! ૦
હમ બડભાગીને ખુદ તું ખવાડે, કાંગની કોળી અતુલ ! **સાંઇ** ! ૦
માયા જલાવી ને ભસ્મ લગાવી ! ભ્રમણાની ભાગી ભૂલ ! **સાંઇ** ! ૦
મ્હેલી હવેલી હિમાચલ ભાળ્યો ! **ધન્ય** આ ધૂણીની ધૂલ ! **સાંઇ** ! ૦
**છ**બિયાં વિલોકી, **સાંઇયા** ! વારી જાઊં ! તનમન **સાગર** ડૂલ ! **સાંઇ** !૦



# કામણગારી ભભૂત !



કામણગારી **ભ**ભૂત !

**સાંઇ** ! ત્હારી કામણગારી **ભ**ભૂત !

ચપટીક શી મ્હારી અખિયાંમાં ઉડી ! નેનાં બન્યાં અબધૂત ! **સાંઇ** ! ૦
**આ**પે રમાડે ને **આ**પે રમે **સાંઇ** ! ખેલ મચ્યો **અ**દભુત ! **સાંઇ** ! ૦
**ત**ત્ત્વ વિલસતૂં છતૂં **વ**ર્ત્તમાને ! ભાવિ ગલત ! ભૂત તૂત ! **સાંઇ** ! ૦
બહુરૂપી **શ**ક્તિ પ્રસારી તૂં નાચે ! તૂં હિ ભૂતપતિ ! તૂં હિ ભૂત ! **સાંઇ** ! ૦
**એ**ક જ **સાગર** ઊર્મિ સરાસર ! ત્યમ આલમથી **અ**ચ્યુત ! **સાંઇ** ! ૦



# લાડીલાંનૂં ગીત



માનો તો તમને મનાવૂં:
લાડીલાં! માનો તો તમને મનાવૂં.
પચરંગી ભિક્ષા ઇકઠ્ઠી પકાવૂં: સંગે બેસી સંગે ખાવૂં!
લાડીલાં! ૦
સાહેલી સોળ સહસ્રની સંગે પટરાણી તમને બનાવૂં!
લાડીલાં! ૦
છચોક જગાવૂં, જી! અલખ તમારો! દશદિશ નામ ગજાવૂં!
લાડીલાં! ૦
તેડાવૂં, આલી! અહા! વિશ્વકર્મા! અદ્ધર તખત ઘડાવૂં!
લાડીલાં! ૦
સુવરાવૂં સાગર સંગે સદા યે! થેઇ થેઇ નાચ નચાવૂં!
લાડીલાં! ૦



# શિક્ષા



મનનો ભરૂંસો ન કરશો:
ઓ રાજન્! મનનો ભરૂંસો ન કરશો.
મન્ત્રીપદે એને સ્થાપશો તો તો નાવ તમારૂં ડુબવશો. ઓ ૦
જોગી ઘડીમાં! ને ભોગી ઘડીમાં! ના ના એને અનુસરશો. ઓ ૦
નાણૂં ને નારી બે માનીતાં મનનાં! ચેતીને એથી વિચરશો. ઓ ૦
મન એ જ માયા, ને માયા એ મન છે: રગ રગ મન્ત્ર એ ભરશો. ઓ ૦
પળ પળ સ્મરણ કરી હિતશિક્ષા, આ ભવસાગર તરશો. ઓ ૦



# ઝહરની નદી



નદી બસ ઝેરની નારી ! જહાંમાં ભૂલભૂલામણી છે !
ફસાવી ભોગ લેનારી ! અગર વિકરાલ ડાકિણી છે ! નદી૦

બુરો અવતાર માયાનો ! મહા રિપુ જોગીરાયાનો !
સિરફ જ્યાં ખ્યાલ કાયાનો ! મુખે અમી ! માંહ્ય સાપિણી છે ! નદી૦

ઘડી એકાન્તમાં વસવૂં, અગર અમથૂં જરી હસવૂં –
નરકને દ્વાર એ ફસવૂં ! નરકની એ જ રાણી છે ! નદી૦

હવાબીબીથી ફસ્યા આદમ ! બન્યૂં બસ ત્યારથી જહન્નમ !
સુવાડી મોતમાં આલમ ! ઠગારી મિષ્ટભાષિણી છે ! નદી૦

પ્રપંચી પ્રકૃતિ, સાગર ! ખરે ! બચવૂં મહા દુસ્તર !
ત્રિગુણપર ભોગવો દિલ્બર અગર ફત્તેહ આપણી છે ! નદી૦



# ત્હારી દિલ્બરી



નિરખી અજબ તુજ દિલ્બરી, થઇ જાઉં હૂં બહુ ગળગળો :
તરી અશ્કભરી આવે ઝરી ! કરી દે મ્હને બસ નિર્મળો.
નિરખી૦

તૂં દયાલુતા ! તૂં પ્રીતિ ! રતિ ! દિલ મ્હોટૂં તુજ દરિયાવથી !
તુજ શાન્તિને સીમા નથી – કહિ થાઉં હૂં જરી આકળો !
નિરખી૦

લપટચાં પરસ્પર તનબદન! પાળ્યું વચન થઇ મનમગન!
ચંપાય દિલ્બર ખુશવદન! આફ્તાબ દિલ પર ઝળહળ્યો!
નિરખી૦

દિલ્બર અયે! મુજ નેણુ તું: મુજ ઘ્રાણુ તું: મુજ વાણુ તું:
આ પ્રાણુનો પણુ પ્રાણુ તું: તું વણુ હું પંગુ આંધળો.
નિરખી૦

લબ'ચુમ્બતી અમી એ વહે: –'સાગર! ગઝલ તુજ બહુ ગમે–
'પ્યારા! અગર પળભર ત્હેને ના ના કરૂં કદિ વેગળો.'
નિરખી૦

## પ્રેમનૂં ટમ્લર



પી પ્રેમનૂં ટમ્લર સરસ – માખણુ ભરી દીધ દિલ્બરે –
ઉડીએ નશે બસ રસ બ રસ – અવિચલ ધ્રવલગિરિ ઉપરે! પી૦

માદર અયે કુદરત તણી! ખૂબીની ખૂબી ખુદ તું બની!
જો! જો! લીલા, સખિ! આપણી મણિકૂટગિરિને શિખરે! પી૦

બસ કાલ રાત્રિએ ફકત – રચ્યૂં આપણે રમવા જગત્!
આજ જ નઝર કરતાં તુરત, સહુ આપણી સૂરત ધરે! પી૦

સુન્દર બરફના પ્હાડમાં, પ્રાણીજ, ખનીજ ને ઝાડમાં,
હર દશ્યમાં, હર શ્રાવ્યમાં આબેહયાત ઝર્યા કરે! પી૦

ભર વસ્તી ને વન વન ભીતર, બેહદ બજે બંસી અગર –
સાગર! તમારો ગેબી સ્વર 'હક્ક! હક્ક! અનલહક્ક' ઉચ્ચરે! પી૦

## હમારો રંગ



રંગ સોરંગી લગૈયાં !
હમારે તો રંગ સોરંગી લગૈયાં !

ગાઉં ગઝલિયાં ને નાચૂં તથૈયાં ! સંગે ગોકુલની દુલ્હૈયાં ! હમારે ૦

બાલ પ્રભાતે ને બુઝુરગ દિનમાં ! જોબન રેણી ઝુલૈયાં ! હમારે ૦

ભક્તિ ને જ્ઞાન ! કરી રદ્દ બેકી ! એકી અભેદી લિખૈયાં ! હમારે

ફાટયૂં મગઝ અરુ ફૂટકયૂં જિગર બસ ! ફરકે છે ઈશ્કધજૈયાં ! હમારે ૦

સાગર ! ફર ભરનગર વચ્ચોવચ પકડીને સૈયાંની બૈયાં ! હમારે ૦



## ભૈયા ! હો !



રાત્રિ તુફાનોની વીતી !
ભૈયા ! હો ! રાત્રિ તુફાનોની વીતી !

સંશયશાકિણી પામી પ્રલય ! હો ! અવિચલ ઉગે અદિતિ ! ભૈયા ! ૦

હું ભૂતનાથ ! સ્વવશ ભૂત વર્ત્તે ! રૈયત રાજાથી બ્હીતી ! ભૈયા ! ૦

એક જ તત્ત્વ ત્રિકાળ દશેદિશ ! પાકી સ્વરૂપપ્રતીતિ ! ભૈયા ! ૦

આશક હૂં છૂં ને માશૂક હૂં છૂં ! હૂં જ વહૂં બની પ્રીતિ ! ભૈયા ! ૦

સાગર જ્ઞાનનો ભજનતરંગો ! પુલકે છે બ્રહ્મપ્રમિતિ ! ભૈયા ! ૦



# વાહ ! વાહ ! સૂરત !



વાહ ! વાહ ! સૂરત ! અય નાઝનીં ! શોભા બની શી સર બ સર !
છબિ આજની, અયિ સાજની ! નિરખી જિગર ખુશ તર બતર ! વાહ !૦

ગૈસૂઓં પર, પ્રિય સુન્દરી ! સાડી લીલુડી શી ધરી !
જુઈ, જાઈ યા ગુલ્દાવરી ગૂંથી, અહો ! ગર્દન ઉપર ! વાહ !૦

બેટી કલાલીની ફાંકડી ! બેઠી પલાંઠીએ રુડી !
કૂહેતી સ્મરૂં : 'હાં ! ઘડી ઘડી ત્હારી ગઝલની હર બહર !' વાહ !૦

હું લપ્યો પ્રિયાની પાંખમાં ! પીતો અમી મૃદુ આંખમાં !
હાં ! હાં ! જહાં ભણી ઝાંખ મા ! ન ઉપાડ નેનાં પલકભર ! વાહ !૦

ચશ્મે પરોવી રહી ચશમ ! સાગર ! સુફલ ત્હારો જનમ !
દિલ્દાર ખાય સખત કસમ : – 'ના ના જીવૂં ત્હારા વગર !' વાહ !૦



# અલ્લહક્ક



અલ્લહક્ક ! અનલ્લહક્ક ! સુરધ્વનિ ! જાગ્યો અગર દિલે અલખ –
આવી સનમ બસ બની ઠની ઝળકાવતી મુખની ઝલક !
અલ્લહક્ક ! ૦

ચેતનસ્ફટિકશા તન પરે, ભૂષણ ધર્યાં શાં દિલબરે !
સીના ઉપર જાદૂ ઝરે – મોતીની માળાની હલક !
અલ્લહક્ક ! ૦

કરમાં અજાયબ શી લટક! અહ! પેરની મીઠી ચટક!
અજી! આંખની એક જ મટક વિસરાવી દે આખી ખલક!
અલ્હક્ક! ૦

ચકચક ચળકતો આ બરક! સોનેરી તે પર શો હરફ?
બસ ઈશ્કનો એક જ અલફ ભભકી રહ્યો ફલકે ફલક!
અલ્હક્ક! ૦

અય જલ! પવન! પ્હાડો! ગગન! સુણીએ પરસ્પરનૂં વચન:—
સાગરસનમ ગૂંથ્યાં બદન – અળગાં થવૂં ના ના પલક!
અલ્હક્ક! ૦



# આ શૂં છે?



અગર શૂં છે જહાં? હાં – હાં – ખુદાનૂં બુતખાનૂં છે!
અગર, શિવજી! તમારૂં શૂં અજાયબ ભૂતખાનૂં છે! અગર ૦

બન્યૂં છે આ દવાખાનૂં, બધા શોખી દીવાનાનૂં!
સનમશૂં રંગ રમવાનૂં મુબારક ઈશ્કખાનૂં છે! અગર ૦

સનમનૂં એક તન દુનિયા! સજે દસ લાખ ચૂંદડિયાં!
પીઓ ને પાવ! અય સૂફિયા! ખુદાઇ શરાબખાનૂં છે! અગર ૦

બની બુલ્બુલ! બની તૂં ગુલ! કહીં બેમૂલ! કહીં દિલ ડૂલ!
અહાહા! મસ્ત કુદરત કુલ હમારૂં ઝનાનખાનૂં છે! અગર ૦

પૂછો છો શૂં ઇજ્જતનૂં? પધારો લઇ દિલે મજનૂં!
લૂટાતૂં શાહ સાગરનૂં અજબ દીવાનખાનૂં છે! અગર ૦



# ગોવાળ



ગાવડીઓના ગોવાળ ! -
હો ! જી ! અમે ગાયોના ગોવાળ !

ગૌઆં બધૂં ય ચરે મધુવન આ વનકટી વિવિધ રસાળ !
હો ! જી ! ૦
ગંગા ને જમુનાની વચ્ચે ઝુંપડલી ! ફૂહાડી ગોપીઓએ ભાળ !
હો ! જી ! ૦
ઘેલુડી રાધાકુમારીને નયણે ભભુકી ઉઠી પ્રેમજવાળ !
હો ! જી ! ૦
'ગૌઆં, કન્હૈયા ! તિહારી હૂં છૂં, હો ! તૂં છે મ્હારો રખવાળ !'
હો ! જી ! ૦
રાધે ! દુલ્હારી ! સખિ ! રૂપસાગર ! ગાયો – હાં – પાછેરી વાળ !
હો ! જી ! ૦

# ગોવાળનૂં ગીત



આણી કોર હાલો – એ – ગૌ !
હલો ! લો ! હે – ગૌ – હે – ! આણી કોર હાલો – એ – ગૌ !
આગળ ગૌઆં ને પાછળ ગૌઆં – હાલો ! હૂં વચ્ચે થાઉં ! હલો ! ૦
કેડીએ કેડીએ છેડી વાંસલડી, સોરંગી રાગિણી વહૂં ! હલો ! ૦
ગજવી ગગન – હે – દૂહા લલકારૂં ! ખુલ્લી કવ્વાલીઓ ગાઉં ! હલો ! ૦
ધેનુ ચરાવી ને ઘેર સિધાવી – દ્હાડો છતાં દોહી લઉં ! હલો ! ૦
આવો, છોકરડાં ! અલો ! લો ! ઉજાણી – હે – પયસાગર પાઉં ! હલો ! ૦

# મહીઆરી



**હું મહીઆરી! બડી મતવાલી! મહી વેચવાને જાઉં!–**
**મહીઆરી હું મતવાલી!**

મારગડે મળ્યો મોરલીવાળો! કહે છે હું તો દાણ લઉં!
મહીઆરી૦

આઘેરી પાછેરી સહીઓ સહુ રહી! એકલડી પડી છઉં!
મહીઆરી૦

અડધી ઘડી કરી રકઝક અમથી! મનડું વિવશ મુગ્ધ બહુ!
મહીઆરી૦

છેએ આહીરડાં! ગરીબડાં શું દઇયે? દાસી સદા થઇ રહું!
મહીઆરી૦

આલિંગી ઉર ઉરથી રસસાગર! રોમે રોમે હરખાઉં!
મહીઆરી૦



# મહીઆરીનું ગીત



હે – કોઇ દૂધ લ્યો – કોઈ દૂધ! –
મધુપુરવાસી હે! – કોઇ દૂધ લ્યો – કોઇ દૂધ!

હાંયણુ શી અહીરણુ હું હલેતી! ઓશો નહીં કોઈ શુદ્ધ! હે – ૦

મ્હારે ઘરે દસ ગોરી ગોરી ગૌ! વાછરડો અનિરુદ્ધ! હે – ૦

વ્હેલા હાલો, વીર! નવરી નથી હું! માંડયું મ્હેં જોબનજુદ્ધ! હે – ૦

ભરવાડણો બીજી જેવી નથી આ! ગોપી છું હું પ્રીતિવૃદ્ધ! હે – ૦

મહીમટુકીમાં ભર્યો અમીસાગર! લ્યો કોઈ બુધ અબુધ! હે – ૦



# ઘરવાળીનૂં ગીત



તૂં જ મ્હને બહુ વ્હાલી !
આલી હો ! તૂં જ મ્હને બહુ વ્હાલી !

ઉપમા તૂંને કોઇ આપી શકે ના ! વેદો રહ્યા હારી હારી ! આલી !૦
નામ કયૂં કહી તૂંને બોલાવૂં ? આજથી કહીશૂં **રૂપાળી** ! આલી !૦
પળ પણ છોડૂં નહીં પ્રાણપ્યારી **સહજ પથારી** હૂંફાળી ! આલી !૦
તૂં મ્હારે સૈયાં ને હૂં ત્હારે શૂં !–હાં–લે–લે ,હલે ! રંગતાળી ! આલી !૦
**સાગરશાહ સૂફી** ઘરવ્હોણા ! મ્હારે તો તૂં **ઘરવાળી** ! આલી !૦



# લે લે પરસ્પર કોલ !



મહીમટુકી ત્હારી બોલ ! –
'ના ! ના ! જવા દેને , ક્હાના !

'આઘેરો જા ! મ્હારૂં **ઓઢણુ** ફાટયૂં – ચીરાયૂં ચીર અમોલ !'
મહી૦
ના ના છે મુખમાં ને મનમાં છે હા હા ! હૈડૂં ચ્હડયૂં છે હીંદોલ !
મહી૦
શેરડા મ્હોડા પરે છે શરમના ! ઘેલા અધુરા શા બોલ !
મહી૦
તૂં રસગોપી ને હૂં રસસાગર ! **લે લે પરસ્પર કોલ !**
મહી૦



# સૌભાગ્યવન્તીની ગઝલ



**સૌભાગ્યવન્ત** હૂં, સન્તજી! જીવન બન્યૂં મુજ **અમીઝરો**:
સુતી સોડમાં લઇ **કન્થજી** – ના ના કરૂં પળ પણ **પરો**.
**સૌભાગ્યવન્ત હૂં, સન્તજી!** ૦

હાં! એક દિન હતી ન્હાનડી –
પિયુપ્રેમને ના જાણતી! –
પણ આજ તો બસ છાતડી ગજવી રહ્યો **નટ નાગરો**.
**સૌભાગ્યવન્ત હૂં, સન્તજી!** ૦

રમૂં **મસ્ત** શી! અમુઝાઉં ના –
**રસરેલથી** હૂં ધરાઉં ના –
**રતિપ્રીતિમાં** શરમાઉં ના! ઉઘડી ગયો ઉર આગળો.
**સૌભાગ્યવન્ત હૂં, સન્તજી!** ૦

**રસરૂપ** શી **રતિભગવતી**!
માણૂં **અભેદ અનંગથી**!
જૂઠડૂં જગત્ છતમાં નથી! નિજ છાયથી ભય થાય શો?
**સૌભાગ્યવન્ત હૂં, સન્તજી!** ૦

ખુશ ખુશ, અહા! **દેવો** થતા –
ઉજવે તહેવારો સદા!
ગુણ ગાય, **સાગર**! આપણા ગાન્ધર્વ, પરીઓ, કિન્નરો!
**સૌભાગ્યવન્ત હૂં, સન્તજી!** ૦



# ધણીસંગે વસવૂં



હો ! જી ! જેણે હોય ધણીસંગે વસવૂં -
હો ! જી ! જેણે ૦

ગોપીની પેઠે જગતલાજ લોપી, 'તૂંહિ તૂંહિ' હરિનામ જપવૂં. હો !૦
શ્રી હરિનામનૂં નાણૂં કમાવૂં, શમણૂં બીજૂં બધૂં ગણવૂં. હો !૦
સ્રીપણૂં પુરુષપણૂં પરહરવૂં, મનના વિકારોને દમવૂં. હો !૦
ભક્તિ વધારે ને ભવને સુધારે, એવૂં એવૂં કર્મ કરવૂં. હો !૦
મરજી તજી જીવડાની, ઓ સાગર ! એણી પેર ધણીને રીઝવવૂં. હો !૦



# રંગભીનાં !



ભીનાં ભીનાં હો રંગભીનાં !
સૈયાંજી મોરે ભીનાં ભીનાં હો રંગભીનાં !

બ્હેકે ગુલાબી મધુ ગેબી બદનથી ! સોહે સોરંગી ચીર ઝીણું !
સૈયાંજી ૦
પુલકે છે છાતી શી અસ્માની ઘૂંઘટે ! ઘેંઘટ બન્યાં છે શૂં નેનાં !
સૈયાંજી ૦
બોલો, સલૂણાં ! શી રીતે છુપાવશો, કાયમ નિશાનો ચૂમીનાં ?
સૈયાંજી ૦
જોબન છુપાવ્યૂં છુપાય નહીં કોઇથી ! છુપાશે ચેન શે રતિનાં ?
સૈયાંજી ૦
'ઠીક-ઠીક ! સાગર !' બોલ્યાં ગોરી મેનાં, 'જામોઇજાર કયાં સૂફીનાં?'
સૈયાંજી ૦



# ઠગણી !



ડાહ્યો છૂં કે છેતરાયો ?
ઓ ઠગણી ! ડાહ્યો છૂં કે છેતરાયો ?
બળતૂં હતૂં ઘર ! વા ખૂબ વાયો ! ત્યાં જઇ હૂં ગોઠવાયો ! ઓ૦
કોઈ કહે કે મગઝનો ઘવાયો ! હૂં તો હૂકમથી જ ધાયો ! ઓ૦
જાદૂઇ ગ્રાસ ધર્યો કરમાં ત્હેં ! ના ના તજાયો – ખવાયો ! ઓ૦
મૂંગી શૂં ઉભી, ઓ મીઠી લૂટારી ! ત્હારો લૂટ્યો છો લૂટાયો ! ઓ૦
'હાં ! હાં ' હસી મ્હારી હંસી કહે-'હાં ! સૌથી સાગરિયો સવાયો'! ઓ૦



# અડવાણે પાયે ન ચાલો !



અડવાણે પાયે ન ચાલો !
ગોરી ! તમે અડવાણે પાયે ન ચાલો !
જાદૂ ઝરે જોઇ પેરે તમારે, ખોશે કો આંખો બિચારો !
ગોરી ! ૦
આછા ઘૂંઘટમાંથી ના ના નિહાળો, દુનિયાનો મનખો ન બાળો !
ગોરી ! ૦
ઇઝત અમીરી તમારી બગડશે ! ખુલ્લે બઝારે ન મ્હાલો !'
ગોરી ! ૦
ધરીએ જી ! બાલાજોબન પર પર્દો – મ્હાશે કો ભગત રસાળો !
ગોરી ! ૦
બોલ્યાં સનમ :–' જાઉં - દોડૂં રીઝવવા સાગર વ્હાલામાં વ્હાલો '!
ગોરી ! ૦



# ગેરૂ સિલક રાખે નહીં!



ક્યાં – ક્યાં અગર તું સાજની – યા શી લહર આવી ગઈ?
મયખાનૂં આ પરી ઈશ્કની – હાં! હાં! નથી ભૂલી ગઈ!
ક્યાં – ક્યાં અગર ૦

ગઈ કાલની આજે નથી –
આ મેઘભીની ચૂંદડી!
દિલ્દાર સૂરત પાલટી – ના ના શું ભૂલાવી રહી!
ક્યાં – ક્યાં અગર ૦

તૂટે ગગન શિર પર ભલે –
શૂરો સિપાહી નહીં ચળે –
ઘરબાર છો ભડભડ જળે – નાચૂં છૂં પી નાગો થઈ!
ક્યાં – ક્યાં અગર ૦

આ છેડી મસ્ત સિતારને –
જાદૂ કર્યૂં દિલ્દારને –
યારો! ખરાં રોનારને – કરજો ખબર ઘર ઘર જઈ!
ક્યાં – ક્યાં અગર ૦

'સાગર! સિરફ સાગર રહ્યા?
'પુરી, તીર્થ, ગિરિ કાં ના બન્યા?'
આ નવજવાનો હિન્દના ગેરૂ સિલક રાખે નહીં!
ક્યાં – ક્યાં અગર ૦



# દિલ્દારનો દિલ્બર



હું તો **દિલ્દારનો દિલ્બર** – દરદ, હાં! હાં! મ્હને કેવૂં?
**સનમ**ની સોડમાં બિસ્તર – દરદ, હાં! હાં! તહાં કેવૂં?
હૂં તો દિલ્દારનો દિલ્બર ૦

જહીં હો દર્દ ને દુઃખો –
મ્હને બસ ત્યાં જ ત્યાં મૂકો!
નથી નથી ભોગનો ભૂખ્યો – સુખે મુશ્કેલીઓ ટેવૂં.
હૂં તો દિલ્દારનો દિલ્બર ૦

બિછાવ્યૂં ચશ્મ દિલ્બરનૂં –
મ્હને જડયૂં જ્યાં અજબ જાદૂ –
જગત એમાં રસી લીધૂં – નથી નથી કૈં દરદ જેવૂં.
હૂં તો દિલ્દારનો દિલ્બર ૦

હમારૂં ઓલિયૂં બુલ્બુલ –
બનાવી દે દરદનૂં ગુલ –
શરાબો પી હકીકી કુલ – હસે રસમસ્ત – હાં – કેવૂં!
હૂં તો દિલ્દારનો દિલ્બર ૦

પૂછી કુદરત બીબીનૂં ઘર –
નગન જ્યાં નામવર સાગર –
દરદ દસ લાખનૂં બંડલ – સુખે ત્યાં મોકલી દેવૂં!
હૂં તો દિલ્દારનો દિલ્બર ૦



## ખૂબ મચી!



**ખૂબ મચી**! હો! મચી! રે! –
આલી સખિ! ખૂબ મચી! હો! મચી! રે!

રસિયાજી એકલડા મ્હને મળીઆ, નિર્જન જમુનાને તીરે! આલી૦
પ્રકટયો અનંગ પિયુજીની સંગે! જોબનવેલી ઝુકી રે! આલી૦
ઘેલી કહે કે ગમે તે કહે તું! લાજ ટકી ના શકી રે! આલી૦
તનમન આ મુજ મોહનમય છે! એમાં રચી ને પચી રે! આલી૦
રાધાદુલ્હારી! પિયુ પ્રેમસાગર! વૃત્તિ રતિમાં છકી રે! આલી૦



## કાળો નથી!



ના – ના! **નથી ક્હાન કાળો**!
માડી મ્હારી! ના – ના! નથી **ક્હાન** કાળો!

કીકીઓ કાળી ને કાળપ જગની! તેણે તમે શ્યામ ભાળો!
માડી મ્હારી!૦
લ્યો તો તમે, માડી! આપૂં આ નેણાં! આંખોએ મ્હારી નિહાળો!
માડી મ્હારી!૦
હરદમ હૈયે – તજી લાજ બોલૂં – રસિયો વસ્યો એ રૂપાળો!
માડી મ્હારી!૦
કાલે મ્હને વ્હાલે રંગે રમાડી! ઘરૂણી હૂં – એ ઘરવાળો!
માડી મ્હારી!૦
રાધાને મન, માડી! આ ભવસાગર, એના વિના ખારો ખારો!
માડી મ્હારી!૦



# હા! હા! હા!



અહા ! હસવું જ બસ હરદમ! હસો ! દિલ્જાન ! હા! હા! હા!
ધરમ – અધરમથી પર આશ્રમ ! સદા ગુલ્તાન ! હા ! હા ! હા !
અહા ! હસવૂં જ બસ હરદમ ! ૦

ખુદા હસતા – સનમ હસતી !
જહાં સારી ય ઉલ્લસતી !
નથી નેસ્તી ! નથી હસ્તી ! અનામી ઈશ્ક ! હા ! હા ! હા !
અહા ! હસવૂં જ બસ હરદમ ! ૦

ન પ્રવૃત્તિ – ન નિવૃત્તિ !
બધે સત્તા છતી – અછતી !
શાહનશાહી ચકરવર્ત્તી ! ઉડાવો મોજ ! હા ! હા ! હા !
અહા ! હસવૂં જ બસ હરદમ ! ૦

ઉજવીએ અશ્વમેધ જગન !
મચી રહ્યૂં વેદનૂં ગર્જન !
રસે વિલસે – હસે બ્રહ્મન્ ! હરિ હોમાય ! હા ! હા ! હા !
અહા ! હસવૂં જ બસ હરદમ ! ૦

અગર, જોબન ! તમારે ઘર –
નવસો નાચતો સાગર !
ન કૂહેશો કોઇને, દિલબર ! હસે દિલ્દાર ! હા ! હા ! હા !
અહા ! હસવૂં જ બસ હરદમ ! ૦



# જ્ઞાનગોઠડી



**ઓ જ્ઞાનીઓ ! આવો જી ! કરીએ કંઇ જ્ઞાનની ગોઠડી !**
દશ દિશ જુવો ! નાચે છે નિજરૂપ સજી રસઘાટડી !
ઓ જ્ઞાનીઓ ! આવો જી ! ૦

કોઈક કહે પરમેશ્વર એ –
રસિયાજી શ્રી રાધાવર છે :
ના ના નિજથી કશું એ પર છે ! –
ઓ જ્ઞાનીઓ ! આવો જી ! ૦

કોઇ બ્રહ્મ તણી માયા ભાખે !
કોઇ રાખે ને કોઈ ત્યાગે !
જ્ઞાની ના ત્યાગે ના રાખે ! –
ઓ જ્ઞાનીઓ ! આવો જી ! ૦

ઘર સહજ તણું જ અનુભવીનું :
કરવું – ના કરવું સૌ હરિનું :
જ્યમ છે ત્યમ સુન્દર રૂપ બન્યું ! –
ઓ જ્ઞાનીઓ ! આવો જી ! ૦

આ ઠાઠ બધો ય થયો – ન થયો !
સાગર સમરસ સહજે વિલસ્યો !
પણ – કોટિ વિધિથી ગવાઇ રહ્યો ! –
ઓ જ્ઞાનીઓ ! આવો જી ! ૦



# હરિનૂં હેત



બોલવૂં - બોલવૂં શબ્દ સ્વાયંભૂને !
તત્ત્વમાં તત્ત્વ એ હાથ આવ્યૂં :
ખોલવૂં - ખોલવૂં નેત્ર અનુભવ તણૂં !
આવૂં સુમુહૂર્ત્ત ફરી આવ્યૂં - ના'વ્યૂં ! બોલવૂં૦

આણ ઉર જ્યાં સુધી કામક્રોધાદિની ,
ત્યાં સુધી મન થકી ના ઠગાવૂં :
'બ્રહ્મ છૂં - બ્રહ્મ છૂં ' માત્ર બોલ્યા થકી ,
નથી નથી બ્રહ્મનૂં અનુભવાવૂં . બોલવૂં૦

જેમ ટળવળી મરે જળ વિના માછલી ,
તેમ હરિવિરહથી વ્યથિત થાવૂં :
નિયમ, સંયમ, સતત સત્સમાગમ વડે ,
જ્ઞાન , વૈરાગ્યનૂં ગાન ગાવૂં . બોલવૂં૦

રાગ ને ત્યાગ બે રોગ મનના તજી ,
બ્રહ્મવિદ્યા મહા ધન કમાવૂં :
સત્ત્વ , રજ , તમ થકી પર થવૂં જીવને ,
વસ્તુમાં વસ્તુરૂપે સમાવૂં . બોલવૂં૦

આશ , નૈરાશ્ય એ ઉભય ભવપાશના -
વ્યર્થ શાને વિકલ્પો ઉઠાવૂં ?
હરિગુરુસન્તના દાસ સાગરઉરે -
હેત હરિનૂં હરિએ નિભાવ્યૂં . બોલવૂં૦



# ગુરુનામ



મ્હને ગાવૂં ગમ્યૂં ગુરુનામને જો ! –
ગુરુ મ્હારા ગગનનો આકાર ! –
મ્હને ગાવૂં ગમ્યૂં ગુરુનામને જો ! મ્હને૦

નથી નાત, જાત, રૂપ ગુરુજી વિશે જો ! –
તો યે રૂપ અને ગુણ શા અપાર ! –
મ્હને ગાવૂં ગમ્યૂં ગુરુનામને જો ! મ્હને૦

વેદ ચારે ભણ્યો હૂં ગુરુવેણુમાં જો ! –
ભર્યો નેણુંમાં ચૌદમો જ કાણ્ડ ! –
મ્હને ગાવૂં ગમ્યૂં ગુરુનામને જો ! મ્હને૦

સ્હેજ ગાવૂં જય સચ્ચિદાનન્દને જો ! –
બીજી માયા બધી ય માંડમાંડ ! –
મ્હને ગાવૂં ગમ્યૂં ગુરુનામને જો ! મ્હને૦

રમે સાગર સદા ય સુરસંગમાં જો ! –
જેનૂં અગમપુરી ગુરુદ્વાર ! –
મ્હને ગાવૂં ગમ્યૂં ગુરુનામને જો ! મ્હને૦



# હરિનામ



લીધું હરિનામ, સોહિ નર જીવ્યા રે ! –
બીજા જીવ્યા તે તો જાણે મૂવા ! –
લીધું હરિનામ, સોહિ નર જીવ્યા રે !

પૂછ્યું નારદે કૃષ્ણને એવું રે : –
'પ્રભુ ! તમને ગમે ક્યાં રહેવું રે ?'
લખ્યું ભાગવતે જોઈ લેવું. –
લીધું હરિનામ૦

'ના ના વૈકુંઠમાં હું વિરાજૂં રે –
'નહીં યોગી ઉરે, કહું સાચું રે –
'ગાય ભક્તો મ્હારા તહીં નાચું !' –
લીધું હરિનામ૦

નથી મન્ત્રો કે દેવોની શક્તિ રે –
ઉગે શ્રદ્ધાથી, ભક્તિથી જ્યોતિ રે –
કૃતિ હરિમયી ગીતાએ બોધી. –
લીધું હરિનામ૦

જ્યમ સાગર ઊર્મિ છલકતા રે –
ત્યમ દશ દિશ આપ ઉલસતા રે –
હરિ કર્ત્તા અને હરિ ભોક્તા. –
લીધું હરિનામ૦



# બેતોનો બગીચો



આશક દિલે છુપો ખઝાનો ઈશ્કનો બેમૂલ :
એક જ ઝવાહિરથી અગર બસ લાખ જન્નત ડૂલ !



ક્યાં સુધી તું શોધશે મુર્શિદ – વલી – ઇન્સાનને ?
બસ દૂર કર બસ દૂર કર નાદાન દિલ હેવાનને.



ત્હેં પાપ કર્યું ? તો શી ફિકર ? તોબાહ કર ! તોબાહ કર !
એ પાપ ને એ પાપી મન, હમ્મેશ માટે દૂર કર !



જો શ્વાન આ શેરી તણો ને અશ્વ જો આ કોઈનો :
આદમ ! ત્હને દે પાઠ રોજ વફાઈ ને સચ્ચાઈનો.



'ચાંદો, સૂરજ, પશુ, પંખી આ નદી, ઝાડ સૌ બેજાન' !!
.. એ માનનાર સજીવ તું !! આફ્રીન અગર ઇન્સાન !!



પાકે વખત ત્યારે નીડર સાચો વિચારક અવતરે :
પાપો ડરે, નેકી તરે ને ઝુલ્મીઓ સૌ થરથરે.



કરી પ્રીત મ્હેં ઘડી–અધઘડી ! ત્હારી બની ઘડી – બે ઘડી !
જાણે સનાતન પ્રેમ શું ઇન્સાન જાત ગરીબડી ? !



મનની લગામ કબજ કરી, આ તનબદનઘોડે ચ્હડી –
આશક બન્યા નવશાહ ! શાદી કાજ ચાલ્યા અબઘડી !



જો આવડે તો માંડવો અવ્વલ ગૃહસ્થાશ્રમ :
ઇન્સાન ! ત્હારા હાથમાં બેહિશ્ત યા જહન્નમ !



આશક અને માશૂક બન્ને ઈશ્ક છે – ખુદ ઈશ્ક !
આસમાં, ઝમીં, દરિયાવ કુલ ખુદ ઈશ્ક છે – ખુદ ઈશ્ક !



ડર જ્ઞાનમાં અભિમાનનો ! ને ભક્તિમાં ભય કામનો !
છે કર્મમાં માયા ભરી ! ક્યાં માર્ગ આત્મારામનો ?



ભોગી મરે સૌ ભોગમાં ! જોગી મરે છે જોગમાં !
આશક રમે છે દમ બ દમ, દિલ્દાર ! ત્હારી ગોદમાં !



'હું ખાઉં, પીઉં ! મઝા કરૂં ! ડર કોઈનો ય કશો નથી –
'સુખ ભોગવૂં સૌથી સરસ' ! બસ એ પશુની ફિલ્સુફી !



દ્હાડો છતાં ઝટ શોધી લેજો પોતીકાં સૌ પાપને :
યા પાપ ઢૂંઢી ક્હાડશે પાતાળમાંથી આપને !



પાણી, ઝમીન ને ઘર ઉપર છે શાહી કર ચેરાગ પર !
કોડી ન મન પર કર ! મગર ઊંચા વિચારો કાં ન કર ?



નથી ધર્મની નથી રાજ્યની નથી દેશની કશી યે મના :
દિલ ! તો ય કાં ન જપે તું હરદમ મંત્ર 'માશૂક' નામના ?



છુપ્યો અલિફ સૌ નામમાં ! ઉકેલી જો હરફે હરફ !
દીપે તું તેમ તમામમાં ! તો થવૂં ખફા કોના તરફ ?



હમ ભી ગોપી ! તુમ ભી ગોપી ! નાચ નચાવે વો હિ કન્હૈયા !
હમ હિ કન્હૈયા ! તુમ હિ કન્હૈયા ! સ્નેહકે સૈયા સબહિ કન્હૈયા !



થવૂં ભક્ત તો ગોપી સમા ! થવૂં જોગી તો અવધૂતશા !
ત્યાગી થવૂં તો બુદ્ધશા ! થવૂં જ્ઞાની તો શંકર સમા !



અગર શું છે જહાં ? હાં ! હાં ! નથી ઘર બાયલાઓનૂં !
અખાડો રિન્દ મસ્તોનો ! ભલૂં મેદાન મર્દોનૂં !



રૂપ જોઇ ભોગવવા મથે શયતાન યા હેવાન !
ઝુકે, ભજે, ખુદીને તજે બસ એ ખરો ઇન્સાન !



મુર્દા ચીરે હેવાનનાં, એ કોમ હલકી હિન્દમાં :
મુર્દા ચીરે ઇન્સાનનાં, એ તો ગણાય તબીબમાં !



અય જહાં ! ગર તૂં હકીકતમાં અલગ નથી ઈશ્કથી :
બસ 'ઈશ્ક ઈશ્ક' પુકારજે ! અલ્લાહ બીજો કોઈ નથી !



જો આ જહાં માનૂં ખરી તો ખ્વાબ કાં ખોટાં ગણૂં ?
લાખો જહાં જન્મી ! મરી ! કાયમ કશૂં છે આપણૂં ?



માશૂક ! શી તરકીબથી લબ પર લબો ગૂંથી રહી !
અય ! હૂં સનમ કે તૂં સનમ ! બસ બોલ ! કાં બોલે નહીં ?



નથી હૂં નામીચો શાએર ! નથી ભગવાં અગર વસ્તર !
સનમ ! ત્હેં શૂં દીઠૂં હૂંમાં ? ફિદા થઇ આ ફકીરી પર ?



બનનાર હો તે છો બને! મ્હારે બને કૈં નહીં અગર –
કિસ્મત! સિતમ કરી લે સખત! ત્હારા બધા ઘા બેઅસર!



છૂં શરીઅત! છૂં તરીકત! છૂં હકીકત – મારિફત!
એમ ઘેલાં બોલીને બસ ગાઉં છૂં ત્હારી સિફત!



કાશી સિધાવો, શાસ્ત્રીજી! જઇ ધામ ચારે આવજો!
પણ દૂર! હાં! બસ! દૂર! મયખાનૂં રખે અભડાવશો!



'હૂં બ્રહ્મ છૂં – હૂં બ્રહ્મ છૂં' એ બોલનારાઓ તમે!
કૂહેશો જરા કે બ્રહ્મ વિણુ બીજૂં કશૂં છે આલમે?



ઓ જ્ઞાનીઓ! કૂહો છો તમે કે બ્રહ્મ બાવન બ્હાર છે:
તો વિલસ્યૂં બાવન મહીં એ બ્રહ્મ નહીં તો કોણુ છે?



બદલ્યાં કરોડો ઘર મગર ના ના અનલ્હક મ્હેં કહ્યૂં:
વાસો વસી મ્હારી ઝબાંમાં ત્હેં, સનમ! આ શૂં કહ્યૂં!



સીસો શરાબી પાસ છે, તો કોણુ જાત્રાઓ કરે?
બસ ગોદમાં દિલ્દાર છે! તો કોણુ પોથાંઓ ફ્હડે?



સૌ ધર્મનો ને કર્મનો બાંધેલ મ્હોટો ગાંસડો! –
છો પ્યાલીને પેટે જ એ, સાકી! તમારે ત્યાં પડયો!



જો છે ગરઝ માલેકની તો બસ કદમ ઉલટાં જ ભર!
દે લેહ લગાડી એકદમ! ચર્ચા બધી યે બંધ કર!



આશા નિરાશાથી પરા ! છે ફક્કડોને શી ફિકર ?
ફરતા ફરે બસ મોજમાં, દિલ્દાર ! ત્હારા નામ પર !



એ ચશ્મથી શું ઉકેલશો ? બાજી બધી છે અટપટી !
છે આશકોને જાણવાને કોઇ જુદી આંખડી !



બસ મૂર્ત્તિમાં છુપેલ એ દિલબર રસિલું ફાંકડું –
ખુલ્લું બન્યૂં ! ખેલી રહ્યૂં ! તો કોણ પૂજે ચામડૂં ?



દિલ્દાર ! ત્હારી રૂબરૂ મ્હેં રોજ દાસોહં કહ્યૂં :
પણ આ નશાના ઘેનમાં ના ભાન દફાનૂં રહ્યૂં !



રે ! બંધની યા મોક્ષની હમને ભલા શેની ખબર ?
છે હાથમાં પ્યાલી શરાબી ! હાથ છે દિલ્દાર પર !



મસ્તોની મસ્તી માણવાને મસ્ત બનવૂં જોઇયે !
મ્હારી સનમને જાણવાને ખસ્ત બનવૂં જોઇયે !



સારી જહાંના કાનમાં કહેજો હમારા રામ રામ !
દિલ્દાર ! ત્હારા દાસને હોજો હમેશાંની સલામ !



# પ્રેમની આરતિ.



જય પ્રેમ ! જય પ્રેમ ! જય જય ૐકારા !
(હરિ) જય જય ૐકારા !
રૂપગુણનામથી ન્યારા – રૂપગુણનામથી ન્યારા !
રૂપ અપરંપારા ! જય પ્રેમ ! જય પ્રેમ ! ૦

શૂન્ય શિખર પર ઓર અલખ તખત સોહમ્ !
અલખ તખત સોહમ્ !
અદ્ધર બંસી બજાવે – અદ્ધર બંસી બજાવે –
અદ્‌ભુત પ્રેમ સ્વયમ્ ! જય પ્રેમ ! જય પ્રેમ ! ૦

બ્રહ્મ અવ્યાકૃત આપ સ્થિર રહીને ફેલ્યૂં !
સ્થિર રહીને ફેલ્યૂં !
ઉત્પત્તિ, સ્થિતિ, લયનૂં – ઉત્પત્તિ, સ્થિતિ, લયનૂં –
માયારૂપ ખેલ્યૂં ! જય પ્રેમ ! જય પ્રેમ ! ૦

પ્રકટ્યૂં બ્રહ્મ અનંગ ! રગરગમાં ઉભર્યૂં !
રગરગમાં ઉભર્યૂં !
સચરાચર સોરંગી – સચરાચર સોરંગી –
વસ્તુ સ્વતઃ વિલસ્યૂં ! જય પ્રેમ ! જય પ્રેમ ! ૦

બાવનથી રહી બ્હાર, બાવનમાં નાચ્યૂં !
બાવનમાં નાચ્યૂં !
જીવરૂપે થઇ સાગર – જીવરૂપે થઇ સાગર –
પોતાને ગાયૂં ! જય પ્રેમ ! જય પ્રેમ ! ૦



# સનમનો રાહ



(હિદાયતની ઉર્દૂ ગઝલ ઉપરથી.)

ખપી જવું પ્રેમમાં ત્હારા, સમર્પણ એ હમે કહીએ:
દફન થવું શેરીમાં ત્હારી, હમારૂં સ્વર્ગ એ કહીએ. ખપી૦

દરસ ત્હારૂં, શ્રવણ ત્હારૂં, અને તુંમાં જ ગુમ થાવું:
પરમ પ્રજ્ઞાન ને મુક્તિ, ધરમ એને હમે કહીએ. ખપી૦

સફર ત્હારી ગલીમાં તે શહનશાહી હમે કહીએ:
રહેવું ચિન્તને ત્હારા, પરાભક્તિ હમે કહીએ. ખપી૦

તુંમાં છે જે – તું છે જેમાં, પછી શું શોધવું તેને?
ખબર નહીં એ જ ગફલત છે, અગર અજ્ઞાન એ કહીએ. ખપી૦

શિખ્યા આ વેદની ઋચા: બધું બ્રહ્માંડ સાક્ષીમાં:
અસલ એ શબ્દ બ્રહ્માનો, પ્રભુવાણી હમે કહીએ. ખપી૦

નિરાકારે રહે અન્દર મગર દર્શન ન દે દિલબર:
કહીએ એ નફટ જીવતર અગર મૃત્યુ હમે કહીએ. ખપી૦

ચરણ ચૂમતાં કપાવ્યું શિર, સનમના પ્રેમની ખાતિર:
સમર્પણ એ હમે કહીએ! પરાભક્તિ જ એ કહીએ. ખપી૦

પીધું જે જ્યોતિ પ્રીતિનું, નિરંજન નૌતિ નૌતિનું,
ખરેખર વેદના સોગન – પ્રભુ એ એ હમે કહીએ. ખપી૦

દીવાનું ઘેલું તુજ પ્રેમી, ત્વદર્પિત પ્રાણતનમનધન:
ગુલામી કાયમી ત્હારી, સનમનો રાહ એ કહીએ. ખપી૦



# રાબિયા



( ફારસીના અંગ્રેજી તર્જુમા ઉપરથી )

એ સન્ત ઘેર પધારતા,
માંદું સુણી રબિયાનું તન;
ઇસ્લામીઓમાં પાક, મશહૂર –
મલિક ને દાનો હસન. એ સન્ત૦

હસને કહ્યૂં, 'જે દિલ સફા –
'બસ બંદગીમાં લીન રહે –
'દર્દો ધણીનાં મોકલ્યાં –
'ગણી શાન્તિથી તે સૌ સહે'. એ સન્ત૦

ઊંડેરી દૃષ્ટિ મલિકની,
વાણી અનુભવી ઉચ્ચરે :–
'હાં! દર્દમાં યે મસ્ત બસ –
'જે ધણીની મરઝી અનુસરે'. એ સન્ત૦

આબે હયાતીને નશે –
રબિયા રમે માલેકમાં –
સમજે, હજી આ સૂત્રમાં –
છે ખુદી – છુપી કંઇ ઈશ્કમાં. એ સન્ત૦

રબિયા કહે :– 'લેહ લાગી બસ –
'દિલ્દારના દેદારથી! –
'રે! દર્દ જેવો ખ્યાલ પણુ –
'છતમાં ય સંભવતો નથી'. એ સન્ત૦

# ભક્તિસૂત્ર

## પ્રેમસ્વરૂપ નારદમુનિકૃત



ॐ જય સચ્ચિદાનન્દા ! પ્રણામૂં પ્રેમબ્રહ્મને :
અન્તરે રહીને પોતે – ભણાવો ભક્તિસૂત્રને .

અથ શ્રી પ્રેમભક્તિની , વ્યાખ્યા આરંભીએ છીએ :
પરમ પ્રેમરૂપા તે – કોઇમાં : ને અમીરૂપે . ૧

પામીને માનવી જેને , પૂર્ણ સિદ્ધાર્થ થાય છે –
જાય છે મૃત્યુની ભીતિ , ને અમી પી ધરાય છે . ૨

પામતાં પ્રેમભક્તિને , બીજૂં કૈં વાન્છતો નથી :
ના શોકદ્વેષ , ના ખેલો , ઉત્સાહે ધરતો નથી . ૩

ભક્તિનૂં જ્ઞાન થાતાં તો , મત્ત – ઉન્મત્ત થાય છે :
આશ્ચર્યે સ્તબ્ધતા પામે ને આત્મારામ થાય છે . ૪

નિરોધરૂપ હોવાથી , ભક્તિ ના કામયુક્ત છે :
લોકવ્યાપાર ને વેદો એનો ત્યાગ નિરોધ તે . ૫

---

अथातो भक्तिं व्याख्यास्यामः ॥ १ ॥ सा कस्मै परम प्रेमरूपा ॥ २ ॥ अमृतस्वरूपा च ॥ ३ ॥ यं लब्ध्वा पुमान् सिद्धो भवत्यमृतीभवति तृप्तो भवति ॥ ४ ॥ यत्प्राप्य न किंचिद्वांछति न शोचति न द्वेष्टि न रमते नोत्साही भवति ॥५॥ यज्ज्ञानान्मत्तो भवति स्तब्धो भवत्यात्मारामो भवति ॥ ६ ॥ सा न कामयमाना निरोधरूपा ॥ ७ ॥ निरोधस्तु लोकवेदव्यापारन्यासः ॥ ८ ॥

**અનન્ય** **પ્રીતિ** **તેનામાં**, **તદ્વિરોધે** તટસ્થતા :
ત્યાગ અન્યાશ્રયો સૌનો, એ **પ્રીતિ**ની અનન્યતા. ૬

લોકમાં – વેદમાં જ્યાં જ્યાં, જડે **એ** અનુરૂપતા,
તે તે આચરવી, એ છે – **તદ્વિરોધે** તટસ્થતા. ૭

**નિશ્ચયે** દઢતા સુધી, ભલે શાસ્ત્રો પ્રમાણવાં,
અન્યથા સંભવે પાપો, માટે બંધન માનવાં. ૮

ત્યાં સુધી લોકવ્હેવારો : પરન્તુ, ભોજનાદિનું –
યોગ્ય છે કર્મ ભકતોને, જ્યાં સુધી તન છે ખડું. ૯

લક્ષણો **ભક્તિ**નાં શાં છે? જોઇયે મતભેદથી :–
**ભકિત** – પૂજાદિમાં **પ્રીતિ** : **વ્યાસજી**ની ઇતિ શ્રુતિ. ૧૦

અનુરાગ કથાદિમાં : ગર્ગાચાર્યોક્તિ છે ઇતિ :
લીન **આત્મરતિ** **ભકિત** : વ્યાખ્યા **શાંડિલ્ય** મુનિની. ૧૧

અને, નારદ માને કે :– **તેને** સૌ કર્મ અર્પીને –
**તેના** વિસ્મરણે થાવું – ઘણું વ્યાકુળ : **ભકિત** એ. ૧૨

---

**तस्मै अनन्यता तद्विरोधिषूदासीनता च ॥९॥ अन्याश्रयाणां त्यागो अनन्यता ॥ १० ॥ लोकवेदेषु तदनुकूलाचरणं तद्विरोधिषूदासीनता च ॥ ११ ॥ भवतु निश्चयदार्ढ्यादूर्ध्वं शास्त्ररक्षणं – अन्यथा पातित्याशंकया ॥ १२ ॥ लोकेऽपि तावदेव किन्तु भोजनादिव्यापारस्तु शरीरधारणावधि ॥ १३ ॥ तल्लक्षणानि वाच्यन्ते नानामतभेदात् ॥ १४ ॥ पूजादिष्वनुराग इति पाराशर्यः ॥ १५ ॥ कथादिष्विति गर्गः ॥ १६ ॥ आत्मरत्यविरोधेनेति शांडिल्यः ॥ १७ ॥ नारदस्तु तदर्पिताखिलचारता तद्विस्मरणे परमव्याकुलतेति ॥१८॥**

ભક્તિ એવી, ખરે! એવી – જેવી કે વ્રજગોપીની!
થતી ના ના વળી ત્યાં યે – માહાત્મ્યજ્ઞાનવિસ્મૃતિ. ૧૩.

વિના એ જ્ઞાન ભક્તિ તો, થાત માત્ર જ જારતા –
જેમાં હોતી નથી પ્રેમે, સુખે સૌખ્યસમાનતા. ૧૪

કર્મ ને જ્ઞાનથી શ્રેષ્ઠ, યોગથી યે અધિકતા,
ભક્તિની શ્રેષ્ઠતા સૌથી, હોવાથી ફલરૂપતા. ૧૫

દ્વેષીને અભિમાનીને, ખીજાતો ઈશ્વરે દિસે:
દૈન્ય દેવેશને વ્હાલૂં, એ રીઝે દીનતા વડે. ૧૬

પામવા ભક્તિને કોઈ – સાધન જ્ઞાનને કહે;
અને, કોઈક બન્નેની અન્યોન્યાશ્રયતા લહે. ૧૭

પરન્તુ, માનવૂં એવૂં, સ્પષ્ટ બ્રહ્મકુમારનૂં:–
ફલરૂપા સ્વયં ભક્તિ: ભક્તિ સાધન ભક્તિનૂં. ૧૮

રાજમ્હેલ વિલોકીને, રાજતૃપ્તિ નથી થતી:
ભોજનો દેખવાથી વા – ભૂખ કૈં ભાગતી નથી. ૧૯

---

अस्त्येवमेवम् ॥ १९ ॥ यथा व्रजगोपिकानाम् ॥ २० ॥ न तत्रापि माहात्म्यज्ञानविस्मृत्यपवादः ॥ २१ ॥ तद्विहीनं जाराणामेव ॥ २२ ॥ नास्त्येव तस्मिंस्तत्सुखे सुखित्वम् ॥२३॥ सा तु कर्मज्ञानयोगेभ्योऽप्यधिकतरा ॥२४॥ फलरूपत्वात् ।२५। ईश्वरस्याभिमानद्वेषित्वाद्दैन्यप्रियत्वाच्च ॥ २६ ॥
तस्या ज्ञानमेव साधनमित्येके ॥ २७ ॥
अन्योन्याश्रयत्वमित्यन्ये ॥ २८ ॥
स्वयं फलरूपेति ब्रह्मकुमारः ॥ २९ ॥
राजगृहभोजनादिषु दृष्टत्वात् ॥ ३० ॥
न तेन राजपरितोषो क्षुधाशान्तिर्वा ॥ ३१ ॥

માટે સૌ યે મુમુક્ષુઓ ! ભક્તિ – ભક્તિ જ આદરો :
ગ્રાહ્ય છે માણવા માટે, ભક્તિમાર્ગ ખરેખરો. ૨૦

સાધનો ભક્તિને કાજે, આચાર્યોએ જ દાખવ્યાં :
તજીને વિષયી ભાવો, વળી સંગો ય ત્યાગવા. ૨૧

ભજને લ્હે લગાડીને, લોકોમાં યે હરિ કથે –
સાંભળે ભગવદ્ગુણો, [જીવે શ્રી હરિકીર્ત્તને.] ૨૨,

મહત્કૃપા જ મુખ્યત્વે, લેશ વા ભગવત્કૃપા –
મુમુક્ષુ જીવ સંસ્કારી, ભક્તિનો યોગ પામતા. ૨૩

દુર્લભ છે મહત્સંગ, છે અગમ્ય, અમોઘ છે,
કૃપા હોય પ્રભુની તો, મહત્સંગ મળી શકે. ૨૪

તેમાં ને જનમાં તેના, ના ના કૈં ભેદ જાણવો :
સાધવો પ્રેમ તે માટે, સાધવો પ્રેમ સાધવો. ૨૫

---

तस्मात्सैव ग्राह्या मुमुक्षुभिः ॥ ३२ ॥
तस्याः साधनानि गायन्त्याचार्याः ॥ ३३ ॥
तत्तु विषयत्यागात्संगत्यागाच्च ॥ ३४ ॥
अव्यावृतभजनात् ॥ ३५ ॥
लोकेऽपि भगवद्गुणश्रवणकीर्त्तनात् ॥ ३६ ॥
मुख्यतस्तु महत्कृपयैव भगवत्कृपालेशाद्वा ॥ ३७ ॥
महत्संगस्तु दुर्लभोऽगम्योऽमोघश्च ॥ ३८ ॥
लभ्यतेऽपि तत्कृपयैव ॥ ३९ ॥
तस्मिंस्तज्जने भेदाभावात् ॥ ४० ॥
तदेव साध्यताम् तदेव साध्यताम् ॥ ४१ ॥

સર્વથા ત્યાજ્ય દુઃસંગ, મૂળ એ કામક્રોધનું–
મોહનું; સ્મૃતિબુદ્ધિના ને સર્વેના વિનાશનું. ૨૬

છે તો માત્ર તરંગો એ, સંગે સિન્ધુ છતાં બને,
[અને નૌકા ડુબાડી દે, ત્યાગવો તેથી સંગને.] ૨૭

તરે છે કોણ માયાને? કોણ? જે સંગને તજે,
મહાનુભાવને સેવે, ને જે નિર્મમ થાય છે. ૨૮

એકાન્તસ્થાન જે સેવે, છેદે જે લોકબન્ધને,
નિસ્ત્રૈગુણ્ય થતો જે, ને–જે યોગક્ષેમને તજે. ૨૯

ત્યાગે કર્મફળોને જે, વળી ત્યાગે ય કર્મને,
અને નિર્દ્વંદ્વ જે થાયે, વેદોને યે પરિત્યજે. ૩૦

અને માત્ર અવિછિન્ન–પ્રેમ જે જન પામતો,
તરે છે તે–તરે છે તે, લોકોને તે જ તારતો. ૩૧

---

दुःसंगः सर्वथैव त्याज्यः ॥ ४२ ॥ कामक्रोधमोहस्मृति-भ्रंशबुद्धिनाशसर्वनाशकारणत्वात् ॥ ४३ ॥ तरङ्गायिता अपीमे संगात् समुद्रायन्ति ॥ ४४ ॥ कस्तरति कस्तरति मायां यस्संगांस्त्यजति यो महानुभावं सेवते यो निर्ममो भवति ॥ ४५ ॥ यो विविक्तस्थानं सेवते यो लोकबंधमुन्मूलयति निस्त्रैगुण्यो भवति योगक्षेमं त्यजति ॥ ४६ ॥ यः कर्मफलं त्यजते कर्माणि संन्यसति ततो निर्द्वंद्वो भवति ॥ ४७ ॥ वेदानपि संन्यसति केवलमविछिन्नानुरागं लभते ॥ ४८ ॥ स तरति स तरति लोकांस्तारयति ॥ ४९ ॥

મૂંગાના સ્વાદની પેઠે, **પ્રેમરૂપ અવાચ્ય** છે:
લાખમાં કોક પાત્રોમાં, પ્રકાશે **દિવ્ય જ્યોત** એ. ૩૨

નિર્ગુણી, પૂર્ણ નિષ્કામી, પામે વૃદ્ધિ પ્રતિ ક્ષણે,
અખંડ સૂક્ષ્મમાં સૂક્ષ્મ, છે **સ્વાનુભવરૂપ** એ. ૩૩

પામીને **પ્રેમને પ્રેમી**, દૃષ્ટિમાં **પ્રેમને** ભરે:
**પ્રેમને** જ સુણે–બોલે, ચિન્તને **પ્રેમનું** કરે. ૩૪

ગુણભેદે કરીને વા, આર્ત્ત આદિ પ્રભેદથી–
ત્રિધા **ભક્તિ** ગણેલી છે, ત્રિગુણી ગણી **પ્રકૃતિ**. ૩૫

જ્ઞાની, જિજ્ઞાસુ, અર્થાર્થી, આર્ત્ત એમ પ્રકાર છે:
ઉચ્ચ ઉત્તરથી પ્હેલો, એ ક્રમે શ્રેય થાય છે. ૩૬

સૌથી સ્હેલી જ છે **ભક્તિ**, પ્રમાણો નવ જોઇયે:
**સ્વયંપ્રમાણ**, શાન્તિ ને–પૂર્ણ **આનન્દરૂપ** છે. ૩૭

---

अनिर्वचनीयं प्रेमस्वरूपम् ॥ ५० ॥ मूकास्वादनवत् ॥ ५१ ॥
प्रकाश्यते क्वापि पात्रम् ॥ ५२ ॥
गुणरहितं कामनारहितं प्रतिक्षणवर्धमानमविच्छिन्नं सूक्ष्मतरमनुभवरूपम् ॥ ५३ ॥
तत्प्राप्य तदेवावलोकयति तदेव शृणोति तदेव भाषयति तदेव चिन्तयति ॥ ५४ ॥
गौणी त्रिधा गुणभेदादार्तादिभेदाद्वा ॥ ५५ ॥
उत्तरस्मादुत्तरस्मात्पूर्वपूर्वा श्रेयाय भवति ॥ ५६ ॥
अन्यस्मात् सौलभ्यं भक्तौ ॥ ५७ ॥ प्रमाणान्तरस्यानपेक्षत्वात्स्वयंप्रमाणत्वात् ॥ ५८ ॥ शान्तिरूपात्परमानन्दरूपाच्च ॥ ५९ ॥

ચિન્તા લૌકિક હાનિમાં, ના ના કૈં કરવી ઘટે :
આત્મા, લોક અને વેદો, શીલતા, સૌ સમર્પણે ! ૩૮

સર્વસ્વાર્પણની એવી, અસિદ્ધિ હોય જ્યાં સુધી –
ત્યાં સુધી લોકવ્હેવારો, ભક્તો ત્યાજ્ય ગણે નહીં. ૩૯

પરન્તુ, ફળ ત્યાગીને, તેને સૌ કર્મ સોંપતા :
હૂંપણૂં હરિમાં ખોવા, સાધનો સાધતા જતા. ૪૦

સ્ત્રીની ને ધનની વાતો, બોલવૂં નાસ્તિકો તણૂં,
ચરિત્રો વળી વેરીનાં, ના શ્રવણીય જ એટલૂં. ૪૧

અભિમાનત્વ, દંભાદિ, સર્વથા પરિત્યાગવાં :
કર્મ, આચાર સર્વેને, શ્રી હરિમાં સમર્પવાં. ૪૨

કામક્રોધાભિમાનાદિ – મનોવૃત્તિ તમામને,
એનામાં જ વહાવીને, ગાવૂં એના જ નામને. ૪૩

---

लोकहानौ चिन्ता न कार्या निवेदितात्मलोकवेदशीलत्वाच्च ॥ ६० ॥ न तदसिद्धौ लोकव्यवहारो हेयः किन्तु फलत्यागस्तत्साधनं च कार्यमेव ॥ ६१ ॥

स्त्रीधननास्तिकवैरिचरित्रं न श्रवणीयम् ॥ ६२ ॥

अभिमानदंभादिकं त्याज्यम् ॥ ६३ ॥

तदर्पिताखिलाचारः सन्कामक्रोधाभिमानादिकं तस्मिन्नेव करणीयम् ॥ ६४ ॥

[ **પ્રેમ**, **પ્રેમાસ્પદ**, **પ્રેમી**, ] **પ્રેમ**નાં ત્રણ રૂપ એ :
એનૂં ભિન્નત્વ ભાગીને, **અભેદે** **પ્રેમ**ને ભજે. ૪૪

નિત્ય દાસત્વરૂપે વા, નિત્ય કાન્તાસ્વરૂપથી,
**પ્રીતિ** જ ભજનાત્મિકા, **પ્રીતિ** એ જ કૃતિગતિ. ૪૫

**ભ**કતોના સૌ પ્રકારોમાં, **એ**કાન્તી ભક્ત મુખ્ય છે,
[ નિર્લેપી જ રહીને જે, સર્વથા **પ્રે**મને ભજે :] ૪૬

કણ્ઠાવરોધરોમાઞ્ચે, લવે સાશ્રુ પરસ્પરે :
કરે પાવન **પ્રેમી**ઓ, કુળોને ને પૃથિવીને. ૪૭

આપે તીર્થત્વ તીર્થોને, દે સુકર્મત્વ કર્મને,
ને સચ્છાસ્ત્રત્વ શાસ્ત્રોને! [ ધન્ય હો **પ્રેમધર્મને**! ] ૪૮

**ત**ન્મયી વૃત્તિ **ત**દ્રૂપે, [ **સ**માધિ અવિછિન્ન છે –
[ **પ્ર**ભુમાં સર્વથા જીવે, અન્તર્બાહ્ય અભિન્ન છે. ] ૪૯

પિતૃઓ હર્ષ પામે છે, નાચે છે સર્વ **દે**વતા,
સનાથ પૃથ્વી આ થાતી! [ **ભ**ક્તિની એ મહાનતા. ] ૫૦

---

**त्रिरूपभंगपूर्वकं नित्यदास्य नित्यकान्ताभजनात्मकं प्रेम एव कार्यं प्रेम एव कार्यम् ॥ ६५ ॥**

**भक्ता एकान्तिनो मुख्याः ॥ ६६ ॥**

**कण्ठावरोधरोमाञ्चाश्रुभिः परस्परं लपमानाः पावयन्ति कुलानि पृथिवीं च ॥ ६७ ॥ तीर्थीकुर्वन्ति तीर्थाणि सुकर्मी कर्माणि सच्छास्त्री शास्त्राणि ॥ ६८ ॥ तन्मयाः ॥ ६९ ॥ मोदन्ति पितरो नृत्यन्ति देवताः सनाथा चेयं भूर्भवति ॥७०॥**

વિદ્યા, જાતિ અને રૂપ, કુળ, દ્રવ્ય, ક્રિયાદિનો –
કશો ના ભેદ ભકતોમાં ! [ અભેદી ધર્મ ભક્તિનો. ] ૫૧

કેમકે, વિશ્વ આ આખું, હરિનું – હરિથી ભર્યું:
[ હરિથી ભિન્ન ભાસ્યું તે, અવસ્તુ – આળ આળસ્યું. ] ૫૨

નહીં વાદવિવાદોમાં, થવું પ્રવૃત્ત ભક્તને:
અવકાશ ઘણો જેમાં, વાણીનો નથી નિશ્ચયે. ૫૩

મનને ભક્તિનાં શાસ્ત્રો વારંવાર વિચારવાં:
ઉદ્બોધે ભક્તિને જે જે, તે તે કર્મો કર્યે જવાં. ૫૪

સુખદુઃખ તણી ઇચ્છા, લાભાદિ વૃત્તિ ત્યાગવી:
સેવવો કાળ ભક્તિમાં, પા પળે ના ગુમાવવી. ૫૫

અહિંસા, સત્ય ને શૌચ, દયા, આસ્તિકતાદિને –
પાળવાં પ્રેમભકતોએ, શુદ્ધ ચારિત્ર્ય એ જ એ. ૫૬

સર્વદા સર્વભાવેથી, કરી નિશ્ચિન્ત ચિત્તને –
ભકતોએ ભજવા માત્ર, એ જ શ્રી ભગવાનને. ૫૭

---

नास्ति तेषु जातिविद्यारूपकुलधनक्रियादि भेदः ॥ ७१ ॥
यतस्तदीयाः ॥ ७२ ॥
वादो नावलम्ब्यः ॥
बाहुल्यावकाशत्वादनियतत्वात् ॥ ७४ ॥
भक्तिशास्त्राणि मननीयानि तदुद्बोधककर्माण्यपि करणीयानि ॥ ७६ ॥
सुखदुःखेच्छालाभादित्यक्ते काले प्रतीक्ष्यमाणे क्षणार्द्धमपि व्यर्थं न नेयम ॥ ७६ ॥ अहिंसासत्यशौचदयाऽस्तिक्यादि-चारित्राणि परिपालनीयानि ॥ ७७ ॥
सर्वदा सर्वभावेन निश्चिन्तितैर्भगवानेव भजनीयः ॥ ७८ ॥

નિત્ય કીર્ત્તનથી શીઘ્ર, આવિર્ભાવ જ પામતો –
પ્રત્યક્ષાનુભવો તે તે, **ભક્તોને** જ કરાવતો . **૫૮** .

ભૂત, ભાવિ અને ચાલુ, ત્રણે કાળ વિશે જ એ –
**શ્રેષ્ઠ** છે સર્વથી **ભક્તિ**, **ભક્તિ** સૌથી જ શ્રેષ્ઠ છે . **૫૯**

**ભક્તિના** ભિન્ન રૂપોથી – પ્રકારો **અગિયાર** છે :
**ગુણમાહાત્મ્યઆસક્તિ : રૂપાસક્તિ** દ્વિતીય છે . ૬૦

**પૂજાસક્તિ** તૃતીયા જે, ઉત્તેજે પૂજ્યભાવને :
ચતુર્થી **સ્મરણાસક્તિ**, સ્મર્યાથી હરિનામને . ૬૧

સેવ્યસેવકભાવે તે, **દાસાસક્તિ** જ પંચમી :
**સખ્યાસક્તિ** જ છે છઠ્ઠી, **ભક્તિ** જે મિત્રતા સમી . ૬૨

**કાન્તા** ને **કાન્તના** જેવી, તે **કાન્તાસક્તિ** સાતમી :
પિતાપુત્ર સમી પ્રીતિ, **વાત્સલ્યાસક્તિ** આઠમી . ૬૩

**આત્મનિવેદનાસક્તિ**, જ્યાં **આત્માર્પણ** થાય છે :
દસમી **તન્મયાસક્તિ**, જ્યાં **તલ્લીન** થવાય છે . ૬૪

**પરમ** **વિરહાસક્તિ**, સ્વરૂપે થાય ઈષ્ટના :
એકના **અગિયારે** એ, પ્રકારો **ભક્તિપન્થના** . ૬૫

---

**स कीर्त्यमानः शीघ्रमेवाविर्भवत्यनुभावयति भक्तान् ॥ ७९ ॥**
**त्रिसत्यस्य भक्तिरेव गरीयसी भक्तिरेव गरीयसी ॥ ८ ॥**
**गुणमाहात्म्यासक्ति – रूपासक्ति – पूजासक्ति – स्मरणा-
सक्ति – दासासक्ति – सख्यासक्ति – कान्तासक्ति –
वात्सल्यासक्ति – आत्मनिवेदनासक्ति – तन्मयासक्ति –
परमविरहासक्ति – रूपाण्येकाप्येकदशधा भवति ॥ ८१ ॥**

આચાર્યો ભક્તિના જેઓ, જનોક્તિથી બ્હીતા નથી –
એકમતે ભાખતા તેઓ, ભક્તિની જ ઇતિશ્રુતિ. ૬૬

કહેલાં નારદે આ સૌ, શિવાનુશાસનો પ્રતિ –
શ્રદ્ધા, વિશ્વાસ રાખે ત્યાં, ભક્તિ નક્કી જ જન્મતી. ૬૭

અને, એ ભક્તિમાનોને, પ્રેષ્ઠપ્રાપ્તિ થતી – થતી :
થતી પ્રેષ્ઠ તણી પ્રાપ્તિ, શ્રુતિ નારદની ઇતિ. ૬૮

ૐ જય સચ્ચિદાનન્દા! ધન્ય હો પ્રેમબ્રહ્મને :
બિરાજી અન્તરે પોતે આલાપ્યાં ભક્તિસૂત્રને!

---

इत्येवं वदन्ति जनजल्पनिर्भयाः एकमताः भक्त्याचार्याः ॥ ८२ ॥
य इदं नारदप्रोक्तं शिवानुशासनं विश्वसिति श्रद्धत्ते स भक्तिमान् भवति स प्रेष्ठं लभते स प्रेष्ठं लभते इति ॥ ८३ ॥

इति शिवम् ॥

---

## જીવન્મુક્તગીતા

જ્ઞાનસ્વરૂપ ગુરુ દત્તાત્રેયકૃત



જીવન્મુક્તિ જ એ મુક્તિ જે મુક્તિ 'દેહપાતને' :
દેહપાતે જ જે મુક્તિ તે મુક્તિ શ્વાનભૂંડને. ૧

જીવ તે શિવ છે સર્વે ભૂતોમાં જ વ્યવસ્થ છે :
એવું નક્કી પિછાને જે જીવન્મુક્ત જ એહ છે. ૨

પ્રકાશે છે બધે ભાનુ સૌ વિશ્વે બ્રહ્મ તેમ છે –
સંસ્થિત સર્વ ભૂતોનો જીવન્મુક્ત જ એહ છે. ૩

એકધા બહુધા જેવો ચન્દ્ર જેમ જલે દિસે,
આત્મજ્ઞાની બધે એક જીવન્મુક્ત જ એહ છે. ૪

બ્રહ્મ છે સ્થિત સૌ ભૂતે, ભેદાભેદ નથી નથી:
દેખે જે એક એ રીતે, જીવન્મુક્ત જ તે નકી. ૫

તત્ત્વક્ષેત્રનભાતીત – હું ક્ષેત્રજ્ઞ જ જાણવો,
કર્ત્તા હું ને જ ભોક્તા હું, તે જીવન્મુક્ત જાણવો; ૬

કર્મેન્દ્રિય પરિત્યાગી ધ્યાનવર્જિત ચિત્ત છે:
આત્મજ્ઞાની સદા એક જીવન્મુક્ત જ એહ છે. ૭

શરીરી માત્ર કર્મોમાં, શોકમોહાદિ વર્જીને:
શુભાશુભપરિત્યાગી જીવન્મુક્ત જ એહ છે. ૮

આદેશો કર્મના સર્વે કિંચિતે નથી માનતો:
કર્મ બ્રહ્મ પિછાને જે તે જીવન્મુક્ત જાણવો. ૯

વ્યોમસદૃશ વિશ્વેશ વ્યાપ્ત ચિન્મય છે બધે –
સંગાથે સર્વ ભૂતોની જીવન્મુક્ત જ એહ છે. ૧૦

અનાદિવર્ત્તી ભૂતોનો જીવ તે શિવ ના હણે:
નિર્વૈર સર્વ ભૂતોમાં જીવન્મુક્ત જ એહ છે. ૧૧

આત્મા તું ગુરુ તું વિશ્વ ના લેપે ચિતિવ્યોમ એ:
ગયું આવ્યું નથી બન્ને! જીવમુન્ક્ત જ એહ છે. ૧૨

ગર્ભધ્યાન વડે પેખે જ્ઞાનીનું મન એ જ છે.
વિલાયું મન સોહંમાં! જીવન્મુક્ત જ એહ છે. ૧૩

ઊર્ધ્વજ્ઞાન વડે પેખે વિજ્ઞાન મન એ જ છે:
લય વિલય છે શૂન્યે! જીવન્મુક્ત જ એહ છે. ૧૪

રમે છે નિત્ય અભ્યાસે, મર્યૂં છે મન ધ્યાનથી:
બન્ધ મોક્ષ નથી બે યે! જીવન્મુક્ત જ એ નકી. ૧૫

એકાકી રમતો નિત્યે સ્વભાવગુણ વર્જીને–
બ્રહ્મજ્ઞાનરસાસ્વાદી જીવન્મુક્ત જ એહ છે. ૧૬

હૈયામાં ધ્યાનથી દેખે પ્રકાશે મન જ્યોતને–
સોહં હંસ જ જે પેખે જીવન્મુક્ત જ એહ છે. ૧૭

આત્માને શિવશક્તિશું પિંડબ્રહ્માંડઐક્ય છે–
ચિત્તમોહ ચિદાકાશે! જીવન્મુક્ત જ એહ છે. ૧૮

જાગ્રત્સ્વપ્નસુષુપ્તિ ને તુરીયસ્થ સદા ય જે!
વિલાયૂં મન સોહંમાં! જીવન્મુક્ત જ એહ છે. ૧૯

સોહં જ્ઞાન તણે સૂત્રે મણિ પેઠે જ સ્થિત છે–
સોહં બ્રહ્મ નિરાકાર જીવન્મુક્ત જ એહ છે. ૨૦

ભેદાભેદ જનોના તે કારણ મન એ જ છે:
ના વિકલ્પ ન સંકલ્પ! જીવન્મુક્ત જ એહ છે. ૨૧

જાણે એ જ મન પ્રાજ્ઞો, સિદ્ધસિદ્ધાન્ત એ જ છે:
સદા દૃઢ તદા મોક્ષ! જીવન્મુક્ત જ એહ છે. ૨૨

યોગાભ્યાસી મન શ્રેષ્ઠ અન્તસ્ત્યાગી બહિર્જડ:
અન્તસ્ત્યાગી બહિસ્ત્યાગી જીવન્મુક્ત જ એહ છે. ૨૩

ઇતિ શ્રી ગુરુ દત્તાત્રેયપ્રણીત જીવન્મુક્તગીતા સમાપ્ત.

ॐ तत्सत् ब्रह्मार्पणमस्तु ॥

# સૂફીઓની શએરો



( ઉર્દૂ ઉપરથી )

ભણ્યા નથી ઇલ્મના થોથાં ! ‘ અલિફ બે પે’ નથી શિખ્યા !
ફક્ત આ ઈશ્કમક્તબમાં હમે **નામે સનમ** શિખ્યા ! ૧



બુલ્બુલની ઝિન્દગી – ગુલે ગુલઝાર પેખવા :
ને હમારી ઝિન્દગી **ત્હારા દીદાર** દેખવા . ૨



છે ઝિન્દગી બસ એ જ કે દુનિયાથી ગુઝરવૂં :
તડપે છે જીવ કે ગળૂં કાપી મરી જવૂં ! ૩



વાતો બધી કહેવાની છે, ગમખ્વાર કો કોનૂં નહીં :
છે મતલબી દુનિયા બધી ! છે યાર કો કોનૂં નહીં ! ૪



મંદિર – મસીદને, ચાહ્ય તો, ઇન્સાન ! તોડજે :
પણ આદમીનૂં દિલ નહીં, નાદાન ! તોડજે ! ૫

સબબ, બન્યૂં છે એ બધૂં આદમના હાથથી :
દિલ તો બનેલ ખુદ બ ખુદ ખાલિકના હાથથી ! ૬



સાચૂં તો દિલને કોઇથી લગની ન જોઇયે :
હમને મગર **ચ્હાનારને ચ્હાવૂં** ન જોઇયે ? ૭



ગુસાંઇજી ! મધુપાનનો મંદિરમાં હુકમ હો :
યા તો બતાવો એ જગા કે કૃષ્ણ જ્યાં ન હો ! ૮

જાહેર શરાબ પીશું ! સાકી ! છે કોની ચોરી ?
ધણીની જો નથી તો શી ગુલામની ચોરી ? ૯

પ્રેમાગ્નિ અગ્નિ એવો દરિયાવે જળી જાય !
તણખો ઉડે પથરમાં, પથરો યે જળી જાય ! ૧૦

ઈશ્કમક્તબમાં હમારી આજ બિસ્મિલ્લાહ છે !
કહૂં છૂં ‘ અલિફ ’ મુખથી મગર દિલથી નિકળતી આહ છે ! ૧૧

જીવના લેનારને ખોળે હમારૂં શિર છે !
વાહ ! પ્રભુજી ! વાહ ! લીલા ! ધન્ય મુજ તકદીર છે ! ૧૨

રાજી છીએ હમે અગર જે દિલરૂબા કરે :
ચાહે જફા – ઝુલમ કરે અગર વફા કરે. ૧૩

જો યારની ગલીમાં કબરની જરી જમીન્ મળી જાય તો –
બસ બસ, સનમ ! જાગીર જર તૂંથી નથી હૂં માગતો ! ૧૪

નકામાં મંદિરો – મસીદો ! હમે બન્દા મહોબ્બતના !
મુરાદો દિલની બર આવે, હમારે કાશી ત્યાં કાબા ! ૧૫

પાગલ હમે કેવા બન્યા બસ ઈશ્કના સુલ્તાન ! –
ખુદ મજનૂં યે હમને લખે ‘ મુરબ્બી ! મહેરબાન ’ ! ૧૬

ઈશ્કની આફત વિશે આશકને પૂછવૂં જોઇયે :
શી ખબર અપરાધીને ? ન્યાયીને પૂછવૂં જોઇયે . ૧૭



જો રઝા દે મુજને , કરૂં તો પાદચુમ્બન –
એવી રીતે કે પગની મેંદી રહે બેમાલૂમ ! ૧૮



પાંપણની ઝોળી કરી , માગત ભિક્ષા પ્રેમ :
જોગી આ ત્હારો ખડો , દિલબર ! કર કૈં રૂહેમ . ૧૯



અય વિધાતા ! ત્હેં લખ્યૂં – દેખાડયૂં તે જોયૂં બધૂં !
યારના દીદાર ને જુદાઇ ! હાં ! જોયૂં બધૂં ! ૨૦



સુખવૈભવો જ્યાં દે પ્રભુ ત્યાં દુઃખ પણ કદિ હોય છે :
યા ગડગડે જ્યાં નોબતો ત્યાં છાજિયાં પણ હોય છે ! ૨૧



તબીબોને હૂં શૂં પૂછૂં ઇલાજે દર્દદિલ મ્હારો ?
દરદ ખુદ ઝિન્દગી હો તો દવા છે કોણ કરનારો ? ૨૨



હાં ! જોઇ હસવૂં આવતૂં આ હઝરતે ઇન્સાનને ! –
જાતે કરે બદફેલ ને ફિટકાર દે શયતાનને !! ૨૩



છે જહાંમાં લાખ ઈશ્વર માનનારાઓ !
ક્યાં છે – મગર ક્યાં છે હકીકત જાણનારાઓ ? ૨૪



કૂહે છે : – ' કરે બદનામ જ્ઞાનીને શરાબ ' ! ખિલાફ છે !
ઉલટૂં , કરે નાદાન તો બદનામ પાક શરાબને ! ૨૫



છે એ જ ભક્તિ, એ જ ધર્મ અગર ઈમાન્ –
કે કામ આવે આલમે ઇન્સાનને ઇન્સાન્. ૨૬



મ્હારી કબર પર લેખ આ બસ લોહીથી જ લખાવજો : –
કે, 'મોત તો ખ્હાનૂં હતૂં! એ તો હરિવિરહે મુવો'. ૨૭



આદમને ખુદા ના કહો! આદમ ખુદા નથી :
મગર ખુદાઇ નૂરથી આદમ જુદો નથી. ૨૮



કામો બધાં ય કરીશ હૂં : પણ છેડવૂં, આશક! ત્હને –
એ નહીં બને! રે! નહીં બને! મ્હારાથી હરગિઝ નહીં બને. ૨૯



મન્સૂર ચ્હડયો સૂલીએ! ઉચ્ચાર્યૂં અનલહક્ક!
આશકની મઝા એ હમે બસ મોતમાં દીઠી! ૩૦



મ્હારૂં નામ છે અલમસ્ત! છૂં હૂં ખાસ શરાબી!
લબ પર છે જામ! દસ્તમાં સીસો છે ગુલાબી! ૩૧



નેસ્તી હસ્તી છે, યારો! ઔર હસ્તી કંઇ નહીં!
બેખુદી મસ્તી છે, યારો! ઔર મસ્તી કંઇ નહીં! ૩૨



છૂં ખુદ હૂં ખુદા! ઈશ્કના મયખાનામાં રોશન!
જંગલ નહીં કાબા નહીં બુતખાનામાં રોશન! ૩૩



મજનૂંની વાત સાંભળી, તૂં થાય ગિરફ્તાર :
જો સાંભળે મ્હારી અગર તો થાય તૂં દિલ્દાર! ૩૪



**સાગર**ની મોજ સાગર ! **સાગર** ! તૂં એક જાણે !
જાણે અગર જવહ્લા ! જો કોઇ ડૂબી જાણે ! **૩૫**

ચ્હેરો **તમારો** છેક ખુલ્લો કોઇએ જોયો નથી !
જોનાર આગળ યા **તમે પર્દો** કદિ રાખ્યો નથી ! ૩૬

પૂછ્યૂં હતું કાલે, **સનમ** ! 'છે **ઈશ્ક** યા તૂં **ફિલસુફી** ?'
'**સાગર** ! **મ્હને** ત્હારા કસમ ! છૂં હૂં **અસલ** ત્હારી **છબિ** !' ૩૭

આ ગીત **જેનાં** ગાઉં છૂં **તે ઓર** છે !
કરૂં સેલગાહ **જે બાગમાં તે ઓર** છે ! ૩૮

લાવી **ફના**ના મ્હેલમાં માણે **મ્હને મ્હારૂં સનમ** !
**ચશ્મે તખત** પર દમ બ દમ, હાં ! **પ્રેમસાગર છો સનમ** ! ૩૯

હર ચીઝમાં હરદમ દીપે ઝળકો **સનમ સરકાર**નો !
**સાગર** અગર ગાજી રહ્યો, હાં ! **સૂર** શો **ૐકાર**નો ! ૪૦



# 'દીવાને સાગર'નો શબ્દકોષ.



**અગમ** = સહેલાઈથી સમજાય નહીં એવું; ઉંડાં રહસ્યોવાળું. (Mystical.)

**અગ્નિ** = પ્રેમાગ્નિ; જ્ઞાનાગ્નિ–અન્તરગ્નિ.

**અગ્નિહોત્રી**=અગ્નિહોત્ર કરનાર. અગ્નિહોત્ર (વિધિપૂર્વક બળિદાન અર્પીને અગ્નિદેવની ઉપાસના) ના બે પ્રકાર છે. **નિત્ય** અને **કામ્ય**. નિત્ય અગ્નિહોત્ર તો જીવને કાયમનો છે અને કામ્ય કામનાની સિદ્ધિ માટે જ છે. **નિત્ય અગ્નિહોત્ર** એ શબ્દજ એના રહસ્યનો–પ્રજ્ઞાનાગ્નિનો, આન્તર જીવનનો, બ્રહ્મજન્મનો–ખરા દ્વિજત્વનો વિચાર કરાવે છે. અગ્નિહોત્ર એ પણ યજ્ઞ છે. અન્દરનો **અગ્નિ** = પ્રેમબ્રહ્મ.

**અઘમર્ષ** = પાપોનું નિવારણ કરનાર પરમાત્મા.

**અજલ** = મોત; મરણ.

**અઝલ** = અનાદિ; સનાતનતા. (Eternity.)

**અટવી** = જંગલ; વન.

**અતીત** = સૌથી અલગ; ન્યારો.

**અદિતિ** = દેવમાતા; **આદિત્યને** એટલે સૂર્યને ઉત્પન્ન કરનારી મૂલ શક્તિ; મુક્તિદેવી; અનન્તતાની દેવી. દિવ્યતા પોતે. (Divinity Itself.)

**અધ્યક્ષર** = પ્રણવ – ૐ ॥

**અધ્યાસ**=ખોટી ધારણા; અસત્ય માન્યતા; ગેરસમજ; અવળું ભાસવું. (False attribution.)જુવો **અલસ્ત્વારોપ.**

**અધ્વર્યુ** = યજ્ઞ કરાવનાર મંત્રજ્ઞ બ્રાહ્મણોને જુદાં જુદાં કર્તવ્ય પરત્વે ઉદ્‌ગાતા, અધ્વર્યુ, ઋત્વિજ અને હોતા કહે છે. અધ્વર્યુનું કાર્ય યજ્ઞની ભૂમિકા તૈયાર કરવાનું, વેદિ બનાવવાનું અને યજ્ઞમાં ઉત્સાહ વધારવાનું છે.

**અનભિજ્ઞ** = અજાણ્યો.

**અનલ** = અગ્નિ.

**અનલ્‌મહબૂબ**='માશૂકથી હું અભિન્ન છું' એવો મંત્ર.

**અનલ્‌હક** = 'બ્રહ્મથી હું અભિન્ન છું' એવો મંત્ર. **सोऽहम** અથવા **अहं ब्रह्मास्मि** ॥

**અનુશાસન** = આજ્ઞા; શિખામણ સલાહ.

**અનુષંગી** = નિકટનું સંબન્ધી; અનુસરનાર.

**અન્તઃશ્રુતિ** = **અન્તરાત્માનો** ધ્વનિ.

**અપનાઈ** = હુંપણું, પોતાપણું, અહંકાર; ન્હાનું 'હું.'

**અપ્રતિહત**=રોકી ન શકાય એવું.
**અફલાતૂન** = ગ્રીક તત્ત્વવેત્તા પ્લેટોનું ફારસી નામ.
**અફસર** = ઑફિસર.
**અબધૂત** = દુનિયાદારીની ભાવનાઓ જેણે તજી દીધી છે તે.
**અબહૂ** = અત્યારથી.
**અભિસાર** = પોતાના પ્રેમીને અતિશય આતુરતાથી મળવાની યોજના – સંકેત.
**અમીત** = માપ વગરનૂં; અગાધ; અપાર.
**અરુણ** = સૂર્યદેવતા.
**અર્ઘ્ય** = દેવપૂજામાં અર્પવાની વસ્તુ (જે બહુધા પ્રવાહી હોયછે.)
**અર્જુન** = મુમુક્ષુ જીવાત્મા–વિરાગનૂં સંસ્કરણ પામેલા મનનૂં એ રૂપક છે. **શ્રીકૃષ્ણના** મિત્ર **અર્જુનની** આન્તરબાહ્ય સ્થિતિ ઉપરથી પ્રેરણા પામીને, બાહ્ય સંગ્રામને સમરૂપ **આન્તર** સંગ્રામ, **શ્રીમદ્‌ભગવદ્‌**ગીતામાં અને **મહાભારતમાં** ધર્મ અને ઇતિહાસના વાણાતાણાથી ગૂંથેલો છે એ અભ્યાસીને વિદિત છે. **અર્જુન** = મુમુક્ષુ જીવાત્મા.
**અર્ભક** = બાળક.
**અલક**=માથાના વાળનો જથ્થો. (ઝુલ્ફ.)
**અલખ** = આત્મા.
**અલમ્** = બસ; એટલૂં.

**અલિફ** = અરબી, ફારસી અને ઉર્દૂ મૂલાક્ષરોનો આદિ અક્ષર, જેમાંથી બધા અક્ષરો થર્યા તે – અ અથવા ૐ॥ જુઓ :– **अक्षराणामकारोऽस्मि–।** (ભ. ગી. ૧૦: ૩૩.)
**અલ્ફી** = કફની.
**અલ્લાહ** = ૐ **तत्सत्** ॥
**અવહેલના** = અવગણના, અનાદર. (Disregard.)
**અવસ્તુ** = અસત્; મિથ્યાત્વ. (Unreality.)
**અવસ્ત્વારોપ** = અવસ્તુનો આરોપ: મિથ્યા આરોપણ; વસ્તુતાએ જે છે જ નહીં તેનૂં આરોપણ.
**અવિચ્છિન્ન** = અખંડ.
**અવિશદ** = મલિન; અશુદ્ધ.
**અવે** = Away ! = દૂર હો !
**અશ્ક** = આંસુ.
**અસંસક્તિ** = કેવળ અનાસક્તિ; નિર્લેપી દશા – વેદાન્તની પાંચમી ભૂમિકા.(State of Non – attachment.)
**અહમહમિકા** = હૂંપણૂં; હૂંપણાની પ્રબળ સ્વાર્થી ભાવના.
**અક્ષર** = બ્રહ્મ.

**આ**

**આકારક** = નિમંત્રેલા મહેમાન–પરોણા.
**આકાશ** = હૃદયાકાશ.
**આકિલ** = બુદ્ધિમાન. ('અકલ' ઉપરથી.)
**આજ્ય** = યજ્ઞમાં હોમવાનૂં ઘી.

**આઝાદ** = મુક્ત.
**આર્ત્ત**=દુઃખથી પીડિત–વ્યથિત.
**આદમ** = ઈસ્લામી અને ખ્રિસ્તી શાસ્ત્ર પ્રમાણે સૃષ્ટિનો મૂલ પુરુષ – મનુષ્યજાતિનો પિતા. ( Adam. )
**આદેશ** = આજ્ઞા; હુકમ.
**આફતાબ** = સૂર્ય – પ્રેમ અને પ્રજ્ઞાનરૂપી સૂર્ય.
**આબેહયાત–આબે હયાતી** = જીવનનો ઝરો. ઈસ્લામી પુરાણકારો નવા જીવનને એ નામથી ઓળખાવે છે. ( Fountain of New Life Within. )
**આમિલ** = શ્રેષ્ઠ.
**આરત** = ખરેખરી ગરજ; ઉત્કટ પ્રીતિ.
**આર્દ્રતા** = હૃદયની કોમળતા.
**આલા** = શ્રેષ્ઠ; સર્વોપરિ.
**આલોચના** = દર્શન; દેખાવ. ( View. )
**આલંબન–અવલંબન** = ટેકો; આધાર.
**આશક–આશિક** = ચાહનાર; પ્રેમી; ભક્ત.
**આહ** = નિઃશ્વાસ – નિસાસો; દુઃખના ઉદ્ગાર.
**ઇકબાલ** = નસીબ.
**ઇજાઝત** = પરવાનગી; મંજૂરી.
**ઇઝરાઇલ–ઇસ્રાઇલ** = ફિરસ્તાનું નામ છે. ઈસ્લામી શાસ્ત્ર પ્રમાણે, અંતકાળે જીવને લઈ જવાનું એ દૂતનું કામ છે.
**ઇનાયત** = કૃપા; મહેરબાની.
**ઇરમ** = નન્દનવનના બગીચાનું નામ છે. Garden of Eden.
**ઈશ્ક** = પ્રેમ; ભક્તિ.
**ઈસા** = ઈસા પયગમ્બર. ઇસ્લામ ધર્મ ઈસુ ખ્રિસ્તને એક પયગમ્બર એટલે પ્રેરિત મહાત્મા ( Prophet ) માને છે અને એમને હઝરત ઈસા મસીહ કહે છે.
**ઇંજિલ** = બાઇબલ – ખ્રિસ્તી ધર્મશાસ્ત્ર. (The Gospel–New Tastement. )
**ઉછાંહિ** = પડછાયો; પ્રતિબિમ્બ.
**ઉજાગર** = અજવાળું કરનાર.
**ઉત્તીર્ણ** = તરી ઉતરેલો.
**ઉત્ફુલ્લ** = પ્રફુલ્લ; ખીલેલો.
**ઉદ્ગાતા** = યજ્ઞ કરાવનાર. જુવો **અધ્વર્યુ**.
**ઉપનિષદ્** = જીવાત્માના અજ્ઞાનનો નાશ કરનારૂં શાસ્ત્ર. વેદોના જ્ઞાનકાણ્ડને ઉકેલવા માટે **વેદો** પછી થોડે કાળે લખાયલાં શાસ્ત્ર. આવાં ઉપનિષદો ૧૧૮ છે અને તેમાં અગિયાર મુખ્ય છે :–
**ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડક, માણ્ડૂક્ય, તિત્તિર, એતરેય, છાંદોગ્ય, બૃહદારણ્યક અને શ્વેતાશ્વતર.**

**ઉલ્ફત** = મહોબ્બત; દોસ્તી; પ્રેમ.
**ઉષ્મા** = ગરમી–પ્રેમની ચેતના.
**ઉસ્તાદ** = શિક્ષક; નિપુણ.

**ઊર્ધ્વ** = ઊંચે–ઊંચું.

**ઋચા** = વેદનો મંત્ર.
**ઋજુતા** = સરળતા.
**ઋત્વિજ** = યજ્ઞ કરાવનાર. ( **ऋत्** = સત્ય, તે ઉપરથી.) જુવો **અધ્વર્યુ**.
**ઋષિ** = પ્રેરિત વાણી ગાનાર, પવિત્ર સ્તોત્રો ગાનાર; વેદોની ગુહ્ય વાણીનાં રહસ્યો પ્રેરણાથી સમજનાર; આત્તરમાં પ્રકાશ પામેલો પુરુષ.
**ઋક્ષપુઞ્જ** = તારાઓનો સમૂહ.

**એદન** = ‘અનલ્હક્ક’ પુકારનાર જીવન્મુક્ત મહાત્મા મન્સૂરનાં બહેન. તેઓ એક મસ્ત જોગીનાં શિષ્યા હતાં. એમના ભક્તિમય જીવનની મન્સૂરના દિલ ઉપર જબરી અસર થયેલી.
**એમર્સન** = અમેરિકન તત્ત્વવેત્તા રાલ્ફ વૉલ્ડો એમર્સન (ઇમર્સન). ઇ. સ. ૧૮૦૩થી ૧૮૮૨. આર્ય તત્ત્વજ્ઞાનને અનુરૂપ જે વિચારો છેલ્લાં કેટલાંક વરસથી અમેરિકામાંથી વિવિધ રૂપે જગત સમક્ષ રુજૂ થાય છે તેના સૌથી પહેલા વિચારક આ ઋષિ છે. પ્રેમ, પરમાત્મા, અને જીવન સંબન્ધી એમની કલમથી થયેલું કામ ખાસ અભ્યાસ યોગ્ય છે.
**ઐન્દ્રજાલિક** = માયાવી; જાણે જાદૂઈ.

**ઐહિક** = આ લોકનું; આ દુનિયાનું; માયિક; પાર્થિવ.

**ઓમ–ઓહંગ** = ઓ૩મ્–ૐ। બ્રહ્મનો એકાક્ષરી મંત્ર.
**ઓલિયા–ઔલિયા** = ભોળા; ઉદાર. ( Saintly ) વલી એટલે સાધુ પુરુષ–સન્ત, એનું બહુવચન.

**અંગૂરી દરખત** = દ્રાક્ષનો વેલો – પ્રેમવલ્લી – અમૃતવલ્લી – સોમવલ્લી. આ રૂપક પ્રેમબોધક છે.
**અંગ્રેજી દારૂ – મિઝાજી ઈશ્ક** એટલે માયિક પ્રેમનું એ રૂપક છે ( Occidental idea of love દૈહિક પ્રીતિ. ) એથી ઉલટું, શીરાઝી યા ઈરાની દારૂ = પ્રેમયોગ – ભક્તિયોગ–આધ્યાત્મિક પ્રીતિ –હકીકી ઈશ્ક. ( Oriental idea of Love – Devotion. ) સગુણ અને નિર્ગુણ ભક્તિનાં પણ એ રૂપકો છે.
**અંજામ** = છેવટ; અંત.
**અંજુમન** = સભા; મંડળી.

**કુત્લગાહ** = કતલ થવાની જગા; વેદિ; સ્વાર્પણભૂમિકા. આ સ્થાનવાચક શબ્દ તેના આન્તરમાં સ્થિતિબોધક છે.

**કદમબોસી** = પાદચુમ્બન–(સાષ્ટાંગ પ્રણામ.)

**કલમે હકીકી** = અલૌકિક શાસ્ત્ર; આધ્યાત્મિક શાસ્ત્ર.

**કયામત** = મૃત્યુ પછી નવેસર ઊઠવાની સ્થિતિ; મહાપ્રલય પછીની સ્થિતિ. (Resurrection)

**કરબલા** = આરબ દેશમાં કરબલાનું રણ છે. પયગમ્બર સાહેબના જમાઈ હઝરત અલી સાહેબના પુત્ર હઝરત હુસેનની પવિત્ર દરગાહ ત્યાં હોવાથી એ ઇસ્લામીઓનું યાત્રાસ્થાન છે.

**કવ્વાલી** = ગઝલના રાહનું નામ છે.

**કાતિલ** = કતલ કરનાર.

**કાફિયા** = ગઝલમાં પ્રાસવાળી લીટીઓ.

**કાબા** = મક્કા શરીફમાં એક પવિત્ર પથ્થર છે અને ઇસ્લામી યાત્રાળુઓ એને ભક્તિભાવથી ચૂમે છે.

**કાર્પણ્ય** = કૃપણતા; સંકોચ; અજ્ઞાનની દશા.

**કિનાની** = મિસર દેશનો. કનાન અથવા કિનાન એટલે મિસર –ઇજીપ્ત, એ ઉપરથી.

**કિશ્તી**–કિસ્તી = હોડી, નાવડી.

**કુમ્બ્–ઇઝ્ની** = 'મ્હારા હુકમથી સજીવન થા' એવો એનો શબ્દાર્થ છે. આ શબ્દો કહીને મહાત્મા શમ્સે તબ્રીઝે એક મૃત શરીરને સજીવન કરેલું, એવી આખ્યાયિકા છે. હઝરત શમ્સ બ્રહ્મલીન એટલે દ્વૈતથી મુક્ત હોવાથી તેમણે 'અલ્લાહના' નહીં, પણ 'મ્હારા' હુકમથી એવું કહેલું. તેઓ સતત પ્રાજ્ઞચેતના – બ્રાહ્મીભૂત દશા ( Super – Conscious State )માં જ જીવતા.

**કુથુહુમી** = થિયોસોફિસ્ટોના અદૃશ્ય પ્રેરણા કરનારા મહાત્માઓમાંના એકનું નામ લાલસિંહ કુતુહુમી છે. અન્દરના ધ્વનિનું એ તાત્વિક રૂપક છે.

**કુરબાની** = બલિ; આત્મસમર્પણ.

**કુરંગ** = મૃગ; હરણ. હૃદયમૃગ.

**કુંવરજી** = અમર બાલક–પ્રેમ. ( બાલકૃષ્ણ. )

**કૃચ્છ્ર** = શરીરને શોષનારૂં ઉપવાસોનું એક વ્રત છે. સાંતપન કૃચ્છ્ર, અતિકૃચ્છ્ર, તપ્તકૃચ્છ્ર, અને પરાકકૃચ્છ્ર એવા એના ચાર પ્રકાર છે. જુઓ મનુસ્મૃતિ.

**કૃતક** = કૃત્રિમ; કશા વિશેષ અર્થ વગરનૂં.

**કૃષાંગી** = દુર્બળ.

**કૃષિકાર** = ખેડૂત – આન્તર ભૂમિકાને ખેડનાર.

**કૃષ્ણકારિકા** = અવ્યાકૃત બ્રાહ્મી શક્તિ; બધાં બ્રહ્માડોનૂં નિયમન કરનારી સર્વવ્યાપક અનાદ્યનન્ત શક્તિ. રામ, કૃષ્ણ, ખ્રિસ્ત, બુદ્ધ વગેરે અનેક રૂપોને પેદા કરનારી સર્વોપરિ સનાતન શક્તિ – **સનમ**.

**કેન્દ્ર** = મધ્યબિન્દુ.

**કેલિ** = વિહાર; સુખભોગ.

**કોરસ** = Chorus–બધાં સાથે મળીને ગાય અને એની એ કડી એકસૂરથી ઝીલે એને અંગ્રેજીમાં કોરસ કહે છે.

**કોહકન** – પર્વત ખોદનાર. **કોહ** =પર્વત, એ ઉપરથી. **શીરીંની** ખાતર ફર્હાદે પહાડ ખોદી કહાડેલો, તેથી એને 'કોહકન' કહેવામાં આવે છે.

**કૌસર** = ઇસ્લામી શાસ્ત્ર અનુસાર સ્વર્ગમાં જે જીવનનો ઝરો છે તેનૂં એ નામ છે.

**કંજ** = કમળ.

**કલાન્ત** = થાકેલો; શ્રમિત.

**ખતા** = ભૂલ.

**ખયાલી** = કલ્પનાત્મક.

**ખલીફ – ખલીફા** = હઝરત મહમ્મદ પયગમ્બર પછી તેમનો અધિકાર ભોગવનાર ખલીફ કહેવાય છે

**ખસ્ત** = ખરાબ ખસ્ત થયેલૂં –બરબાદ–પાયમાલ થઇ ગયેલૂં.

**ખાક–ખાખ** = રાખ; ધૂળ; માટી.

**ખાકી–ખાખી** = રાખ ચોળેલો નહીં, પણ દુનિયાદારીને જેણે ખાખ બરાબર ગણી છે તે.

**ખાર** = કાંટા.

**ખિલાફ–ખેલાફ** = ખોટૂં; અસત્ય; સત્યવિરોધી.

**ખુદ બ ખુદ** = પોતે જાતે; સ્વયં.

**ખુદમસ્ત** = નિજાનન્દી; અંતર્દાનન્દી; પરમાત્મામાં મસ્ત. (Soul-Conscious.)

**ખુદી** = હૂંપણૂં; દેહાભિમાન; અહંમમતા; ન્હાનૂં 'હું'.

**ખુફિયા** = છુપી; ગુપ્ત. (Ditective.)

**ખેચર** = પંખી; પક્ષી.

**ખૌફ–ખ્વૌફ** = બીક; ડર.

**ખ્વાબ–ખાબ** = સ્વપ્ન.

**ખ્વાહિશ–ખાહેશ** = ઇચ્છા; મરજી.

**ગમ** = દિલગીરી; અફસોસી; દુઃખ.

**ગમખ્વાર** = દુઃખમાં ખરાબ થઇ ગયેલો.

**ગમી** = દુઃખ; મોત.

**ગલત** = ભૂલભરેલૂં; ખોટૂં.

**ગલતી** = ચૂક; ભૂલ.

**ગવાહી** = સાક્ષી.

**ગર્ભધ્યાન** = અન્તર્મુખી વૃત્તિ–જ્ઞાનદૃષ્ટિ.

**ગાફિલ–ગાફેલ** = ભ્રમિત; અજ્ઞાની; માયાગ્રસ્ત.

**ગાયત્રી** = દ્વિજ માત્રને જપવાનો વેદમંત્ર છે. એમાં ત્રણ પદ હોવાથી એને **ત્રિપદા** કહે છે, અને **પ્રજ્ઞાનરૂપી** સૂર્યનું ધ્યાન હોવાથી એને **સાવિત્રી** પણ કહે છે. મૂલ મંત્ર ઋગ્વેદના ત્રીજા મંડલમાં આ પ્રમાણે છે :—

**ॐ भूः ॐ भुवः ॐ स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियोयोनः प्रचोदयात् ॥ ॐ ॥**

ॐ પૃથ્વીલોક ॐ અન્તરિક્ષ લોક ॐ સ્વર્ગલોક ॐ તે સવિતા દેવના સર્વોપરિ પ્રકાશનું અમે ધ્યાન ધરીએ છીએ કે જે અમારી બુદ્ધિને પ્રેરે છે. ॐ ॥ તે સવિતાદેવનો સર્વોપરિ પ્રકાશ કે જે બુદ્ધિને પ્રેરે છે, તે સવિતાદેવ કેવળ બાહ્ય નેત્રનો વિષય નથી. બાહ્ય સૂર્ય જેની ઉષ્મા અનેક પ્રકારે જગતને પોષણ આપે છે અને જેનો પ્રકાશ જગતને અજવાળે છે તેને સમરૂપ આન્તર સવિતા જે સચ્ચિદાનન્દરૂપ છે અને માત્ર અનુભવગમ્ય છે તેનું જ ગાયત્રી મંત્રમાં ધ્યાન કરવાનું છે. એ આન્તર સવિતાની ઉષ્મા તે પ્રેમભક્તિ અને પ્રકાશ તે પ્રજ્ઞાન. બાહ્ય સૂર્ય જેમ આ બાહ્ય વિશ્વને જ જીવાડે છે તેમ આ આન્તર સવિતા ત્રિલોકને (પૃથ્વી, અદૃશ્ય વિશ્વો અને સ્વર્ગોને) જીવાડે છે. બાહ્ય આકાશમાં આ બાહ્ય સૂર્યનું દર્શન થાય છે તેમ હૃદયાકાશમાં પ્રજ્ઞાનભાનુનું દર્શન થઈ શકે છે. રાજયોગી માનસચક્ષુથી એનું દર્શન કરે છે અને જ્ઞાનયોગી જ્ઞાનયોગથી તથા પ્રેમયોગી પ્રેમભક્તિ દ્વારા એનું દર્શન કરે છે. દર્શન એટલે અનુભવ. પ્રેમ અને પ્રજ્ઞાનનો સૂર્ય અન્દરના અખંડ અનુભવરૂપ છે અને બાહ્ય સૂર્ય એ એનું એક પ્રતીક – સાંકેતિક ચિહ્ન છે. ॐ ॥

**ગિહ્ણા** = ઠપકો; ફિર્યાદ; નિન્દા.

**ગીતા** = શ્રીમદ્ભગવદ્ગીતા = આર્યોનું એક ધર્મપુસ્તક, જેમાં શ્રી કૃષ્ણ અને અર્જુનનો સંવાદ છે. પાંડવો અને કૌરવોના યુદ્ધ સમયે અર્જુનને પોતાનાં જ સગાં વ્હાલાં સાથે રાજ્યની ખાતર લ્હડવું એ અયોગ્ય લાગવાથી એ ધનુષ્ય બાણ ફેંકી દે છે અને પોતાના સારથિ કૃષ્ણને હૃદયની વિરાગી વૃત્તિ જણાવે છે ત્યાંથી આરંભ કરીને છેવટે શ્રી કૃષ્ણ

જીવ, જગત અને બ્રહ્મનું વસ્તુ-સ્વરૂપ અર્જુનને સમજાવીને યુદ્ધમાં પ્રેરે છે ત્યાં સુધીનું ભગવાન વ્યાસે રચેલું કાવ્ય. એમાં ૧૮ અધ્યાયો છે અને ૭૦૦ શ્લોકો છે. આખી દુનિયાના ધર્મગ્રન્થોમાં આ એક અદ્‌ભુત ધર્મગ્રન્થ છે અને તાત્ત્વિક રીતે સમજવામાં આવે તો હરકોઇને આત્મોપયોગી થાય એવો છે. આર્યોનાં ધર્મશાસ્ત્રોમાં, સંસારમાં રહીને પરમપદનો સ્વાનુભવ મનુષ્યને શી રીતે થઈ શકે એનો પ્રબોધ કરનારૂં આ સર્વોપરિ શાસ્ત્ર છે.

**ગીબત** = નિન્દા.

**ગુફ્તેગો** = વાતચિત.

**ગુમદિલ** = હૈયાસુનો.

**ગુમરાહ** = ભૂલો પડેલો.

**ગુલ** = ફૂલ. પ્રેમના પરમાત્મજ્યોતિને ફારસી સાહિત્યમાં પુષ્પનું રૂપક અપાય છે.

**ગુલ્ઝાર–ગુલ્શન–ગુલિસ્તાન**= બાગ–બગીચો. જુવો:–**ચમન.**

**ગુલ્બો** =( ગુલ + બૂ ) ફૂલની સુગન્ધ. ( પરમાત્મકૃપા. )

**ગેંદ** = દડો.

**ગોકુલ** = ગો = ઇન્દ્રિય· કુલ = સમૂહ· બધી ઇન્દ્રિયોને રહેવાનૂં સ્થાન તે ગોકુલ. સૂક્ષ્મ શરીર તે ગોકુલ અને એમાં નાચનારી તે મનોવૃત્તિરૂપ ગોપીઓ. એમને રમાડનાર અને નચાવનાર તે આત્મારૂપ કૃષ્ણ.

**ગોપી** = કૃષ્ણને હૃદયથી વરેલી અને એમના પ્રેમમાં ઘેલી થઈ ગયેલી ગોપવધૂઓ. મનોવૃત્તિઓને ગોપીઓનૂં રૂપક અપાયલૂં છે.

**ગૌઆં** = ગાયો; મનોવૃત્તિઓ.

**ગૌર** = વિચારણા. ( ઉર્દૂ. )

**ગૌરાંગી** = ગોરી.

**ગૌહર** = રત્ન, મણિ.

**ઘટ** = ઘડો – એ ઉપરથી આ માટીનૂં શરીર તે ઘટ.

**ઘન** = જેની આરપાર જઈ શકાય નહીં એવૂં. ( Impenetrable )

**ઘ્રાણ** = ઘ્રાણેન્દ્રિય–નાક.

**ઘેંઘટ** = બેશુમાર નશાદાર.

**ચકાચક** = ચકચૂર–ભરપટ્ટે.

**ચમન** = બાગ, ઉપવન. હૃદયને તેમ જ વિશ્વને બગીચાનૂં રૂપક અપાય છે.

**ચશ્મનૂર** = આંખનો પ્રકાશ – ભક્તિનૂં જ્ઞાન.

**ચાક** = ચીરેલૂં.

**ચાન્દ્રાયણ** = શરીરને શોષનારૂં એક વ્રત છે, એના શિશુચાન્દ્રાયણ, યતિચાન્દ્રાયણ વગેરે પ્રકારો છે. જુવો મનુસ્મૃતિ.

**ચિકુર** = ખરાબ; અનિષ્ટ; કઠોર.

**ચિદ્‌ઘન** = સર્વવ્યાપી ચેતન – આત્મા.

**ચુનન્દી** = ખાસ.
**ચુલ્લુભર** = ચાંગળું ભરીને-અંજલિભર.
**ચ્યુતિ** = પડતી.
**છનુ છનુ** = ક્ષણ ક્ષણ
**છેહ** = દગો.
**જનક** = પિતા; ઉત્પન્ન કરનાર.
**જનક** = ભરતખંડમાં થયેલા જીવન્મુક્ત મહારાજા.
**જનાઝા** = ઠાઠડી; મુર્દાની પાલખી. ( A bier. )
**જનાર્દન** = આત્મા-અન્દરની પ્રેરક સત્તા.
**જન્નત** = સ્વર્ગ.
**જનિત** = જણેલું પેદા થયેલુ.
**જફા** = દુ:ખ; દર્દ; ઝુલમ.
**જમશેદ** = ઈરાનના એક પ્રતાપી શહેનશાહનું નામ છે. એના અમલ પહેલાં ઈરાનમાં દ્રાક્ષાસવને કોઈ પીવાના પદાર્થ તરીકે જાણતું ન હતું એટલું જ નહીં પણ એ એક ઝેરી પદાર્થ મનાતો! દ્રાક્ષાસવ પીવાનું એ બાદશાહના અમલમાં જ પહેલવહેલું શરૂ થયું; અને તેથી દ્રાક્ષાસવનો પ્યાલો **જામે જમ** કહેવાવા લાગ્યો.
**જમુના-યમુના** = શ્રી કૃષ્ણની જન્મભૂમિ ગોકુલ અને વૃન્દાવન તથા મથુરા આ નદીને કિનારે છે. શ્રી કૃષ્ણે ગોપીઓ સાથે યમુનામાં વિહાર કર્યાના તથા યમુનાતટે અનેકવિધ પ્રેમક્રીડા કર્યાના ઉલ્લેખો શ્રીમદ્‌ભાગવતમાં છે. આ ઉપરથી પરમાત્માની અનાદિ માયાને જમુનાનું રૂપક અપાયલું છે. રજોગુણી પ્રકૃતિને પણ જમુનાનું રૂપક અપાયલું છે. એથી ઉલટું જ્ઞાનને અને સત્ત્વગુણને ગંગાનું રૂપક અપાયલું છે. પ્રકૃતિ અને પુરુષની સહચારિતા-એમનું ખેલન તે યમુનાવિહાર. એ વિચારશ્રેણીએ બધી અર્થપરંપરા ઉકેલાય છે.
**જલામ્બરધારિણી** = જળરૂપી વસ્ત્ર ધારણ કરનારી.
**જાહિલ** = અજ્ઞાની; અજાણ્યો.
**જાહ્નવી** = ભાગીરથીગંગા .
**જિબ્રાઇલ-જિબ્રાઇલ-જિબ્રિલ** = મૃત્યુનો દૂત. (Gabriel.)
**જિયરા** = જીવ
**જીવનવૃક્ષ** = નવા જીવનને ફલ આપનાર વૃક્ષની ઉપમા બાઇબલમાં આપેલી છે. (Tree of Life.)
**ઝુખ્મ** = વિરહનો ઘા. ( આ શબ્દ સૂફીનો પારિભાષિક છે અને તીવ્ર મુમુક્ષતાના અર્થમાં વપરાય છે. )
**ઝબ્બહ થવું** = કપાઈ જવું-ખપી જવું-બલિ બનવું.
**ઝબાં** = વાણી; ભાષા; જીભ.
**ઝરથોસ્ત** = અગ્નિપૂજક (પારસી) ધર્મના સ્થાપનાર પયગમ્બર (Zoroaster).

એમનું ધર્મ પુસ્તક ઝંદ અવસ્તા.
**ઝર્દ–ઝરદ** = કરમાયલું; ચીમળાયલું.
**ઝાલિમ** = ઝુલ્મી; ક્રૂર.
**ઝિન્દા** = જીવતું; સજીવ.
**ઝુલેખા** = યૂસુફ ઉપર આશક થયેલી મિસરના ખઝાનચી કિતફર(Potiphor)ની પત્ની. ઉર્દૂ અને ફારસી સાહિત્યમાં યૂસુફઝુલેખાના પ્રેમની કથા બહુ આકર્ષક રીતે લખાયલી છે. જુવો યૂસૂફ.
**ડાંગર** = હિમાલયના પ્રદેશમાં એક ગામનું નામ છે.
**ઠાર** = ઠેકાણું; સ્થળ.
**તખલ્લુસ** = ધારણ કરેલું નામ. (Nom–de–plume).
**તનહા** = એકાકી; એકલો.
**તનુમાનસા** = વેદાન્તની ત્રીજી ભૂમિકા. તનુ = સૂક્ષ્મ. માનસા = મનોબુદ્ધિ સંબન્ધી. મનોબુદ્ધિનું આધ્યાત્મિક રીતે સૂક્ષ્મીકરણ કરીને તેના મૂલમાં જોવૂં. આન્તર દષ્ટિએ બધું જોવૂં.
**તન્નૂર** = લોખંડી પતરાનું એક વાસણ-શેકવાના કામમાં આવેછે.
**તફસીલ** = વિગત.
**તર બ તર** = પૂરેપૂરૂં ભરેલું.
**તરીકત** = આત્મસાક્ષાત્કારના અભ્યાસમાં મુમુક્ષુઓ માટે સૂફી સન્તોએ **શરીઅત**, **તરીકત**, **હકીકત** અને **મારિફ્ત** એવી અધિકાર પરત્વે ક્રમિક ભૂમિકાઓ ઠરાવી છે. કેવળ કર્મકાંડ અને બાહ્યાચારનાં વિધાનોનું અનુસરણ એ **શરીઅત**; એથી પર તત્ત્વજ્ઞાનનું મનન અને અનુસરણ તે **તરીકત**; જ્ઞાનયોગનું અનુસરણ અને એનો સ્વાનુભવ તે **હકીકત** અને જીવન્મુક્તિનો અપરોક્ષ અનુભવ તે **મારિફ્ત.** વિશેષ માટે જુઓ :—ગૂજરાતી ગઝલિસ્તાનનો દીબાચો. પૃ. ૧૨. ૧૪.
**તસવ્વુર** = તસવ્વર = ધ્યાન; ચિન્તન.
**તહસિલ** = લાભ; મળતર; બરકત.
**તાઉસ** = સિતારને મળતું એક વાદ્ય. એની બાહ્ય રચના મયૂરાકૃતિ જેવી હોવાથી એને તાઉસ કહે છે. (તાઉસ=મોર.)
**તાજિર** = સોદાગર; વેપારી.
**તાલીબ** = જિજ્ઞાસુ; ઉમેદવાર; આકાંક્ષી.
**તાસીર** = અસર.
**તિશ્ના** = તૃષા; તરસ.
**તુરબત** = કબર.
**તેગ** = તલ્વાર.
**તોતા** = પોપટ–જીવરૂપી પોપટ.
**તંગ** = તંગીમાં આવી પડેલો દુ:ખી હાલત ગુજારતો.
**ત્રિધા** = ત્રણ રીતે–ત્રણ પ્રકારે.
**ત્રિવેણી** = ત્રણ નદીઓનો સંગમ થાય એ સ્થાનને ત્રિવેણી

કહે છે. શરીરમાં વારાફરતી ચાલતી ઇડા (ઇંગલા), પિંગલા અને સુષુમ્ણા એ ત્રણ મુખ્ય નાડીઓને નદીઓનું રૂપક અપાય છે, અને મન જ્યારે ધ્યાનસ્થ થાય ત્યારે એ નાડીઓના મૂળને વટીને વૃત્તિ બ્રહ્મરંધ્રમાં લીન–બ્રહ્માકાર થાય એ ધ્યાનસ્થ સ્થિતિને ત્રિવેણી કહે છે. જુવોઃ—**દમકશી.**

**દમકશી** = પ્રાણનો નિગ્રહ–**પ્રાણાયામ.** નાક બંધ કરીને શ્વાસપ્રશ્વાસની ગતિનો વિધિપૂર્વક નિરોધ કરવો, એ **પ્રાણાયામ.** આરંભના સાધકોને માટે આ વ્યાખ્યા બરાબર છે, પણ પ્રાણાયામનો સર્વોપરિ પ્રકાર તો આવો છે :–**સ્વસ્વરૂપમાં** સંસ્થિત થઇને પદાર્થમાત્રને **આત્મરૂપ** જોવા માંડવું એ **પૂરક**; બાહ્યદૃષ્ટિનો વિલય કરીને વિશ્વસહિત સર્વને **પોતામાં** લીન–કૈવલ્યરૂપ અનુભવવું એ **કુંભક**; અને વૃત્તિ દેહાકાર થાય અને બાહ્યમાંજ રમે એ **રેચક.**

**દમ બ દમ** = પળેપળ; શ્વાસોચ્છ્વાસની ગતિ સાથે.

**દર** = દ્વાર.

**દરખત–દરખ્ત** = ઝાડ.

**દરબન્દ** = દરવાજો.

**દર્વેશ–દર્વિશ** = ફકીર; સાધુ.

**દહર** = દુનિયારૂપી ધર્મશાળા–મુસાફરખાનું.

**દામણાં** = દયામણાં.

**દાર** = ફાંસી; સૂલી.

**દારૂ** = પ્રવાહી નહીં, પણ **પ્રેમ**રૂપી મદ્ય જે વૃત્તિને **પરમાત્મા**માં જ મસ્ત રાખે અને દુનિયાદારીને ભૂલાવે તે.

**દિલાવર** = વીર; બહાદૂર. અન્દરના શત્રુઓનો પરાજય કરનાર.

**દિલકશ** = દિલને ખેંચનાર. હૃદયનું આકર્ષણ કરનાર.

**દિવ્યબાલક** = ગ્રીક પૌરાણિકો **પ્રેમ**ને અમર **બાલક** ( The Immortal Child ) કહે છે. આર્યાવર્ત્તમાં પણ **બાલ** ગોપાલ અને **બાલ** કૃષ્ણ શબ્દ **પ્રેમ**ના રૂપક તરીકે યોજાયલા છે.

**દીદાર – દેદાર** = દર્શન; સાક્ષાત્કાર.

**દીપ્તિ** = પ્રકાશ; **જ્ઞાન**જ્યોતિ.

**દીબાચો** = ઉપોદ્ઘાત; પ્રસ્તાવના.

**દીવલી** = હિમાલયના પ્રદેશમાં એક ગામડાનું નામ છે.

**દીવાન્** = કવિતાના સંગ્રહના ગ્રન્થને ફારસી અને ઉર્દૂમાં ‘દીવાન્’ કહે છે – જેમકે ‘દીવાને હાફિઝ’ એટલે હાફિઝની કવિતાના સંગ્રહનો ગ્રન્થ.

**દીવાના** = અનન્ય પ્રેમી; ચુસ્ત ભક્ત;

**દીક્ષિત** = દીક્ષા પામેલો.

**દુંદુભિ** = ઢોલ; નગારૂં.

**દુલ્હા** = જુવો **દૂલ્હા.**
**દૂઈ** = બેપણું; દ્વૈત.
**દૂજી** = બીજી.
**દૂરંગી** = દોરંગી = બે રંગ = આચાર અને વિચારની વિરુદ્ધતા – અન્દરનો અસહચાર.
**દૂલારા** = પ્રિયતમ.
**દૂલારી** = પ્રિયતમા.
**દૂલ્હન** = વધૂ. ( Brido. )
**દૂલ્હા–દૂલ્હા** = વર.
**દેહભૃતપણું** = શરીરપણાનો ભાવ – દેહાકારવૃત્તિ.
**દોઝખ**=નરક–નારકી જીવનની સ્થિતિ.
**દ્યુતિ** = જ્યોતિ.
**દ્વિજ** = બીજી વાર જન્મેલો – આ ને આ જ શરીરમાં પ્રેમભક્તિ અને તત્ત્વજ્ઞાનની એકતાના સંસ્કાર કાયમના પામીને નવું જીવન જીવનાર; જેનાં આન્તર અને બાહ્ય કર્મમાં ભક્તિ અને જ્ઞાનની સુન્દર અભિન્નતા પળે પળે વર્તાં કરતી હોય તે;(Regenerated, not in flesh, but in Spirit.)
**દ્વિજમંત્ર** = જુવો **ગાયત્રી.** ગાયત્રીમંત્ર માત્ર મ્હોડે બોલી જવો એ જ દ્વિજમંત્ર **નહીં,** પણ ગાયત્રી મંત્રના સવિસ્તર આન્તરાર્થ અનુસાર પ્રેમભક્તિ અને બ્રહ્મજ્ઞાનની એકતા જીવનમાં અનુભવવાને મથ્યાં કરવું અને એ જ વાતનું હરદમ મનન કરવું એ દ્વિજનો મંત્ર છે.
**ધાતા** = કર્તા–સ્રષ્ટા.
**ધેનુ** = ગાય; ઇંદ્રિઓ રૂપી ગાયો.
**ધ્વંસ** = નાશ; લય.
**ધ્વાન્ત** = અન્ધકાર; (અજ્ઞાન.)
**નતીજો** = પારખું; પરિણામ.
**નથિંગ બટ વન્** = Nothing but One = એક વિના બીજું કશું વસ્તુતાએ છે જ નહીં = **नेह नानास्ति-किंचन ॥**
**નાઝનીં** = કોમલાંગી.
**નારદ** = બ્રહ્માના પુત્ર **નારદ** તો વેદોના કાલના મહર્ષિ છે. ઋગ્વેદના આઠમા અને નવમા મંડલમાં **નારદ**પ્રણીત સૂક્તો છે. તેઓ બ્રહ્મચારી અને પરમ ભક્ત છે. એ જ **નારદ** સમયે સમયે પુરાણોમાં પણ દર્શન દે છે. એમણે એક સ્મૃતિ પણ રચી છે; ઉપરાન્ત એમનાં ભક્તિસૂત્ર પ્રખ્યાત છે. (જુવો :– આ ગ્રન્થમાં પૃ. ૪૮૧ ) પુરાણોની તાત્ત્વિક પરિભાષા ઉકેલનારને સ્પષ્ટ દેખાય છે કે કેટલેક પ્રસંગે **અસંપ્રજ્ઞાત** મનને **નારદ**નું રૂપક અપાયલું છે.
**નાસ્તિક** = દેહ સિવાય બીજા કશાનું અસ્તિત્વ નહીં માનનાર – આત્માના અસ્તિત્વની અવગણના કરનાર; લોકાયત અથવા ચાર્વાક્ય, માત્ર દૃશ્ય

પ્રમાણને જ સ્વીકારનાર અને આ લોકને જ સર્વ માનીને જીવનાર; પરમાત્મતત્ત્વની અવગણના કરીને ઐહિક જીવન જ જીવનાર તે નાસ્તિક.

**નિગમ** = શાસ્ત્ર – વેદ. (**આગમનિગમ** = વેદો.)

**નિગહબાની** = મહેરબાની; મીઠી નઝર.

**નિદિધ્યાસન** = ફરી ફરી ગોખીને –વારંવાર વિચારીને નિશ્ચયાત્મક રીતે કરેલું મનન.

**નિધન** = મોત; મરણ.

**નિમજ્જન** = ડુબકી (પ્રપાત.)

**નિરાલંબ** = ટેકા વગરનું – આધાર વિનાનું; પોતે પોતાની મેળે (સ્વયં) ગતિમાન.

**નિરુક્તકાર** = વેદોની તાત્ત્વિક પરિભાષા સ્પષ્ટ કરનાર કોષકાર ભગવાન્ યાસ્કાચાર્ય.

**નિવાપ** = શ્રાદ્ધમાં અર્પાતું જળ.

**નૂર** = પ્રકાશ – જ્યોતિ – જ્ઞાન.

**નેપથ્યમાં** = પડદામાં – અન્દરની ભૂમિકા ઉપર; અદૃશ્ય રીતે.

**નૈમિત્તિક** = અમુક નિમિત્તને લીધે; સકારણ.

**નૃશંસ** = નઠારાં.

**ન્યામત** – **નિયામત** = મીઠાઈ; પક્વાન્ન; પરમાત્મકૃપા.

**ન્યાસ** = ત્યાગ; અર્પણ. (Resignation; renunciation of temporal attachments) **काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः । श्री. भ. गी.**

**પદ્મ** = કમળ.

**પર** = પરન્તુ; તો પણ. (ઉર્દૂ.)

**પર** = ઉચ્ચ; દૂર; ઉપર.

**પરવર્દ** = પોષાયલો – આશ્રિત; અનુગ્રહિત.

**પરસ્ત** = ભક્ત; પૂજારી.

**પરસ્તાની** = દિવ્ય – અલૌકિક. (Angelic).

**પરસ્તી** = ભક્તિ; પૂજા; ઉપાસના.

**પરાતીત** = પરાવાણીથી પણ વર્ણવી ન શકાય એવું – બ્રહ્મ. (વાણીના ચાર પ્રકાર છે: **પરા**, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી.)

**પરિન્દા** = પંખી; પક્ષી.

**પરુષતા** = કઠોરતા.

**પરેશાની** = ઉદાસીનતા; મૂંઝવણ.

**પરોક્ષ** = આડકતરી રીતે; પ્રત્યક્ષ નહીં તે.

**પર્દેપોશ** = પડદામાં છુપાયલી.

**પશુ** = યજ્ઞમાં અર્પાનાર બલિને વેદોની પરિભાષામાં 'પશુ' કહેલું છે.

**પાર્થ** = અર્જુન. **પૃથા** એ પૃથુ = પૃથ્વી, ઉપરથી કુન્તીનું નામ અને તેનો પુત્ર તે **પાર્થ**. (પૃથ્વી = એટલે માટી. માટીને

એટલે સ્થૂલને મહત્ત્વ આપીને દુઃખી થનાર જીવાત્મા તે પાર્થ.)

**પાર્ષદ** = દેવદૂત.

**પાહિમામ્** = 'મ્હારૂં રક્ષણ કરો', એવો પ્રાર્થનામંત્ર.

**પિતૃયાણ** = પૂર્વજને તૃપ્ત કરવાનો શાસ્ત્રોકત માર્ગ.

**પિશુન** = ક્રૂર; કઠોર.

**પીરમર્દ** = પુરાણો જોગી.

**પુરંજન** = જીવ.

**પેદર** = પિતા.

**પેશદસ્તીથી** = સૌથી પહેલો હાથ ઉપાડીને.

**પ્રચુર** = પુષ્કળ; બેશુમાર.

**પ્રગલ્ભતા** = કશી શરમ વગર સાચેસાચૂં કહી દેવાની ખૂબ હિમ્મત.

**પ્રદ્યુમ્ન** = જ્ઞાનયોગની પરિભાષામાં એ મનનૂં રૂપક છે.

**પ્રમિતિ** = તત્ત્વબોધ; ખરૂં જ્ઞાન.

**પ્રમીતિ** = યજ્ઞનૂં બલિ બની જવૂં તે. (Self-annihilation.)

**પ્રશસ્ત** = પ્રખ્યાત.

**પ્રજ્ઞાન** = અનુભવપૂર્વક જ્ઞાન; યથાર્થ જ્ઞાન. ( Divine Wisdom )

**પ્રાજ્ઞ** = આત્મજ્ઞાનનો સ્વાનુભવી — પ્રજ્ઞાન પચાવનાર તે પ્રાજ્ઞ.

**પ્રેષ્ઠ** = પ્રિયતમ.

**પ્રોક્ષણ** = મન્ત્રોચ્ચાર કરીને પાણી છાંટીને કરેલૂં શુદ્ધીકરણ.

**ફ્રૈઝલ** = મહેરબાની; કૃપાદૃષ્ટિ.

**ફ્રના** = સ્વસમર્પણ; ન્હાના 'હૂં'-નો હોમ; શૂન્ય. ( Annihilating one's own self. )

**ફ્રનાફિલ્લાહ** = પરમાત્મામાં સર્વસ્વાર્પણ; અહંકારની નિવૃત્તિ; ન્હાના 'હૂં'નૂં પરમાત્મામાં ભળી જવૂં.

**ફ્રર્હાદ** = ચીનના બાદશાહ ખુશરૂની બેગમ **શીરીં** ઉપર આશક થયેલો ફ્રર્હાદ એક ગરીબ મજૂર હતો. **શીરીં**ની ખાતર એણે આખો પહાડ ખોદી કહાડેલો અને **શીરીં**ના શરીર છોડવાની ખોટી ખબર સાંભળતાં જ એણે શરીર છોડી દીધેલૂં. વિસ્તારી કથા માટે જુવો ગૂજરાતી ગઝલિસ્તાનની ટીકા.

**ફ્રલક** = આકાશ.

**ફ્રાઝિલ** = બાકીમાં — બચત.

**ફ્રુઝુલ** = વધારે પડતૂં — નકામૂં.

**ફ્રેહરિશ્ત** = યાદી, અનુક્રમ, સૂચીપત્ર. ( Index.)

**બકા** = જીવન્મુક્તિ; નવૂં જીવન; **બકા — બાદ — ઉલ — ફ્રના** = દેહાભિમાનના ન્હાના 'હૂં'ના હોમાઈ ગયા પછીની દશા — **બ્રહ્મજન્મ**; **બ્રાહ્મી** દશા. જુવો **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા** અધ્યાય બીજો — છેલ્લા શ્લોકો.

(Regeneration; God-Consciousness.)

**બખ્ખસ** = Bacchus = God of Wine. **પ્રેમરૂપી મધનો દેવ – વિશ્વવિહારી – પ્રકૃતિને રમાડનાર પુરુષને** યુનાની રસવેત્તાતાઓએ આવૂં રૂપક આપેલૂં છે.

**બડબખ્ત – બડભાગી** = મહાભાગ્યશાળી.

**બયાં – બયાન** = વર્ણન.

**બર્બત** = બંસી – વીણા – નિરન્તર દિલમાં બજ્યાં કરે છે તે.

**બવરી** = બાવરી.

**બાદબાકી** = **આર્ય** સ્મૃતિકારો **બ્રહ્મચર્ય**,ગૃહસ્થાશ્રમ,વાનપ્રસ્થાશ્રમ, **સંન્યાસ** અને **પરમહંસ** દશાના ક્રમિક ભાગો પાડે છે, તેને બીજી રીતે વિચારતાં **સરવાળા, બાદબાકી, ગુણાકાર** અને **ભાગાકાર** એવાં નામ આપી શકાય. પહેલા બે આશ્રમોમાં મનુષ્યજીવનમાં **ઐહિક** સ્નેહોનો સરવાળો **થતો** હોવાથી એ સરવાળા ; **વાનપ્રસ્થાશ્રમમાં** ઐહિક સ્નેહોની **બાદબાકી** અને એ **બાદબાકી** પૂરી ભણી ચૂક્યા પછી નવે **નામે વસ્તુગણિતના ગુણાકાર** તથા **પરમહંસ** દશામાં **છેવટે ભાગાકાર** એવાં રૂપકો યોજી શકાય.

**બિરખા**—વર્ષાઋતુ.

**બિસ્મિલ** = કપાયલો,ચીરાયલો, અધમુવો, **પ્રેમમાં બલિ** બનેલો.

**બિસ્મિલ્લાહ** = કાર્યનો આરંભદર્શક મંગલ મંત્ર.

'ઓ **પરમાત્મન્! ત્હારા નામ** સાથે', એ એનો અર્થ છે.

**બુતખાનૂં** = પ્રેમમંદિર – **ભક્તિ**સ્થાન.

**બુતપરસ્તી** = મૂર્તિપૂજા; પ્રતીકોપાસના (Worship of the Beau Ideal.)

**બુલ્બુલ** = **બુલ્બુલ** પંખી **એ** આશકના જિગરનૂં અને **ગુલ** એટલે ફૂલ એ **પરમાત્મ**–જ્યોતિનાં રૂપક છે.

**બેકામિલ** = અપૂર્ણ.

**બેખુદ** = અહંથી રહિત; નિર્મમ; **નિજાનન્દી; સ્વરૂપસ્થ.**

**બેખુદી** = નિર્મમત્વ; **નિજાનન્દ.**

**બેગાના** = બીજાનો થયેલો; **ભક્તિની અનન્યતામાં** ચૂકેલો.

**બેગિન્તી** = અગણિત.

**બેઝાર** = કાયર; કંટાળેલો.

**બેઝારી** = કંટાળો; કાયરતા.

**બેતબાઝી** = ગાનતાન; ગઝલની બે લીટીને '**બેત**' કહે છે, તે ઉપરથી.

**બેતમીઝ** = અસભ્ય.

**બેસબ્ર** = સબુરી વગરનો અધીરો; અસ્વસ્થ.

**બેહયાઇ** = હૃદયહીનતા

**બેહિશ્ત** = સ્વર્ગ; સ્વર્ગીય સ્થિતિ.

**બેચ્યાં** = બાંય.

**બોસા** = ચુમ્બન. પરમાત્માની નિકટતાનો સ્વાનુભવ વૈખરી વાણીમાં વ્યક્ત કરવાને સૂફીઓ આ શબ્દ વાપરે છે.

**બ્રાહ્મી** = બ્રહ્મમયી; બ્રાહ્મીભૂત; બ્રહ્મલીન.

**બ્રાહ્મી** = એક વનસ્પતિનું નામ છે. માનસિક રોગો ઉપર એ ઔષધિ તરીકે વપરાય છે.

**બ્રોમાઇડ** = Potass-Bromide. – ‘ પોટાસ બ્રોમાઇડ ’ નામની અંગ્રેજી દવા. મગઝનાં દર્દો મટાડવાને વપરાય છે.

**ભર્ગ**=પ્રકાશ (Effulgence) – આન્તર સવિતાનું જયોતિ – પ્રજ્ઞાનનું – તેજ, જેના સ્વાનુભવ માટે દ્વિજ થનાર દરેકે ગાયત્રી મંત્રમાં ધ્યાન કરવાનું છે તે.

**ભવભૂતિ** = ભરતખંડમાં આશરે એક હજાર વર્ષ પહેલાં થયેલા મહાકવિ. એમનાં ‘ઉત્તર રામચરિત, ’ ‘ માલતી માધવ’ અને ‘ મહાવીરચરિત ’ એ ત્રણે નાટકો બહુજ પ્રખ્યાત છે. હૃદયના કરુણરસની બાબતમાં મહાકવિ કાલિદાસથી પણ ભવભૂતિ ચ્હડે છે.

**ભાનુમુખી** = પ્રેમભક્તિ અને પ્રજ્ઞાનની એકતારૂપી આન્તર સવિતા તરફ જેનું મુખ છે તેવી – ભક્તિ અને જ્ઞાનના અદ્વૈતમાં મળનારી.

**ભાસ્કર** – અજવાળું આપનાર સૂર્યનારાયણ – જેમ બાહ્ય વિશ્વને પ્રકાશ આપનાર બાહ્ય સવિતા તેમ આન્તર વિશ્વને – મનુષ્યની અન્દરની સૃષ્ટિને પ્રજ્ઞાનના અનુભવપ્રકાશથી પોષનાર આન્તર સવિતા. જુવો ગાયત્રી.

**ભુજંગ** = નાગ; શેષ; અનન્ત; વાસુકી = આર્ય તત્ત્વજ્ઞાનની પરિભાષામાં અવ્યાકૃત બ્રહ્મને શેષનું રૂપક આપવામાં આવે છે. શેષ = શૂન્ય. (આત્માની મૂલ અલિંગી સ્થિતિ.)

**મકર** = મગર.

**મખમૂર** = દ્રાક્ષાસવ પીધેલો – પ્રેમોન્મત્ત.

**મજનૂં** = એનો શબ્દાર્થ ‘ દીવાનો – આશક ’ એવો થાય છે. લેલાં મજનૂંની પ્રેમકથા ઉર્દૂ અને ફારસી સાહિત્યમાં બહુ પ્રખ્યાત છે. મજનૂં ધીઝનીના બાદશાહનો શાહઝાદો અને લેલાં કાજીની દીકરી હતાં. લેલાંને જેતાંજ મજનૂંને પૂર્વસ્મૃતિના સંસ્કાર જાગે છે અને તેનામાં એને

અનિર્વાચ્ય દર્શન થાય છે. એ બન્નેની અનેક પ્રકારે કસોટીઓ થાય છે. મજનૂં લૈલાંના શબ્દોને અલ્લાહનું ફરમાન સમજે છે અને એક ઝાડના થડમાં તપ કરે છે. છેવટે બન્નેનું મળવું થાય છે અને થોડી ક્ષણમાં બન્ને શરીર છૂટી જાય છે. ભગવતી મીરાં, મહાત્મા તુલસીદાસ અને વ્રજની ગોપીઓના જેવી અનન્ય ભક્તિનું આ દૃષ્ટાન્ત છે. વિસ્તારી કથા માટે જુવો – ગૂજરાતી ગઝલિસ્તાન, દીબાચો પૃ. ૨૦ – ૨૪ તથા ટીકા, પૃ. ૨૭૪.

**મઝહબ** = ધર્મ – ધર્મશાસ્ત્ર.

**મક્તબ** = નિશાળ, પાઠશાળા.

**મન્મયપણું** = 'હું અને મ્હારા'-ની પ્રબળ ભાવના.

**મન્સૂર – મનસૂર** = હુસેન બિન મન્સૂર અલ્ હલ્લાજ, એ નામના સૂફી મહાત્મા બગદાદમાં થયા છે. અનલહક્ક એટલે अहं ब्रह्मास्मि બોલવા માટે બગદાદના સુલ્તાને એમને કેદમાં પૂરીને બહુ કષ્ટ આપેલું. કેદખાનામાં ઘણા ચમત્કારો સુલ્તાને જોયેલા છતાં અદ્વૈતને સહી ન શકવાથી છેવટે હાથ પગ કપાવી નાંખીને એ મહાત્માના શરીરને સૂલીએ ચ્હડાવેલું. (હિઝરી સન ૩૦૯.) ઇસુ ખ્રિસ્તની પેઠે દેહવિસર્જન પછી એમણે આશકોને દર્શન આપેલું એવી એક માન્યતા છે. વિસ્તારી કથા માટે જુવો ગૂ. ગ. પૃ. ૨૫૭.

**મય** = દારૂ. પ્રેમરૂપી મદ્ય. જુવો દારૂ.

**મયખાનું** = પ્રેમરૂપી મદ્ય-પ્રાપ્તિનું સ્થાન; ભક્તિમંદિર; પ્રેમની અનુભવશાળા.

**મયખોર** = પ્રેમરૂપી મદ્યની લત લાગેલો; અનન્ય પ્રેમી; પ્રેમનો ચુસ્ત ભક્ત.

**મયખ્વાર** = પ્રેમરૂપી મદિરા પીને ખરાબ થઈ ગયેલો – છકેલો.

**મયદાની** = પ્રેમરૂપી મદ્યની પ્યાલી.

**મયનાબી** = પ્રેમરૂપી મદ્યનો – પ્રેમી.

**મર્ઝ** = દરદ; રોગ.

**મર્હમ** = મલમ.

**મર્હુમ** = ગુજરી ગયેલા; મરી ગયેલા – શરીરથી નહીં, પણ મનથી ઐહિક વાઞ્છનાઓથી રહિત. પરમાત્મકૃપા અનુભવેલા.

**મહતાબ** = ચન્દ્ર.

**મહફિલ** = મંડળી.

**મહબૂબ** = મધુર પ્રેમમૂર્ત્તિ (જુવો – માશૂક.)

**મહૂઅર** = બંસી – દિલમાં વાગતી તે.

**મહેરામણ** = દરિયો.
(ભવસાગર.)

**મહૌજસ** = મહાજ્યોતિ – અસીમ પ્રકાશ.

**માણીગર** = ભોગવનાર.

**માતરિશ્વા** પવન; વાયુ.

**માદર** = માતા.

**માયિલ** = આતુર.

**માર્જન** = પવિત્રીકરણ; શુદ્ધિકરણ. (પાણી છાંટીને પવિત્ર કરવાની ક્રિયા.

**માર્દવ** = મૃદુતા.

**માલમ** = વહાણવટી.

**માશૂક** = પ્રિયતમા; આશક એટલે પ્રેમનો ચુસ્ત ભક્ત – તેના આત્માને ખેંચનારૂં પરમાત્મજ્યોતિ – તેનું એકનું એક લક્ષ્ય. (વૈખરી વાણી આ શબ્દ સમજાવવાને અસમર્થ છે.)

**મિઝાજી** = માયિક – પ્રાકૃતિક. પ્રેમની બે ક્રમિક સ્થિતિઓમાં માયિક પ્રેમ તે **મિઝાજી** ઇશ્ક અને આધ્યાત્મિક પ્રેમભક્તિ તે **હકીકી** ઈશ્ક. જુવો **અંગ્રેજી દારૂ.**

**મિત્ર – મિત્ર** = સૂર્યદેવ; અગ્નિદેવ.

**મિરગા** = મૃગ. હૃદયરૂપી મૃગ.

**મિસ્કીન** = નમ્ર; ગરીબ; તાબેદાર.

**મીનાઇ** = અલૌકિક; દિવ્ય.

**મીમાંસક**=તત્ત્વવેત્તા;બ્રહ્મવેત્તા.

**મીમાંસા** = તત્ત્વજ્ઞાન; ફિલ્સુફી; વસ્તુની તાત્ત્વિક રીતે ઊંડી શોધ. વેદો પછી લખાયલાં આર્ય દર્શનોમાં છેલ્લાં બેનાં નામ પૂર્વમીમાસાં અને ઉત્તર મીમાંસા છે. પૂર્વમીમાંસા મહર્ષિ જૈમિનીકૃત અને ઉત્તરમીમાંસા અથવા વેદાન્તશાસ્ત્ર મહર્ષિ વ્યાસકૃત.

**મુકદ્દર** = નસીબ; તકદીર; કિસ્મત.

**મુકુલ** = ફૂલની કળી.

**મુતાબિક** = અનુસાર; પ્રમાણે.

**મુદિર** = વાદળી.

**મુરવ્વત** = ગરઝ; શરમ.

**મુર્દન** = મુડદું બનીને.

**મુર્શિદ** = શિક્ષક; ગુરુ.

**મુસા** = Moses – ઇસ્લામી ધર્મના એક પયગમ્બર. એમની જીવનકથામાં એક વાત એવી છે કે તૂરના પહાડ ઉપર એમને જ્યારે પહેલવહેલું પરમાત્મજ્યોતિનું દર્શન થયું ત્યારે એ અસીમ પ્રકાશ તેમનાથી સહી શકાયો નહીં અને તેઓ એકદમ મૂર્છિત થયા. હઝરત મુસાને પરમાત્મા તરફથી એકેશ્વરવાદ સ્થાપિત કરવાના પયગામ સાથે કેટલીક સિદ્ધિઓ અને એક જાદૂઈ દંડ મળ્યાં હતાં.

**મુસ્તફા** = પયગમ્બર; પ્રેરિત પુરુષ.

**મૌલા** = પરમાત્મા. ( The Supreme Self. )

**મંજુલ** = મધુર; પ્રેમાળ.

**મંઝિલ – મઝલ** = મુસાફરીનો મુકામ – મુસાફરી.

**યક્તન** = એકતન; અભિન્ન.

**યૂસૂફ** = હઝરત યૂસુફ – (Joseph ) એમની અદ્વિતીય સુન્દરતાને લીધે તેઓને મિસરનો ચન્દ્ર ( માહે કિનાન ) કહે છે. ઝુલેખા એમના ઉપર આશક-દીવાની થયેલી. ઘણાં વરસોના વિરહને અન્તે છેવટે તેમનાં લગ્ન થયેલાં અને ત્યારથી એમને ઈશ્વરી પયગામ મળેલો. વિસ્તારી કથા માટે જુવો ગૂજરાતી ગઝલિસ્તાન પૃ. ૨૫૭ – ૨૫૮.

**રબ્બ** = પરમાત્મા.

**રાઝ** = ભેદ – ગુપ્ત રહસ્ય. ( Mysticism. )

**રાધા** = પ્રેમભક્તિની પરિભાષામાં તદ્રૂપ ભક્તિને સજીવારોપણ કરીને એવું રૂપક અપાય છે.

**રાબિયા—રબિયા** = આ ભગવતી બાનુ હઝરી સનની બીજી સદીમાં બસરામાં થયાં. ભારતવર્ષનાં દેવી મીરાંબાઇ તથા ફ્રેન્ચ સાધ્વી થેરિસા ( St. Therisa ) અને મૅડમ ગુયૉન્ ( M'me Guyone ) ની ઝિન્દગાનીને એમનૂં આન્તર જીવન કેટલેક અંશે મળતૂં આવે છે. સૂફી સંતોમાં હઝરત અબુ હાસિમ, હઝરત ઇબ્રાહીમ અદહમ (શાહે બલ્ખ ), હઝરત બાયઝિદ, હઝરત જુનૈદ, હઝરત મન્સૂર-શાહ, હઝરત શમ્સ, હઝરત અબુ સૈયદ ખેર તથા મહાત્મા ઇમામ ગઝાલી વગેરે મુક્તાત્માઓની સાથે એમની ગણના થાય છે. 'તઝકિરાત્ – ઉલ્–ઓલિયા'માં ફરિદ્ ઉદ્દીન અત્તારે એમની વાણી નોંધેલી છે : એક વાર શરીરની બિમારી વખ્તે તેઓ બોલેલાં કે, ' મ્હેં સ્વર્ગની મોઝમઝાઓને ચાહી હતી અને એટલા માટે મ્હારા પ્રિયતમ પ્રભુએ મ્હને શિક્ષા ફરમાવી છે. ' શરીરનાં લગ્નોમાં એમને આસ્થા જ ન્હોતી; એ બાબતમાં એમણે કહેલૂં કે, ' હૂં તો શાદીના કરારથી બંધાઇ ચૂકેલી છૂં – હૂં મ્હારી પોતાની છૂં જ નહીં, પણ મ્હારા સ્વામીની છૂં અને એમના તરફ મ્હારાથી બેવફા થવાય જ નહીં. ' ભગવતી રાબિયાને કોઇએ પૂછ્યૂં કે, 'આપ શયતાનને ધિક્કારો છો કે નહીં ? ' એમણે કહ્યૂં

કે, 'પરમાત્મા પ્રત્યેનો મ્હારો પ્રેમ એટલો તો પુષ્કળ અને નિરંતર વધ્યાં કરે છે કે ધિઃક્કારવાને તો મ્હને અવકાશ જ મળતો નથી.' બાહ્ય વિધાનોને તેમ જ સાકાર દશ્યોને તેઓ બિલ્કુલ ગણકારતાં નહીં. કાબાના પવિત્ર સ્થાનની મુલાકાત વખ્તે તેઓ બોલેલાં કે, 'આ તો માત્ર ઈંટો ને પથ્થરનું જ મકાન છે – એનાથી મ્હને શો લાભ છે ? ઓ માલેક ! મ્હારે તો ત્હારી ખુદની ગરજ છે.' પરમાત્મા વિશે હુસનની સાથે વાત કરતાં એમણે કહ્યું હતું કે, 'તમે **તે** આવો છે, **તે** આવો છે, એમ કહીને **તે**ને જાણવા મથો છો : અને હું **તે** એનાથી પર છે, એનાથી પર છે, એમ સમજીને એને પિછાનું છું.' એમની પ્રાજ્ઞ ચેતના (God - Consciousness) સર્વદા જાગ્રત જ રહેતી અને તેઓ હરદમ નિજાનન્દમાં મસ્ત રહેતાં. એમનો દેહવિલય ઈ. સ. ૭૫૩માં જેરુસેલ્મમાં થયેલો.

**રાહબર** = રસ્તો દેખાડનાર; શિક્ષક; નેતા. (Spiritual Guide.)

**રાહેરુહ** = આત્માને ઉત્તેજનારા સંગીતનો એક રાહ છે.

**રિન્દ** = પ્રેમમાં છકેલો – મસ્ત.

**રુરુદિષા** = રોવાની ઇચ્છા.

**રુસ્તમ** = ઈરાનના એક પહેલવાનનું નામ છે. અહીંઆં એક હૃદયભાવનાનું રૂપક છે.

**રુહ** = જીવ. (એનું બ. વ. **અર્વાહ**.)

**રંજ** = દુઃખ; દિલગીરી; આન્તર વેદના; માનસિક વ્યથા.

**રંજુર** = આન્તરપીડિત; હૃદયનો દુખીઆરો.

**લબ** = ઓઠ; અધર.

**લબ્બેક** = હા જી હા !

**લબ્લગી** – ચુમ્બન.

**લફ્ઝ** = શબ્દો.

**લયલાં – લેલાં – લૈલીં** = એનો શબ્દાર્થ 'રાત્રિ' એવો થાય છે. **મજનૂં**એ જેનામાં પ્રેમદર્શન અનુભવેલું તે પ્રેમમૂર્તિ **લયલાં**. જુવો **મજનૂં**.

**લયલત – ઉલ – કાદર** = એનો શબ્દાર્થ 'પરમાત્માની રાત્રિ' એવો થાય છે. કુરાનમાં એક એવી રાત્રિનો ઉલ્લેખ છે કે જે રાત્રિએ ધ્યાનસ્થ ભક્તને પ્રભુનું દર્શન અનુભવાય છે. એ રાત્રિ રમઝાન મહિનામાં આવે છે.

**લવ – લો** = લેહ; લગની.

**લાઝિમ** = યોગ્ય; ઉચિત.

**લાલન** = પ્રેમી.

**લિયાકત** = લાયકાત

**લુકમાનજી** = એક ઈરાની

હકીમનું નામ છે. અહીં હૃદયની એક ભાવનાનું રૂપક (Personification) છે.

**લુગાઈ** = સ્ત્રી; પત્ની.

**લૈન્ય** = લીનતા.

**લૉટ્ – શેરલૉટ્** = પ્રસિદ્ધ જર્મન લેખક ગીટી (Goethe) એ લખેલી 'Sorrows of Young Werther'ની કરુણ કથામાંની **શૅરલૉટ્**; **વર્થર**ની એ ઉપાસ્ય પ્રેમમૂર્તિ અને **આલ્બર્ટ**ની પરિણીત સ્ત્રી.

**લંકા** = અહંકારરૂપી અસુરની નગરી – આસુરી સંપત્‌ના રાવણ રાજાની નગરી.

**લ્યાનત** = શાપ; ફિટકાર; ધિક્કાર.

**લ્યૂથર** = ખ્રિસ્તી ધર્મગુરુઓની સામે જબરો વાંધો ઉઠાવનાર-ખ્રિસ્તી ધર્મને નવા રૂપમાં લાવનાર મહાત્મા **માર્ટિન લ્યૂથર**. એમના અનુયાયીઓ તે પ્રૉટેસ્ટન્ટ કહેવાય છે. તેઓ ધર્મની અન્ધશ્રદ્ધાને માનતા નથી, પણ વિવેકબુદ્ધિને અનુસરે છે.

**વતન** = મૂલ ઉત્પત્તિ સ્થાન. (વસ્તુમાત્રની ખરી જન્મભૂમિ પરમાત્મામાં છે.)

**વરેણ્ય** = શ્રેષ્ઠ; સર્વોપરિ.

**વર્થર** = જર્મન મહાલેખક ગીટી (Goethe)એ લખેલી '**સૉરોઝ ઑફ્ યંગ વર્થર**' નામની કથામાં **શૅરલૉટ્** ઉપર **આશક** થનાર **વર્થર** બહુ જ કોમળ હૃદયનો છે. **શૅરલૉટ**ના પ્રેમમાં તે આપઘાત કરે છે. એ કથા જ્યારે લખાઈ ત્યારે **ફ્રાન્સ** અને **જર્મની**માં બહુ જ આકર્ષણ અને ખ્યાતિ પામેલી – એટલે સુધી કે લોકો એ **આશકમાશૂક**ની છબિવાળા પ્યાલા – રકાબીઓ ખાસ કરીને વાપરતા.

**વસ્તુ** = બ્રહ્મ.

**વહ્દત** = અભેદ – અદ્વૈત.

**વહી** = પરમાત્માનો પયગામ; (Divine Revelation-Inspiration.)

**વિતાન** = યજ્ઞનો અગ્નિ.

**વિધુ** = ચન્દ્ર.

**વિનિપાત** = પડતી; અવનતિ.

**વિપ્રયોગિની** = વિયોગિની; વિજોગણ.

**વિભાવરી** = રાત્રિ.

**વિમોચન** = છૂટકારો.

**વિરાટ** = સર્વવ્યાપક બ્રહ્મ.

**વિવર્ત** = પડદો.

**વિક્ષિપ્ત** = અસ્વસ્થ; વિક્ષેપ થયેલો–ખલેલ પહોંચેલું.

**વુઝૂ** = પરમાત્માનું ધ્યાન કરતા પૂર્વે હાથ, મ્હોં વગેરે ધોવાની ક્રિયાને 'વુઝૂ કરવું' કહે છે.

**વેદ** = ( **વિદ્** = વિદ્યા પ્રાપ્ત કરવી, એ ઉપરથી. ) **આર્યોનું** શ્રેષ્ઠ અને સૌથી જૂનૂ શાસ્ત્ર. મૂળ **ઋગ્વેદ**, **યજુર્વેદ** અને **સામવેદ** તથા પાછળથી જુદો પડેલો **અથર્વવેદ**, એમ ચાર **વેદો** છે. **અગ્નિમાંથી** ઉત્પન્ન થયેલો **ઋગ્વેદ** દુનિયાનો જૂનામાં જૂનો ગ્રન્થ છે. એમાં ૧૦૦૦ ઉપરાન્ત ઋચાઓ છે. વાયુમાંથી ઉત્પન્ન **થયેલો યજુર્વેદ** યજ્ઞ સંબન્ધી છે અને એના **શુક્લ** અને **કૃષ્ણ** એવા બે ભાગો છે. **સૂર્યમાંથી** ઉત્પન્ન થયેલો **સામવેદ** સંગીતાત્મક છે. **અથર્વવેદ** ક્યારે જુદો પડયો એ અનિશ્ચિત છે: પણ **અથર્વણ**ઋષિ પહેલવહેલા **સ્વર્ગ**માંથી **અગ્નિ** લાવ્યા એ આખ્યાયિકા તથા ઝંદભાષાનો '**અથર્વન**' શબ્દ અને ફારસી શબ્દ '**આતર્બાન**' એ જ અર્થના હોવાથી દેખાય છે કે **આર્યાવૃત્ત**ની સીમામાં જ્યારે ઈરાન પણ શામિલ હશે ત્યારે એટલે ઇસિવી સન પૂર્વે આશરે હઝાર–બેહઝાર વરસના અરસામાં એ **વેદ** જુદો કહાડવામાં આવ્યો હશે. **વેદોના ૧૪** કાણ્ડ છે અને તેમાં **૧૩** કાણ્ડોમાં **પરમાત્માનો મહિમા**, અનેક રીતે **તેની** સ્તુતિ – ઉપાસના તથા સૃષ્ટિની ઉત્પત્તિ અને **યજ્ઞ**યાગાદિ સંબન્ધી ઉલ્લેખો છે અને તેથી તે ધૂમમાર્ગ કહેવાય છે. **૧૪** મો કાણ્ડ જીવ, જગત અને **બ્રહ્મ**ની એકવાક્યતાનો હોવાથી તે **અર્ચિ** ( **પ્ર**કાશ – જ્ઞાન ) માર્ગ કહેવાય છે. **વેદો** અપૌરુષેય એટલે સ્વયં ઉદ્ભવેલા મનાય છે કેમકે તે કેવળ **પરમાત્માની** પ્રેરણાથી મહર્ષિઓના આત્મામાં પ્રકટેલા છે અને તેથી તે તે ઋષિઓ વેદોના કર્ત્તા નહીં, પણ દ્રષ્ટા કહેવાય છે. **પરમાત્માનો અવાઝ** આત્મામાં સાંભળીને લખાયલા હોવાથી તેને શ્રુતિ પણ કહે છે.

**વેદાન્ત** = વેદોને અન્તે થયેલાં ઉપનિષદોનું **જ્ઞાન** તે **વેદાન્ત** – **બ્રહ્મ**મીમાંસાનું જ્ઞાન – **આ**ત્માપરમાત્માની એકતાનું જ્ઞાન; **આર્ય** **ત**ત્ત્વજ્ઞાનનાં છ દર્શનો :– ભગવાન કપિલનૂં **સાં**ખ્ય, ભગવાન **પ**તંજલિનૂં યોગ, મહર્ષિ **ગૌ**તમકૃત **ન્યાય**, કણાદ મુનિનૂં વૈશેષિક, મહાત્મા જૈમિનિકૃત પૂર્વમીમાંસા અને ભગવાન્ **વ્યાસ**નૂં ઉત્તર **મી**માંસા અથવા વેદાન્ત.

**વૈખરી** = વાણીના ચાર પ્રકાર છે: **પરા**, **પશ્યન્તી**, **મધ્યમા** અને **વૈ**ખરી. મનુષ્યની સામાન્ય વાણી તે વૈખરી.

**વૈજયન્તિકા** = વિજયધ્વજા; પુષ્પમાળા.

**વૈતાનિકાગ્નિ** = યજ્ઞનો અગ્નિ.
**વૈશ્વાનર** = અગ્નિદેવ.
**વ્યભિચાર** = અન્દરનો અને બહારનો અસહચાર– મનોવૃત્તિ અને વિવેકબુદ્ધિનો વિરોધ.
**વ્યાસ** = ભગવાન વ્યાસ, એક આર્ય મહર્ષિ, દૃષ્ટા અને મહાકવિ; બ્રહ્મસૂત્રો, ઉત્તર મીમાંસા - શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, મહાભારત અને ૧૮ પુરાણોના કર્તા; પરાશર ઋષિના મત્સ્યગન્ધા ( સત્યવતી ) ને પેટે અવતરેલા પુત્ર; તેઓ શ્યામવર્ણના હોવાથી અને બેટ ઉપર જન્મેલા હોવાથી કૃષ્ણદ્વૈપાયન પણ કહેવાય છે. ભગવાન બાદરાયણ પણ એમનું જ નામ છે. વેદોને વ્યવસ્થિત રીતે ગોઠવીને હાલના રૂપમાં રજૂ કરનાર પણ એ જ મહાત્મા છે. વેદોના અને ઉપનિષદોના તાત્ત્વિક વિવરણ ઉપરાન્ત પુરાણોમાં કવિતા અને ઇતિહાસની સાથે આત્મા-પરમાત્માનું અગમ્ય વસ્તુ એમણે એવી વિલક્ષણ રીતે ગૂંથ્યૂં છે કે સામાન્ય મનુષ્યો માત્ર ઇતિહાસ અને ધાર્મિક વાતો જ સમજીને એનો આદર કરે, કાવ્યરસિકો કાવતા સમજીને આદર કરે અને આન્તર દૃષ્ટિથી વસ્તુ સાથે યોગ કરીને જોનાર આત્માના નિગૂઢ પ્રદેશની સૂક્ષ્મ મીમાંસા એમાંથી ઉકેલી શકે. ભગવાન વ્યાસે રચેલાં લગભગ બધાં વસ્તુઓમાં વાચ્યાર્થ કરતાં લક્ષ્યાર્થમાં હેતુ-પૂર્વક જ ઊંડાં રહસ્યોનૂં ગુમ્ફન કરેલૂં દેખાય છે. જગતને વ્યાસ ભગવાને આપેલૂં વસ્તુ અનિર્વચનીય છે. તેનૂં બાહ્ય શરીર જો કે ઇતિહાસનૂં છે, તેનૂં અન્તરંગ જો કે કવિતાનૂં છે છતાં તેના પ્રાણમાં આત્મા-પરમાત્માની એકતા દેખાડનારો અલૌકિક પ્રકાશ છુપી રીતે વહ્યાં જ કરે છે. એમણે યોજેલાં મનુષ્ય અને સ્થલવાચક લગભગ બધાં વિશેષ નામોમાં કોઇ પ્રસંગે આત્માની સ્થિતિબોધક તો કોઇ પ્રસંગે અમુક ગુણબોધક અર્થભાવના છુપેલી છે. અન્દરનો સુરાસુરસંગ્રામ એ એમનો લક્ષ્ય વિષય છે. આખી દુનિયાના ઇતિહાસમાં આવો સમર્થ વસ્તુ-વિધાયક બીજો જડવો મુશ્કેલ છે. ભગવાન વ્યાસની એવી જ પરિભાષાનૂં કંઇક સમરૂપ આ દીવાનમાં 'દ્વિજજીવનને દ્વારે,' 'વાનપ્રસ્થ અગ્નિહોત્રી,' 'હમારૂં ઇશ્કનૂં બુલ્બુલ, ''નન્દનક્ષેત્ર' અને બીજી કેટલીક ગઝલોમાં તથા કવિતામાં જોઈ શકાશે.
**વ્યોમ** = આકાશ – અન્તરાકાશ – હ્રદયાકાશ.
**વ્યંજના** = સ્પષ્ટીકરણ.

**શઅેર** = ગૂજરાતીમાં જેમ સાખી અને દુહા લખાય છે તેમ ફારસી અને ઉર્દૂમાં શઅેરો (બેતો) લખાય છે.

**શમ્સ** = સૂફી મહાત્મા શમ્સે તબ્રીઝ. જુવો '**કુમ્મ્-ઇઝની.**'

**શરાબ** = પ્રેમરૂપી મધ - જુવો **દારૂ**.

**શરાબી** = પ્રેમરૂપી મધનો - પ્રેમપૂર્ણ - પ્રેમનો.

**શહ** = શહાનશાહી.

**શહાદત** = મરણીઆપણું - કેસરીઆં. (Martyrdom.)

**શાઅેર** = કવિ.

**શાઅેરી** = કવિતા - કવિતાનૂં.

**શાગીર્દ** = મદદગાર.

**શાઇદ** = **આશક - ભક્ત** - પ્રેમી.

**શાશ્વત** = કાયમનૂં - **સનાતન.** ( Eternal. )

**શાશ્વત બાલ** = The Immortal Child - Love. જુવો :- **દિવ્ય બાલક.**

**શાહી** = શહેનશાહી - બાદશાહી - સરકારી.

**શિતાબી** = ત્વરા.

**શીરીં** = મધુરં.

**શીરીં - શીરીન** = ઈરાનનાં શાહઝાદી અને ફર્હાદનાં **માશૂક** તથા **ચીન**ના બાદશાહનાં બેગમ. આ **આશકમાશૂક**ની કરુણ કથાનૂં નાટક **મુમ્બઈ**ની ગૂજરાતી **નાટક મંડળી** '**દાગે હસરત**' એ નામથી ભજવે છે. જુવો :- **ફર્હાદ.**

**શુશ્રૂષા** = સેવા - ચાકરી - માવજત.

**શૂન્યનગર** = **બ્રહ્મ**ની **અવ્યક્ત** સ્થિતિને **જ્ઞાનયોગ**ની **પરિ**ભાષામાં આવી રીતે બોલાય છે. **ૐ** ॥

**શેર** = સિંહ - વાઘ.

**શેલી** = P. B. Shelly - એક સુપ્રસિદ્ધ **અંગ્રેજ** કવિનૂં નામ છે.

**શૈત્ય** = પ્રેમની ગેરહાઝરી.

**શૈલશૃંગ** = પર્વતની ટોચ.

**શોણિત** = લોહી.

**સત્ત્વાપત્તિ** = વેદાન્તની **ચોથી** **ભૂ**મિકા. આન્તરમાં નિસ્ત્રૈગુણ્યાનુભવ જાગ્રત - નિત્ય **સત્ત્વ**સ્થ - નિર્દ્વંદ્વ. જુવો શ્રી **ભ. ગી. અ. ૨** અને વિચારમાલા ( શ્રી **અનાથદાસજી**કૃત. )

**સદૃશ** = સરખૂં; જેવૂં.

**સનમ** = **બ્રહ્મ**મૂર્ત્તિ - પ્રેમસ્વરૂપ પ્રિયતમા. ( The Beau Ideal. ) જુવો **માશૂક**.

**સનીડ** = સમીપ.

**સમારોપિત** = સ્થાપિત; અન્દર સ્થાપેલો.

**સમીર** = પવન; વાયુ.

**સલામ** = શાન્તિ. ('**ઇસ્લામ**' ઉપરથી. )

**સહકાર** = આંબાનૂં ઝાડ; સાથે કામ કરનાર. (**ઇષ્ટ મિત્ર.**)

**સા** = **સા** = **તે** . માશૂક

**સાકી** = પ્રેમરૂપી મધ પાનાર. ગુરુ – Spiritual Guide – ગુરુના જ્ઞાનમાં વૃત્તિની લીનતા અનુભવાતાં જગત ભુલાઈ જાય છે એટલા માટે એને સાકી કહેવામાં આવેછે.

**સાગર** = પ્રેમરૂપી મધનું પ્યાલું – હૃદયરૂપી પાત્ર.

**સાફી** = નિષ્કિંચનભાવનો આત્માનુભવી; કેવળ **સ્વરૂપ**–સંસ્થિત; જેની દ્વૈતની ભાવના સાફ થઈ ગઈ છે તે. સૂફીની છેવટની દશા **સાફી**ની છે. જુવો: – મસ્તની શરીફ, કિતાબ ત્રીજી, પૃ. ૨૨૦ અને ગુલ્શનેરાઝ, ૧ : ૮૫૦.

**સાવિત્રી** = જુવો **ગાયત્રી**.

**સાંઈ** – **સાંઇયા** = પરમાત્મા – માલેક.

**સિકન્દર** = અલેક્ઝાન્ડર ધિ ગ્રેટ. ઈરાન અને હિન્દુસ્તાન પર એણે હુમલાઓ કરેલા ત્યારે સનાતન જીવનના ઝરા (આબે હયાત) વિશે એણે સાંભળેલું અને એની બહુ શોધ કરેલી. કહે છે કે **આબે હયાત**નો ઝરો તો એને મળેલો! પણ ત્યાં એણે નાગી તલ્વારોના સખ્ત ચોકી પહેરા જોયા અને તેથી અમૃતનું એક પણ ટીપું એ પી શક્યો નહીં!

**સિતમગારી** = ઝુલ્મીપણું.

**સિફત** = વખાણ.

**સિર્ફ** = ફકત; માત્ર.

**સિવિલિઝેશન** = સુધારો – Civilisation.

**સીતા** = બ્રહ્મવિદ્યા – અધ્યાત્મજ્ઞાન.

**સીના** = છાતી; હૃદય.

**સુભટ** = યોદ્ધો.

**સુમન** = ફૂલ.

**સુરભી** = સુગન્ધ.

**સુરા** = જુવો **દારૂ**; **શરાબ**; **મય**.

**સુરાહી** = 'શીરોહી' કહે છે તે પાત્ર.

**સુરેખ** – **સુર્ખ** = લાલ. (તે ઉપરથી – સુન્દર.)

**સુષુપ્તિ** = ગાઢ નિદ્રા.

**સુઙ્કુત્ત્વ** = સુન્દરતા; સુરૂપ.

**સૂક્ત** = વેદનું સૂત્ર – ઋચા.

**સૂફી** = (સૂફ = ઊન, એ ઉપરથી.) મસ્ત ફકીર – જ્ઞાની ભક્ત – પરમાત્માના પ્યારા – મસ્તરામ – સાધુરામ – પ્રેમ-ભક્તિ અને પ્રજ્ઞાનની એકતા અનુભવવાને મથનાર – પ્રેમનો જોગી – આર્યાવૃત્તમાં ભક્તિ અને વેદાન્તની જે માન્યતા છે તે બન્નેની અન્દરનાં રહસ્યોની એકવાક્યતા સમજનાર અને તદનુસાર જીવન ગાળનાર તે સૂફી; સર્વસ્વને ભોગે માત્ર પરમાત્માને જ ચાહનાર.

**સૂફી** તત્ત્વજ્ઞાન ઇસ્લામી ધર્મનો ગુહ્યવાદ ( Mysticism ) છે અને એના સિદ્ધાન્તો ઈરાન, અરબસ્તાન અને તેના સંબન્ધના બીજા દેશોમાં આશરે બે હઝાર વરસો પહેલાં પણ પ્રચલિત હતા. સૂફીઓ કર્મ-કાણ્ડનાં બાહ્ય વિધાનોને તથા ગતાનુગતિક અનુસરણોને મહત્ત્વ આપતા નથી પણ જીવાત્મા-પરમાત્માનું અદ્વૈત માને છે અને એ અદ્વૈતના પ્રત્યક્ષાનુભવ માટે મનોનિગ્રહની, અભ્યાસની અને દુનિયાદારીની ભાવના તથા તજ્જન્ય સુખોપભોગના ત્યાગપૂર્વક ભક્તિયોગની પરમ આવશ્યકતા માને છે; પૂર્ણત્વનો સ્વાનુભવ થવામાં પયગમ્બરની દરમ્યાનગીરીની ખાસ જરૂર માનતા નથી. તેઓ માને છે કે આ અખિલ બ્રહ્માંડ પરમાત્માનો પોતાનો પ્રસ્તાર છે. હકીકતમાં માયાનું સ્વતન્ત્ર અસ્તિત્વ નથી. જીવાત્મા 'પરમાત્મામાંથી' બનેલો નહીં, પણ ખુદ 'પરમાત્માનો' જ બનેલો છે, અને શ્રદ્ધાપૂર્વક પ્રેમયોગ સાધવાથી એ અભેદ સિદ્ધ થઈ શકે છે. સૂફી તત્ત્વસિદ્ધાન્તો પ્રકારાન્તરે ઉપનિષદનાં બ્રહ્મજ્ઞાનસૂત્રોનું જ સમરૂપ છે અને સૂફી ઇશ્ક પ્રકારાન્તરે પૂર્ણ પ્રેમભક્તિ જ છે. જુવો:- મીરાંબાઈ, નરસિંહમહેતા, કબીર સાહેબ, નાનકદેવ, અખાજી, પ્રીતમદાસ, છોટમ, ભગવાન શંકરાચાર્ય, સ્વામી રામતીર્થજી, મણિલાલ દ્વિવેદી અને બાલાશંકર કંથારીઆ વગેરે દ્વારા વહેલી ભક્તિ અને જ્ઞાનાત્મક વાણી. સૂફી ઈશ્કની ભૂમિકા માટે જુવો:-ફના-ફિલ્લાહ; તરીકત; હકીકત. વિશેષ સ્પષ્ટીકરણ માટે વાંચો:- (૧) મસ્નવી - વ્હીનફીલ્ડની ( Trubner Series ) તથા (૨) રેડહાઉસની. (૩) ગુલ્શને રાઝ ( Trubner Series ) (૪) The Dervishes by J. P. Brown. (૫) દીવાને હાફેઝ by K.M. Jhaveri. (૬) Persian Poets by Emerson. (૭) ગૂજરાતી ગઝલિસ્તાન (સાગર) તથા (૮) એ પુસ્તકનો પ્રૉ. આનન્દશંકર ધ્રુવનો રિવ્યૂ, વસંત, વૈશાખ - સં. ૧૯૭૦.

**સોઝે** = વિલાપ; પરજિયા.

**સોરંગ** = આત્માનો રંગ.

**સોરંગી** = આત્મિક - બ્રાહ્મી.

**સૌમ્ય** = શાન્ત - મધુર.

**સૌરભ** = સુગન્ધ.

**સંકુલ** = સંકુચિત; કૃપણ

**સંભૂતિ** = સામગ્રી.
**સંવાદી** = એકતાન. (Harmonious.)
**સંસૃતિ** = સંસાર.
**સંસ્કૃતિ** = સુધારણા.
**સ્નિગ્ધ** = સ્નેહાળ.
**સ્રોતસ્વિની** = ઝરણી – નદી.
**સ્વાધ્યાય** = બ્રહ્મવિદ્યાનો અભ્યાસ; વેદાધ્યયન.
**હકીકત** = નિશ્ચયાત્મક અધ્યાત્મ-જ્ઞાન; પ્રજ્ઞાન; વસ્તુબોધ. સૂફી ઈશ્કની ત્રીજી ભૂમિકા. જુવો – **તરીકત**.
**હકીકી** = આધ્યાત્મિક. (Spiritual.)
**હક્ક** = **સત્** – બ્રહ્મ – સચ્ચિદાનન્દ – પરમાત્મા. (The Truth; The Universal Self.)
**હનુમાન** = આર્ય દૃષ્ટાઓએ પ્રજ્ઞાનની આન્તર દૃષ્ટિથી દેવોની જે કલ્પના યોજી છે તેમાં હનુમાનની કલ્પના બહુ અદ્ભુત છે. નીચેના મુદ્દા અન્તર્દૃષ્ટિથી વિચારો :-

(૧) હનુમાનનું અખંડ બ્રહ્મચર્ય;
(૨) બુદ્ધિમાન વાનર જાતિ; વાનર = મનુષ્યનું અપૂર્ણ રૂપ.
(૩ હનુમાનને તેલ અને સિન્દુર ચ્હડે છે; **તેલ** = સ્નેહ; પ્રેમ. સિન્દુર = વીરત્વ; શૌર્ય – જીવાત્માનું ક્ષાત્ર બળ.
(૪) પ્રેમભક્તિમાં અને પ્રેમ-શૌર્યમાં પૂર્ણતા; **राम** પ્રતિ પૂર્ણ દાસભક્તિ; હનુમાનનું આ ખાસ લક્ષણ.
(૫) હનુમાન વાયુના પુત્ર છે. મનનું મૂળ પવન છે.

પૂર્ણતાના ક્રમમાં આત્માની એક સ્થિતિ સાથે આ બાબતો સરખાવી શકાશે. ૐ ॥

**હમદર્દી** = સહાનુકમ્પા, સમભાવ. (Sympathy.)
**હરગિઝ** = કદાપિ; કદાપિ પણ.
**હરમ** = મસ્જિદ, મંદિર.
**હર્મ્ય** = મહેલ.
**હવા બીબી** = ઇસ્લામી અને ખ્રિસ્તી શાસ્ત્રો પ્રમાણે મનુષ્ય-જાતિના આદિ પુરુષ બાવા આદમનાં પત્ની. (Eve.)
**હવા** = પ્રકૃતિ = માયા.
**હવિ – હવ્ય** = બલિ; દેવતાને અર્થે યજ્ઞમાં હોમાતી વસ્તુ.
**હસ્તી** = કાયમનું હોવાપણું – અસ્તિ – Eternal Existance – **સત્**.
**હાજી** = યાત્રાળુ. (હજ્જ = મક્કાની યાત્રા, તે ઉપરથી.)
**હાફેઝ – હાફિઝ** = મહમ્મદ શમ્સુદ્દીન ખ્વાજા હાફેઝ, એ ફારસી લખનારાઓમાં શિરોમણી (the Prince of Persion Poets છે. એની મસ્ત કલમે સૂફી

ઈશ્કના ગહન સિદ્ધાન્તો પ્રેમની પરિભાષામાં ગાયેલા છે. ઈરાનમાં હજી પણ એની ગઝલો બહુ રસથી ગવાય છે.

**હિજ્ર** = વિરહ. જીવાત્માની પરમાત્મા માટેની તીવ્ર વેદના.

**હિના** =મેંદી. ( પ્રેમનું સૌન્દર્ય.)

**હિમાંશુ** = ચન્દ્ર.

**હિરદા** = હૃદય; હૈયું.

**હુજ્ર** = અન્દરનો ઓરડો – અન્ત:પુર – અન્તરંગ – વિજ્ઞાનમય કોષ.

**હુમા** = એક પંખીનું નામ છે. એ પંખી પ્રભુકૃપાની આગાહી આપનારૂં મનાય છે.

**હુયત્** = અવ્યક્ત બ્રહ્મ. સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાંની મૂલ સ્થિતિ.

**હુસેની** = સુન્દરતાથી ભરપૂર. ( **હુસ્ન** = સુન્દરતા. )

**હૂબહૂ** = બરાબર મળતું આવે એવું. ( આબેહૂબ. )

**હૂર** = દિવ્યાંગના; પરી.

**હેયોપાદેય** = હેય + ઉપાદેય = ત્યાગ અને ગ્રહણ યોગ્ય.

**હૈતુક** = જેણે મનમાં કંઈ હેતુ છુપાવેલો હોય એવો.

**હોતા – હોતૃ – હોત્રી** = યજ્ઞહોમ કરનાર.

**ક્ષપાકર** = ચન્દ્ર.

**ક્ષેમ** = કલ્યાણ.

**જ્ઞાન** = વસ્તુને ખરે રૂપે જાણવાપણું; માત્ર શબ્દોમાં જાણવું એ જ્ઞાન નહીં, પણ હૃદય ને બુદ્ધિના સહચારપૂર્વક સત્‌નું જ અનુસરણ તે જ્ઞાન. ( Divine Wisdom. )

ૐ

तत्सत् ब्रह्मार्पणमस्तु ॥ ओ३म् ॥ शान्तिः शान्तिः शान्तिः ॥



ૐ

# સાગરનાં બીજાં પુસ્તકો



